## ૮૪૨ જિનરત્નસૂરિ (ખ. જિનરાજસૂરિ શિ.) સ્વ. સં. ૧૭૧૧

**(૧૭૩૯) ચોવીશી.**

**આદિ—** ઋષભ ગીત શ્રીરાગ

સમરિ સમરિ મન પ્રથમ જિનં, યુગલા ધરમ નિવારણ સામી
નિરખીજઈ તે સફલ દિનં.
ઉપશમ-રસસાગર નિતનાગર, દૂરિ કરઈ પાતક-મલનં
શ્રી **જિનરતન સૂરિ** મધુકર સમં.

**અંતે—** રાગ ધન્યાસિરી

ચઉવીસે જિનવર જે ગાવઇ, ત્રિકરણ શુદ્ધ નિકે ભવ પ્રાણી
મનવંછિત ફલ પાવઈ. ૧ ચ૦
શ્રી **જિનરાજ** સૂરિ **ખરતર** ગચ્છ, સહુ ગુરૂનઈ સુપસાવઇ
રાતિ દિવસ તુઝ ગુણ સમરીજઈ, એહ ભાવ મન આવઈ. ૨ ચ.
શ્રી **જિનરતન** તણી પ્રભુ સાંનિધિ, દિન દિન અધિકઈ દાવઇ
આરતિ રૌદ્ર ધ્યાન દુઈ પરિહરિ, ધરમ-ધ્યાન નિતુ ધ્યાવઈ. ૩ ચ.

—સં. ૧૭૧૬ માઘ સુદિ ૭ રવિ. લિ. પં. **સોમનંદનેન** **બાહડમેરૌ** ૨-૧૭ નં. ૧૬૩૩ સંઘ ભં. વીકાનેર.

---

## ૮૪૩ સકલચંદ (૨)

**(૧૭૪૦) સૂરપાલ રાસ** સં. ૧૭૧૭

—ગ્ર. ૪૨૩ સં. ૧૭૧૯ પો. વ. ૪ ગુરૂ કમલસાગર લિ. પત્ર ૧૮ પો. ૯ ચતુ૦

---

## ૩૨૩ હસ્તિરૂચિ (ત. હિતરૂચિ શિ) (૨-૧૮૪)

**(૧૭૪૧) ઉત્તરાધ્યયન સ્વાધ્યાય.** ૩૬ સઝાય. સં. ૧૭૩૯ આસો શુ. ૫ શનિ

**આદિ—** શ્રી નેમીસર જિનતણુજી એ દેસી.

પવયણ દેવી ચિત્ત ધરીજી, વિનય વખાણો સંસાર,
**જંબૂનઇં** પૂછયઈ કહ્યોજી, શ્રી **સોહમ** ગણધાર. ૧
ભવિક જન વિનય વહો સુખકાર.
પહિલઇં અધ્યયનઈં કહ્યોજી, **ઉત્તરાધ્યયન** મઝારિ,
સઘલા ગુણમાં મૂલગોજી, જે જિનશાસન સાર. ૨ ભવિક જન.

**અંતે—**

**અંકાગ્નિ મુનિચંદ્રેબ્દે**, ચાશ્વિન્યાં પંચમી શનૌ,
સદ્ **હસ્તિરૂચિના** ગીત-ષટ્ત્રિંશિકા લિપી કૃતા. ૧
શ્રી **તપ** ગચ્છિ ઉવઝાય ગુરૂ, શ્રી **હિતરૂચિ** તસ સીસ,
**હસ્તિરૂચિ** હરખઈ લિખ્યાં, **ઉત્તરાધ્યયન** છત્રીસ. ૨
આશુ માસિ ઉજ્જવલ પખિ, તિથિ પષ્ઠી રવિવાર,
ભણઈ સુણઇં જઈ લિખઇં, તિહાં ધરિ જયજયકાર. ૩

—સં. ૧૭૪૫ માર્ગશીર શુદિ ૫ રવિ લ. ઋષિ **પાસવીર** લખાવીતં **રાજનગર** મધ્યે. ગ્રં. ૪૫૦. ૩૦-૯ દા. ૭૯ નં. ૩૨ હા.

(કવિના ગુરૂ હિતરૂચિએ સં. ૧૭૦૨ (ચક્ષુ વ્યોમષિં ચંદ્રાબ્દે) સંસ્કૃતમાં નલચરિત્ર રચ્યું. બાલચંદ્ર યતિ ભં. કાશી (૧૫ વે.)

---

## ૩૨૪ જિન ઉદયસૂરિ (ખ. વેગડ શાખા જિનસુંદર સૂરિ (નં. ૪૨૦) શિ.) (૨-૧૮૬)

**(૬૮૦) સુરસુંદરી સુરકુમાર રાસ.** સુધારો સં. ૧૭૬૯ (૨-૧૮૬)

**(૧૭૪૧ક) ૨૪ જિન સવૈયા.** સં. ૧૭૬૨ પછી (હિંદીમાં).

**નાભિરાય** જૂકો નંદ **મરુદેવા** કુરિવ-ચંદ,
નયરિ **વિનીતા** વિંદ જાકો જન્મ જાંનીયૈ.
પાંચસૈ ધનુષ દેહ લંછન વૃષભ રેહ,
સહસ ચૌરાસી મુનિ અધિક પ્રવાંનીયૈ.

તુડિયંગ આયુ ભાપ સાધવી હૈ તીન લાખ
ગણુપતિ અસીગ્યાર શુદ્ધનૈ પિછાનિયૈ.
**ઋષભ** જિનંદ ઇંદ સેવે સુરનર ચંદ,
ઉદૈસૂરિ વંદે વૃંદ ઉપમ વખાંનીયૈ. ૧××
પાપકૌ તાપ નિવારન કો હિમ ધ્યાન ઉપાવનકૌ વિરચીસી,
પુણ્યથ પાવનકો ગૃહશ્રી શુદ્ધ ગ્યાંન જનાવનકૈ પરચીસી.
ઋદ્ધિ દિવાવનકૌ હરિ સીયહ બુધિ વધાવનકૌ ગિરચીસી
શ્રી **જિનસુંદરિ** સૂરિ સુસીસ કહૈ, **નઉદૈસૂરિ** સુજૈન પચીસી. ૨૫

—(૧) ઇતિ વર્તમાંન ચોવીસી સવૈયા કૃતા શ્રી **જિન** ઉદયસૂરિભિ એવં જ્ઞેયં ॥ પત્ર ૧ થી ૭–૧૩ પોથી નં. ૧૦ જિનદત્ત ભં. મુંબઈ (૨) સં. ૧૭૮૩ માહ વદિ ૬ અદીતવારે ઇસમાઇલખાન રા ડેરા મધ્યે લિ. દીપચંદેન પત્ર ૪ નં. ૨૪૭૩ અભય૦

---

## ૩૨૫ જિનદાસ (શ્રાવક) [૨–૧૮૭)

**(૬૮૧) + વ્યાપારી રાસ** સં. ૧૭૧૯ માગ. શુ. ૬ (૨–૧૮૭)
–૫–૧૨ નં. ૪૭૦ મ. જૈ. વિ.

**(૧૭૪૨) જોગીરાસ** સં. ૧૭૬૭ (?)

–(૧) નં. ૮૦૧ સં. ૧૭૦૬ માઘ ૭ શ્રી **અકબરાબાદ** મધ્યે વા. **સુગુણકીર્તિ** ગણિ શિ. પં. **મતિવલ્લભ** મુનિ લિ. પત્ર ૪ નાહટા.

**(૧૭૪૩) પુણ્યવિલાસ રાસ** સં. ૧૭...
—સં. ૧૮૧૩ પત્ર ૬૩ નં. ૨૪૩૬ અભય૦

---

## ૩૨૬ મેઘવિજય (ત. કૃપાવિજય શિ.) (૨–૧૮૮)

**(૧૭૪૩ ક) કુમતિ નિરાકરણ હુંડી સ્ત.** ગા. ૭૯ (દિગંબરના વિરોધરૂપ)—રામલાલ સં. વીકા.

---

**૮૪૩ ક હીર ઉદયપ્રમોદ** (સૂરચંદ વાચક શિ.)

**(૧૭૪૩ ખ) ચિત્રસંભૂતિ ચોઢાલીઉં.** સં. ૧૭૧૯ જેસલમેર
—પત્ર ૨ પો. ૩ ચતુ.

---

**૮૪૪ ઉદયરત્ન** (ખ. જિનસાગર સૂરિ શિ.)

**(૧૭૪૪) જંબૂ ચોપાઈ** સં. ૧૭૨૦ કા. વ. ૨ ગુરૂ (જિનધર્મ-
સૂરિ આદેશથી)

–(૧) તત્કાલીન સંભવતઃ કવિલિખિત પત્ર ૬૪ પો. ૩૭ મહિમા. (૨) સં. ૧૭૮૮ આ. વ. ૯ ગુરૂ **મરોટ** મધ્યે લિ. **નય-વિજય** શિ. **સુખરત્નેન** પત્ર ૪૯ પો. ૧૩ જય. (૩) કવિલિખિત સં. ૧૭૩૦ અજીમગંજ નેમનાથભં.

---

**૮૪૫ મેઘવિજય** (ત. વિવેકવિજય–માણિક્યવિજય શિ.

**(૧૭૪૫) મંગલકલશ ચોપાઇ** સં. ૧૭૨૧ (શશિ મુનિનયન ભુવન) વેલાઉલમાં—પત્ર ૨૫ કવિની સ્વલિખિત પો. ૧૩ જય.

---

**૩૩૧ સુમતિરંગ** (ખ. કીર્તિરત્નસૂરિ શાખા) (૨–૧૯૭)

**(૧૭૪૬) યોગશાસ્ત્ર ભાષાપદ્ય** સં. ૧૭૨૦ આ. સુ. ૮
—પત્ર ૨૬ નં. ૨૮૮ કૃપા.

**(૬૯૦) પ્રબોધચિંતામણી ચો.** સં. ૧૭૨૨ (૨–૧૮૭)

–(૧) ધર્મરૂચિ સાધુ ચોપાઇ સં. ૧૭૨૭ કા. વ. ૯ લિ. **કુશલલાભ** પત્ર ૧૭ પો. ૬૭ જય. (૨) **મોહવિવેક ચોપાઈ** પત્ર ૨૫ નં. ૯૨૮ અભય. (૩) પ્રત ૧૯મી સદીની પત્ર ૨૯ પો. ૮૩ નં. ૨૧૦૨ જિ. ચા. (૪) સં. ૧૮૪૨ માઘ શુ. ૧ શનિ લિ. **તીર્થ-સાગરેણ** ઉદયપુરે ૪૪–૧૩ નં. ૨૦૦ ઈડર ભં.

**(૧૭૪૭) જંબૂસ્વામી ચોપાઇ** સં. ૧૭૨૯ અ. વ. ૮ મુલતાન

—(૧) પત્ર ૨૯ પો. ૮૦ નં ૧૯૯૩ જિ. ચા. (૨) સં. ૧૭૭૦ **સાગરચંદ** દાન. શાખા **હંસહેમ** લિ. **સુખસૂરિ** રાજ્યે પત્ર ૨૪ પો. ૧૪ નં. ૨૬૦

**(૧૭૪૮) જિનમાલિકા ઢાલ ૭**—(પત્ર ૩ પો. ૧૨ ભુવન)

**(૧૭૪૮ક) ચોવીશી સવૈયા.** (નાહટા ભં.)

---

**૩૩૨ સુમતિવલ્લભ** (ખ. જિનધર્મસૂરિ શિ.) (૨ ૨૦૨)

**(૬૯૨)+શ્રી નિર્વાણ રાસ** (ઐ.) સં. ૧૭૨૦ (૨–૨૦૨)

—(૧) પત્ર ૬ પો. ૧૬ નં. ૧૬૯૨ અભય. (૨) પ્ર૦ ઐ૦ જૈન કાવ્ય સંગ્રહ પૃ. ૧૯૧ થી ૧૯૮.

---

**૮૪૬ પદ્મચંદ્રસૂરિ** (પાર્શ્વચંદ્રસૂરિની પાટે અનુક્રમે જયચંદ્રસૂરિના પટધર)

**(૧૭૪૯) શાલિભદ્ર ચોઢાલીયું** સં. ૧૭૨૧ પાટણ

**આદિ**—

સદગુરૂ પાય પ્રણમી કરી રે લાલ, ગાઇસ **સાલિકુમાર** રે ભોગીસર,
પુન્નતણઇ વસિ પામીયઇ રે લાલ, માનવનઉ અવતાર રે ભોગીસર પુન.
રૂપઈ દેવકુમારરે ભોગી૦ પુન્ન૦ ૧

**અંતે**—

એહવા મુનિગુણ ગાવતાં રે, સફલ હુવઇ અવતાર
**સામલ પાસ** પસાઉલઇરે, શ્રીસિં(સં)ઘનઈ જયકાર. ૬૫
**સતરસઇ ઇકવીસા** સમઇરે, **પાટણ** નગર પ્રમાણ,
દિન દિન દોલત વાધતીરે, લહીઈ કોડ કલ્યાણ. ૬૬
**વડતપ**ગછ જગ જાણીયઇરે, શ્રી **પાસચંદ** સૂરિંદ
પાટ અનુક્રમ સોભતારે, શ્રી **જઇચંદ** સૂરિ મુણિંદ. ૬૭
ગુણ ગાતાં શ્રી **શાલ**નારે, જનમ સફલ કરિ જાણ,
શ્રી **પદમચંદ**સૂર વીનવઇરે, વાણી યહ પરિમાણ. ૬૮

—(૧) સં. ૧૭૩૩ પોસ સુદિ ૧ સોમે મુનિશ્રી કરણ લિ૰ બુરહાનપુર મધ્યે સુશ્રાવિકા **માણિક** વહૂ પઠનાર્થં ૨-૨૧ નં. ૨૨૫૩ મુક્તિ. (૨) પં. પુન્યવિજય ગ. પઠનાર્થં સં. ૧૭૫૯ નો ચોપડો પત્ર ૧૨ થી ૧૩ જશ.

---

## ૩૩૩ સુરસાગર-સુરજી (આં) (૨-૨૦૪)

**(૧૭૫૦) જાંબવતી ચો.**

**આદિ—** દૂહા.

પહિલી ઢાલ સોહામણી, **જંબૂવતી** અધિકાર
જમરાજાની કુંમરી, સીલવંતી સુખકાર, ૧
સીલ શિરોમણિ સુંદરી, રૂપેં ઇધક રસાલ
સો **જાંબવતી** જાણજ્યો, પરણી **કિસન** મુરાર. ૨

**અંતે** ઢાલ રાસની

**જાંભવતિ** ભાગ સફલો ફલ્યો, કૂખડિ આવ્યા શ્રીકુલ અવતાર કિ
**યાદવ**કુલરો દિવલો, ઇસો છે એક ભામકંવર સુજાણ કિ. હુ ૧
**સુરસાગર** ગુરૂ ઇમ ભણે, હમે ગુણ ગાયા રાવલા
તમેરે સમાંસણો દિયો અવિચલ પાટ હું બલહારિ **વી**ઠલા. ૧૪

—(૧) સં. ૧૮૭૨ ભા. શુ. ૧૫ દેશણોક મધ્યે; (બીજા અક્ષરમાં સં. ૧૮૭૩ મિગસર પત્ર ૧૧ નં. ૨૮૮૮ અભય. (૨) પો. ૬૭ જય.

---

## ૩૩૫ માનવિજય (૨) (ત. ૨-૨૦૯)

[સં. ૧૭૦૯ (નન્દાન્તરિક્ષોદધિચંદ્ર નામ્નિ) માં માનવિજયે વિજયદેવસૂરિરાજ્યમાં દંડકવીરસ્તુતિ સં. માં રચી, તેમાં પોતાની ગુરૂપરંપરામાં વિજયસેન સૂરિ-કનકવિજય, સત્યવિજય-જ્ઞાનવિજય અને વૃદ્ધિવિજયના પોતે શિષ્ય જણાવેલ છે. નં. ૨૬ ભા. ૨ વે૦]

---

**૩૩૬ લાભવર્ધન-લાલચંદ** (ખ. શાંતિહર્ષ શિ.) (૨-૨૧૦)

**(૬૯૬) વિક્રમ ચો.-૯૦૦ કન્યા ચો.** સં. ૧૭૨૩ (૨-૧૦)

—(૧) ૨૩-૧૫ છેલ્લું ૨૪ મું નથી. દા. ૬ નં. ૪૧ ખેડા. (૨) ૧૮૦૭ ફા. વદિ ૧૪, ૧૬-૧૭ મુક્તિ. (૩) સં. ૧૭૯૫ પો. શુ. ૧૪ ત. હર્ષસાગર લિ. પત્ર ૧૮ નં. ૧૦૨૫ દાન. (૪) સં. ૧૭૯૯ ભા. વ. ૫ ચંદ્રવાસરે લિ. પૂજ્યશ્રી **ભી**મરાજજી શિ. **હી**રા ૨૪-૧૩ પો. ૧૨ જિનદત્ત૦ મુંબઇ (૫) સં. ૧૮૦૦ શાકે ૧૬૬૫ પો. વ. ૧૩ શુક્રે **જેસલમેરે** પં. **દેવકુશલ** શિ. **રત્નસાગર** લિ. ગ્રં. ૭૦૭ પત્ર ૧૦ નં. ૪૧૩ અભય. (૬) સં. ૧૮૫૦ માહ શુ. ૯ શનિ લ. ઉમેદવિજય ગણી શિ. મુ. **ન્યાંન**વિજય પઠનાર્થં **મુંબઈ ગોડિ જિન** પ્રસાદાત્ ૧૯-૧૪ ઇડર ભં. (૭) સં. ૧૮૫૪ માગસર સુ. ૩ લ. ઋ. **સરૂપચંદ નલ**ખેડે ૨૩-૧૪ નં. ૩૩૩૨ જૈનાનંદ. (૮) સં. ૧૮૫૬ કા. શુ. ૧૫ લિ. **કુંવરરામ** પત્ર ૧૯ નાહટા (૯-૧૧) સં. ૧૮૬૯ જે. વ. ૮ ભોમે લિ. પં. **મનોહરવિજયેન આસરલાઇ** નગરે ૩૬-૧૧ નં. ૪૪૬૦, સં. ૧૮૭૮ આસાઢ શુ ૧૦ લિ. ૪૦-૧૧ નં. ૪૪૬૨, સં. ૧૯૧૪ આસો શુ. ૧ ભોમ **સોજપાલા** મધ્યે લિ. મુનિ **દી**પચંદ ૧૮-૧૯ નં. ૪૪૫૮ વિ. ને. (૧૨) નં. ૩૨૫ સન ૧૮૮૨-૮૩ ભાં. ઈ. (૧૩) ૨૫-૧૪ ચિત્ર સહિત પો. ૫૭ યશોવૃદ્ધિ. (૧૪) પત્ર ૨ થી ૩૨ ગૂ. ગો. ના.

**ખાપરાચોરની ચોપઇ**(સુધારો)-સં. ૧૭૨૭ ભા. શુ. ૧૧ જયતારણ

—પત્ર ૨૨ ગા. ૫૯૪ સં. ૧૮૯૮ **વી**કાનેર મધ્યે ઉદયરત્નેન લિ. દિન ૭માં. પો. ૪૨ નં. ૭૪૭ કૃપા૦ (આ અને નં. ૬૦૬ની વિક્રમ ચોપઈ એક અને નં. ૬૯૬ સાથેની હોઈ શકે.)

**(૬૯૮) લીલાવતી રાસ** સં. ૧૭૨૮ (૨-૨૧૩)

—(૧) પં. ગુણવિજય શિ. પં. **માણિક્યવિજય** લિ. સં. ૧૭૫૪ જ્યે૦ શુદિ ૧૪ **અવ**રંગાબાદ નગરે શ્રી **કુરંગશાહવિજય** રાજ્યે ૧૫-૧૬ પો. ૧૨૬ મો. સુરત. (૨) સં. ૧૭૭૯ માહ

વ. ૬ લોહાનગરે ૧૫-૧૮ દા. ૪૬ નં. ૨૭ સંઘ ભં. પાલણપુર (૩) સં. ૧૭૮૮ પ્ર. અ૦ શુ. ૫ રવિરત્ન લિ. પત્ર ૧૭ નં. ૯૬૩ દાન૦ (૪) સં. ૧૮૧૩ (?) કા. વ. ૩ સિવાડી મધ્યે પત્ર ૩૧ પો. ૮ ચતુ. (૫) સં. ૧૮૪૦ ચૈ. શુ. ૧૫ કાલાઉના મધ્યે રત્નકલશ શિ. ધર્મોદય મુનિના લિ. પત્ર ૩૧ પો. ૨૪ નં. ૪૦૭ કૃપા. (૬) સં. ૧૮૪૬ (?) શ્રા. વ. ૧ પાલી મધ્યે ચંડભાણુ શિ. ધીરચંદ લિ. પત્ર ૩૪ પો. ૪૨ નં. ૭૩૩ કૃપા. (૭) સં. ૧૮૮૯ પ્રા. માગ. કા. વ. ૬ લિ. પં. કસ્તુરા ગ્રામ આહડસેર મધ્યે પત્ર ૯ નં. ૩૮૮૯ અભય. (૮) સં. ૧૭૯૩ પો. શુ. ૮ કાકેલાય મધ્યે પં. હેમચંદ લિ. બૃ. ખ૦ ગચ્છે સારી પ્રાચીન પ્રત ૧૨-૧૮ નં. ૪૫૭૩ વિ. નં. (૯) લિ. રાજવિજય શિ. તિલકવિજય ૨૨-૧૩ વી. ઉ.

**(૧૭૫૧) ભાષા લીલાવતી** (ગણિત) સં. ૧૭૩૬ અસાડ વદિ

**આદિ—** શ્રી ગણેશાય નમઃ શ્રી સારદાયૈ નમઃ ।

સોભિત સિંદૂર પૂર, ગજસીસ નીકે નૂર
એકદંત સુંદર વિરાજે ભાલચંદ જૂ,
સુર કોરિ કરજોરિ અભિમાન દૂર છોરિ,
પ્રણમત જાકે પદ પંકજ અમંદ જૂ.
**ગૌરી**પૂત સેવે જોઉ સોઉ મન ચિંત્યો પાવે,
ઋદ્ધિ વૃદ્ધિ સિદ્ધિ બુદ્ધિ હોત આનંદ જૂ.
વિઘન નિવારૈ સંત લોકકું સુધારૈ,
ઐસે **ગણપતિ** દેવ જય જય સુખકંદ જૂ. ૧
**ગણપતિ** દેવ મનાઇકૈ, સમરિ દેવિ **સરસત્તિ**,
**ભાષા લીલાવતિ** કરૂં, ચતુર સુણો ઇક ચિત્ત. ૨
શ્રી **ભાસ્કર** આચાર્ય કૃત, સંસ્કૃત ભાષા સિદ્ધ,
**સમસતી લીલાવતી**, નામઈ સો પરસિદ્ધ. ૩
યદ્યપિ રચના અતિ ભલી, પંડિત કરૈ વખાણ,
પિણ કોઈક સમઝૈ ચતુર, જિકો વ્યાકરણ જાણ. ૪

જિણિ વ્યાકરણ ભણ્યો નહી, સંસ્કૃત ખબરિ ન કાંઈ,
શ્લોક કાવ્ય અન્વય અરથ, કયું કરિ સમઝ્યા જાઇ. ૫
હુવૈ પ્રગટ **લી**લાવતી, જૌ ભાષા લૌકીક,
ભણૈ સર્વ જગિ વિસ્તરૈ, કરે સુકવિ તહતીક. ૬
કવિયું કીધ વિચાર તબ, કીજૈ ભાષા ગ્રંથ,
ભલિ ભાંતિ સમઝૈ સકો, સુગમ ગણિતકૌ પંથ. ૭
યહ વિવેક ધરિ ચિત્તમેં. સુગુરૂ ચરણ સુપ્રસાદ,
**લાલચંદ** ભાષા કરૈ, મૂલ શાસ્ત્ર મરયાદ. ૮
દેસી ભાષા નવનવી, આણા છૈ ઇણિ ઠોડ,
ચતુર તણો ચિત ચૂંપ કરિ, મચ્છર મનસુ છોડિ. ૯
**સમસતી**રા સૂત્ર સહુ, યદ્યપિ કીયા પ્રમાણ,
પિણ કેઇક તૌ પરિહર્યા, તિકે નિરર્થક જાણિ. ૧૦
કે પુનરૂક્તિ લિખ્યા નહી, ચમત્કાર ન લહંત,
કહતાં મે સુણતાં થકાં, સીસ ન કો ધૂણંત. ૧૧
તિકે ગણિત દૂરૈં તજ્યા, કેઈક લિખ્યા વણાઇ,
નવા નવા કીધા નિપુણ, ઉકતિ નવી ઉપજાઈ. ૧૨
કઠિન ગ્રંથ ભાષા કરત, છંદ ભંગ કિણ ઠોડ,
હુવૈ તો પંડિત મત હસૌ, મત કાઢિજ્યો ખોડ. ૧૩
લીજ્યો ગુણ ભણિજ્યો ચતુર, સુણિ દીજ્યો સાબાસ,
વડાં વડાં વિબુધાં ભણી, કરૈ **ચંદ** અરદાસ. ૧૪
પ્રથમ ગ્રંથ અભ્યાસ કરિ, કિયૌ અરથ નિરધાર,
તદનંતર ભાષા રચી, રચ્યો બહુ વિસ્તાર. ૧૫
ઇતિ **ભાષા લીલાવતી**, શાસ્ત્ર-પીઠિકા નામ,
પ્રથમ અધ્યાય પૂરૌ કીયૌ, સુણત સદા અભિરામ. ૧૬

**અંતે**—

સંપૂરણ **લીલાવતી**, ભાષામેં ભલ રીતિ,
જ્યું કીધી જિણ દિન હુઇ, તિકો કહું ધરિ પ્રીતિ. ૭

**સતરે છતીસૈ** સમે, વદિ આસાઢ વખાણુ,
પંચમ તિથિ બુધવાર દિન, ગ્રંથ સંપૂરણ જાણુ. ૮
ગરૂઓ ચોરાસી ગછે, ગચ્છ **ખરતર** સુવિદીત,
મહીમંડલ મોટા મનુપ, પૂરી કરૈં પ્રતીત. ૯
ગચ્છનાયક ગુણવંત અતિ, પ્રગટ પુણ્ય અંકૂર,
સોભાગી સુંદર વરણ, શ્રી શ્રી **જિનચંદ્ર** સૂરિ. ૧૦
તસુ સેવક સોભાગનિધિ, **ખેમ** સાખ સુખકાર,
**શાંતિહરષ** વાચક વિદુર, જસ સોભાગ અપાર. ૧૧
શિષ્ય તાસુ સુવિનીત મતિ, **લાલચંદ** ઇણુ નામ,
ગુરૂ પ્રસાદ કેઇક ભલા, ગ્રંથ ભણ્યા અભિરામ. ૧૨
ભણ્યા શાસ્ત્ર યદ્યપિ ભલા, તો પિણુ ચિત્ત ઉલ્હાસ,
ગણિત-સાસ્ત્ર ધુરિ અંત્ય લગિ, કિયૌ વિશેષ અભ્યાસ. ૧૪
**વીકાનેર** વડૌ સહર, ચિહું દિસિમેં પરસિદ્ધ,
ઘર ઘર ધણ કંચણ પ્રબલ, ઘર ઘર રિદ્ધિ સમૃદ્ધિ. ૧૫
ઘર ઘર સુંદર નારિ શુભ, ઝિગમિગ કંચણુ દેહ,
કોકિલકંઠી કામિની, દિન દિન વધતે નેહ. ૧૬
ગઢ મઢ મંદિર દેહરા, દેખત હરખત નૈંન,
કવિ ઉપમા ઐસી કહૈ, સ્વર્ગ લોક મનુ ઐન. ૧૭
રાજૈ તહાં રાજા વડૌ, શ્રી **અનૂપસિંહ** ભૂપ,
**રાષ્ટ્ર** વંશ નૃપ **કરણ** સુત, સુંદર રૂપ અનૂપ. ૧૮
જસુ પ્રતાપ રવિ તેજ સમ, પસરત જગત પ્રકાસ,
વૈરી ભૂપ વડા વડા, તિમ તિમ જેમ હુઇ નાસ. ૧૯
અધિકારી તસુ અધિક મતિ, **કોઠારી** કુલભાણુ,
નામ ભલો શ્રી **નેણસી**, ગંજૈ અરિ-ગજ-માણુ. ૨૦
નૃપ મન શુદ્ધ મયા કરૈ, બહુત વધારૈ માન,
હાકમ હુજદારાં સિરેં, પ્રસિધ ગિણૈં પરધાન. ૨૧
તસુ અંગજ શ્રી **જૈતસી**, મનમથ રૂપ વખાણુ,
ગુણુ ચતુરાઈ ગણિત વિધિ, શાસ્ત્ર અર્થ સબ જાણુ. ૨૨

વિદ્યા વિનય વિવેક વિધિ, વાણી વિભવ વિચાર,
**જેતસીહજી** મેં વસે, સાત વવા શ્રીકાર. ૨૩
લઘુ વયમેં વિદ્યા ભણી, કિયૌ શાસ્ત્ર અભ્યાસ,
જાનિ કિ જીહા અગ્ર પરિ, કીધ **સારદા** વાસ.  ૨૪
સમસતી **લીલાવતી**, ભણિ બહુ કીધ અભ્યાસ,
**લાલચંદ**સું વિનય કરિ, કીધ ઇસી અરદાસ. ૨૫
**ભાષા લીલાવતી** કરૌ, ગ્રંથ સુગમ જ્યું હોઇ,
દેસે દેસે વિસ્તરૈ, ભણૈ ચતુર સહુ કોઇ. ૨૬
**જેતસીહજી** યું કહ્યૌ, સુણિ સો વચન વિચાર,
તુરત કીધ **લીલાવતી**, વિલંબ કીયૌ ન લિગાર. ૨૭
ગ્રંથ સાતસેં સાત સહુ, ઠહરાયૌ કરિ ઠીક,
મૂલ શાસ્ત્ર જિતરૌ કિયૌ, કહ્યૌ ન ગ્રંથ અલીક. ૨૮
જાં લગિ સુર સમુદ્ર સસિ, મેરૂ મહી ગિરિરાજ,
તાં લગિ ભાષા ગ્રંથ ઔ, વરતૌ જન-સુખ કાજ. ૨૯

—(૧) લિ૦ વા૦ **જયવિમલ** ગણિભિઃ સં. ૧૭૭૦ શ્રા. વ. ૧૩ ગુરૂ શ્રી **વીલાવાસ** ગ્રામ મધ્યે, પત્ર ૨૧ પો. ૧૨ ભુવન૦ (૨) સં. ૧૮૮૮ વૈ. શુ. ૧૨ સોમે લિ૦ પત્ર ૨૨ પો. ૧૨ ભુવન. (૩) સં. ૧૭૬૨ માગ૦ શુ. ૬ માર્ત્તંડવાર **સાદડી** મધ્યે લિ. પૂજ્ય **વર્ધમાન** શિ. ઠાકરસી શિ. **ભાગચંદ** શિ. **કેસરજી** શિ. **જીવણજી** લિ. ઋ. **અમરચંદ** ૧૪-૧૫ નં. ૩૩૩૫ જૈનાનંદ.

**(૬૯૯) ધર્મબુદ્ધિ ચોપઈ** સં. ૧૭૪૨ સરસામાં (૨-૨૧૫)

**આદિ—** દૂહા.

પ્રથમ **જિણેસર** પરગડો, પરતા પૂરણહાર
સેવક-મનવંછિત-કરણ, સુખ સંપતિ દાતાર. ૧
**મરૂદેવા** નૃપ **નાભિ** સુત, સોવન-વરણ શરીર
ત્રિભુવનપતિ તારણતરણ, સુંદર રૂપ સધીર. ૨

કવડ યક્ષ **ચક્કેસરી**, કરે સેવ સુવિવેક,
સો અરિહંત સદા નમું, આસતિ અંગ અનેક
સુમતિ વધારૈ **શારદા**, સદાસુજસ સંસાર
ધરૂં ધ્યાન મન તેહનો, વિઘન નિવારણહાર.
ધરમ પદારથ જગતમાં, વખાણે સહુ કોઈ
લોકોત્તર લોકીક સુખ, જસ પ્રસાદસું હોઇ.
મન વચન કાયા શુદ્ધ કરી, આરાધે જે ધર્મ
સંપદ પામે નવનવી, કાટે આઠે કર્મ.
કરે ધર્મરો જે પખો, તે પિણ સુખ પામંત
**ધર્મબુદ્ધિ** મંત્રી પરે, સંકટ સહુ નાસંત.
**ધર્મબુદ્ધિ** મંત્રી કથા, સરસ ઘણૂં શ્રીકાર,
ચતુર ચિત્ત સુખ ઉપજે, સુણે જિકે નરનારિ.
રાગબંધમેં નવનવી, ઢાલ ચાપઇ એહ
વડા પસૂ નર બાપડા, સુણતાં ઉંઘૈ જેહ.

**અંતે—** ઢાલ ૮૯ વૃંદાવન મત જા દુલલા મેરે હાઉ આએ હૈં-એહન

જગતમૈ વાત ભલી ધ્રમરી,
એ દૃષ્ટાંત અનોપમ સુંદર, સુણતાં જૈતસિરિ. ૧ જગ
ઇમ જે ધરમ કરે નરનારી, બાલકુમર કુયરી
તાસુ ચરણ-દલ-કમલ મનોહર, નમે અમર અમરી. ૨ જ
એહ સયાંણી ધરમ કહાંણી, ચૌપઇ-બંધ ધરી,
ભણતાં ગુણતાં સમકિત પામૈ, ભવસિંધુ તરણતરી. ૩ જ
સંવત **સતરૈ બૈતાલીસૈ, સરસૈ** સહર કરી,
ગુણતાલીસ કહી ગુણવંતી, સરસ ઢાલ સુધરી. ૪ જ
શ્રી **જિનચંદ**સૂરિ ભટ્ટારક, **ખરતર**ગચ્છપતી
તાસુ વિજયરાજૈ એ ચૌપઇ, ઢાલ કહી નિરતી. ૫ જ
શ્રી **ક્ષેમશાખૈં ગુણવર્દ્ધન**ગણિ, જાણે સકલ જતી.
વચન સિદ્ધિ ગુણવંત વણારસ, માનૈ છત્રપતી. ૬ જ

શિષ્ય તાસુ શ્રી **સોમ** વણારસ, સોભાગી સુમતી
તાસુ વિનેય શ્રી **શાંતિહરષ**ગણિ, વાચક વડવખતી. ૭ જ.
તાસુ સીસ નામે **લાભવરધન,** એહ પ્રબંધ કહૈ
નીરસ છે તો પિણ ગુણિયણ જન, હિતકર તુરત ગ્રહૈ. ૮ જ૦
ભણે ભણાવે ગાઇ સુણાવે, કહિવા મન ઉમહૈ,
**લાલચંદ** નવનિધિ રિધિ તસુ ઘર, શિવસુખ સુજસ લહૈ. ૯ જ.

—(૧-૨) સર્વ ગાથા ૫૩૫ સંવત્ ૧૭૫૦ ભાદ્રવા વદિ ૧ રવિવારે **ગુસાંઇસર** ગ્રાંમ મધ્યે પં. દયાસિંઘે લિ. ૧૩-૧૯ નં. ૪૫૧૬, ૨૫-૧૮ નં. ૪૫૧૭ વિ. ને. (૩) સં. ૧૭૮૨ આસૂ વ. ૧૨ બુધે **નવહરે** પં. **નયવિજય** શિ. પં. **સુખરત્નેન** લિ. ૧૮-૧૫ દા. ૪૬ નં. ૧૪ સંઘ ભં. પાલણપુર (૪) સં. ૧૭૯૩ પત્ર ૨૧ પો. ૧૩ નં. ૨૩૪ દાન. (૫) સં. ૧૭૯૪ કા. શુ. ૬ ભોમે **વન્નૂ** મધ્યે વા. **નયવિજય** શિ. **મહાસિંહ** લિ. પત્ર ૧૯ વીકા. (૬) સં. ૧૮૦૪ ભા. શુ. ૮ **સાગરચંદ્રસૂરિ** શાખા વા. **આણંદધીર** શિ. **સુખહેમ** શિ. **સુખવિલાસ** લિ. **લયાંનગરે** ચતુર્માસિ પત્ર ૨૦ નં. ૨૪૩૭ અભય. (૭) સં. ૧૮૩૫ આ. વ. ૫ **વીકાનેર** પત્ર ૧૪ પો. ૬૮ જય. (૮-૯) સં. ૧૮૩૮ શાકે ૧૭૦૩, ૨૩-૧૩ નં. ૫૫-૫૭; ૨૯-૧૨ નં. ૧૨-૧૦ ગુ. (૧૦) સં. ૧૮૫૮ ચૈ. શુ. ૯ ગંગપ્રમોદ લિ. પત્ર ૩૦ પો. ૮૧ નં. ૨૦૩૮ જિ. ચા. (૧૧) પ્રત ૧૯ મી સદીની **માણિક્યસાગર** લિ. પત્ર ૨૪ પો. ૪૪ દાન. (૧૨) પત્ર ૨૧ પો. ૨૮ નં. ૩૭૯ ક્ષમા૦ (૧૪) ગા. ૫૩૨ સં. ૧૮૨૨ માઘ વ. ૫ બુધ પં. **જૈકિલ્લોલ** શિ. પં. **રતનસી** લિ. **વાલોતરા** મધ્યે પં. **માનજી** વાચનાર્થં ૧૯-૧૬ અનંત. નં. ૨ (૧૪) પો. ૬૭ જય.

**(૧૭૫૨) સ્વરોદય ભાષા** સં. ૧૭૫૩ ભા. શુ. **અક્ષયરાજ** માટે દુહાઓ.

—(૧) પત્ર ૬ મહિમા. (૨) પત્ર ૩ રામલાલ સંગ્રહ.

**(૭૦૦) પાંડવચરિત્ર ચો૦** સં. ૧૭૬૭ કીલ્હાવાસે (૨-૨૧૫)

—(૧) સં. ૧૭૮૮ ભા. વ. ૩૦ **વાલોતરા** મધ્યે પત્ર ૮૬ પો. ૮૧ નં. ૨૦૧૦ જિ. ચા. (૨) સં. ૧૮૦૩ આ. સુ. ૨ ચંદ્રવારે પત્ર ૯૮ પો. ૩૭ મહિમા. (૩) મારવાડી ભાષા ગા. ૩૭૨૫ ગ્રં. ૫૦૦૦ સં. ૧૮૨૭ પો. શુ. ૨ પત્ર ૭૮ પો. ૬૧ જય. (૪) સં. ૧૮૩૬ માગ. વ. ૧૩ ઉ. **નેમિસુંદર** શિ. **વિદ્યારત્ન** શિ. **આદિત્ય-વલ્લભ** શિ. **આણંદસેન** શિ. **સુખધીર** શિ. **વિનયચંદ** લિ. **ભગ્** ગ્રામે પત્ર ૧૨૨ પો. ૧૦ નં. ૬૪ વર્દ્ધ૦ ભં. વીકા. (૫) ગા. ૨૭૫૧ ગ્રં. ૪૦૦૦ ઢાળ ૧૫૦ પત્ર ૬૮ (૮૩) પો. ૭૯ નં. ૧૯૪૪ જિ.ચા.

**(૧૭૫૩) શુકનદીપિકા ચોપઈ** સં. ૧૭૭૦ વૈ. શુ. ૩ ગુરૂવાર.

**અંતે—**

વર્ષ **સત્તર સીત્તરિ** શુભ દાખ, આખાત્રીજ માસ વૈશાખ, ૧૯
**શકુનદીપિકા** એ **ચોપઈ,** વાર બૃહસ્પતિ પૂરી થઇ
**ખરતરગચ્છ** ભલી **ખેમ** જાણ, જણમુખ બોલે જસ ભાખ. ૨૦
વાચક **ગુણવરધન** ગુણવંત, શ્રી **સૌમ્ય** શિષ્ય મતિવંત,
શિષ તાસ સનય વિનય પ્રધાન, **શાંતિહરષ** ગુણરતન નિધાન. ૨૧
જયવંતા ગુરૂ જગતપ્રસિદ્ધ, જિણ મુખથી પંડિત કિદ્ધ,
સુગુરૂ ચરણસેવા સુપ્રાસાદ પાયો ગ્યાંન મિટયો વિષવાદ. ૨૨

છપ્પય

**સકુન**-દીપિકા એહ, ભલી ચોપાઈ બણાઈ
પંડિતસું વિનતિ, કરૂં હું એક સદાઇ
અસુધિ દેખિ સુધ કરો, ખોટ પરહી કાઢેજ્યો
મસકતિ દેખી મુજ છોડી અવગુણ લેજ્યો
ગુણે ભણે વાંચે ચતુર, અરથભેદ ગુરૂમુખ ધરો,
ઉવજાય **લાભવરધન** કહે, જુગ જુગ ગ્રંથ એ વિસ્તરો. ૨૩

—પત્ર ૧૨ ગાથા ૫૬૪ લિ. સં. ૧૮૨૦—નં. ૯૮૪ (૫) (ભાં. ઇ. ?)

## ૮૪૭ જિનસમુદ્રસૂરિ (ખ. વેગડ જિનચંદ્રસૂરિ શિ)

**(૧૭૫૩ક) શત્રુંજય ગિરિનાર મંડણ સ્ત૦** ગા. ૫૯ ઢાલ ૩
સં. ૧૭૨૪

શ્રી સેત્રુંજ ગિરનાર એ, મંડણ દીનદયાલ
શ્રી આદીસર નેમિનો, તવન સુણો સુરસાલ ૧ × ×
શ્રી આદીસર નેમિનો, રચ્યો તવન અધિક આણંદોરે
સૂરિજિનનઇ આદરઇ, કહઇ શ્રી જિનસમુદ સૂરિંદો રે. ૧૭

કલશ

ઇમ સિદ્ધગિરિ ગિરનાર ભૂષણ વિગતદૂષણ જિનવરો
નાભેય નામ સુધેય શ્રી શૈવેય દુખ આપદ હરો
યુગ નયન ભોજન પ્રમિત ૧૭૨૪ વચ્છર માસ શુચિ શશિ દિનયરો
જિનચંદ વેગડ સીસ શ્રી જિનસમુદસૂરિ સુહંકરો. ૧૮

**(૧૭૫૩ખ) નેમિનાથ બારમાસી** ૧૫ કડી ઢાલ બારમાસીયાની

શ્રી યદુપતિ તોરણ આયા, પસુ દેખ દયા મન લાયા
પ્રભુ શ્રી ગિરિનારિ સિધાયા, રાજલ રાંણી ન વિરાયા હો લાલ ૧
લાલ લાલ ઇમ કરતી × ×
સખીરી નેમિ રાજુલ ગિરવરિ મિલીયાં, દુખ દોહગ દૂરઈ ટલીયા
જિણચંદ પરમ સુખ મિલીયા, શ્રી જિનસમુદ સૂરિ મનોરથ
ફલીયા હો લાલ, લાલ લાલ ઇમિ કરતી. ૧૫

**(૧૭૫૪) તત્ત્વ પ્રબોધ નામમાલા** ભાષાપદ્ય સં. ૧૭૩૦
કા. શુ. ૫ ગુરૂ

સંવત સતરહસે વરસ, વીતે ઉપર ત્રીસ
કાર્ત્તિક સિત પંચમિ ગુરો, ગ્રંથ રચ્યો સુજગીસ. ૭૭
શ્રી વેગડ ગચ્છમેં ભલો, સૂરિ સકલ ગુનખાંન
શ્રી જિનચંદ સૂરિસ્વરૂ, સુવિહિત મતિ સુપ્રધાન. ૭૮
તાસ સીસ સુવિનય ધરત, શ્રી જિનસમુદ સૂરીસ
કીનો સભ સુખ હેત કો, જોરિ સુખદ સુકવીસ. ૭૯

—જેસલમેરૂ દુર્ગે. મહાનંદ રાજ્યે. પત્ર ૧૩ નં. ૧૫૧ જેસલ ભ. ભં.

**(૧૭૫૪ક) સીમંધર સ્ત૦** ગા. ૫૯ (રામલાલ સં. વીકા.)

**(૧૭૫૫) નાની કૃતિઓ**—સાત વ્યસન સ૦ ૧૩ કડી (સમવસરણ બયઠે), તંબાકૂ પરિહાર સ. ૧૨ કડી (ગ્યાન ભણી વાણી સુણો), રાત્રિભોજન સ૦ ૨૦ કડી (અરે લાલ શ્રી જિનવરજી ઉપદિસઇ), આત્મ અધ્યાત્મ પચીસી (અવિરત નગરી કપટકો કોટ), પૂજાદુપદ ૩ કડી, મેઘરાજા દુપદી સં. ૧૭૩૨, ૪ કડી, મેઘ વિનતિ ૪ કડી, સ્ત. ૫ કડી, પાપશ્રમણ ગીત ૫ કડી, નેમિનાથ બારમાસી ૧૫ કડી, સ્થૂલભદ્ર સ. કડી ૧૪ (શ્રીય થૂલભદ્ર ચોમાસ કિ), જીરાવલ પાર્શ્વ સ્તોત્ર ૧૧ કડી જ્ઞાનપંચમી સ્તોત્ર ૧૨ કડી. ને ઉપરનું શત્રુંજય ગિરનાર મંડણ સ્ત૦ (એક પ્રતમાં ૯–૧૫ નં. ૧૧૩ મ૦ જૈ. વિ.)

---

## ૩૩૭ પરમસાગર (ત. લાવણ્યસાગર શિ.) (૨–૨૧૭)

**(૭૦૧) વિક્રમાદિત્ય રાસ સં.** ૧૭૨૪ (૨–૨૧૭)

—(૧) સં. ૧૭૫૪ વૈ. શુ. ૧૩, ૫૪–૧૫ પો. ૧૮ વડાચૌટા ઉ. (૨) સં. ૧૭૫૮ આસો શુ. ૧૩ શુક્ર લિ. ગંભભલડરા વાડા મધ્યે ૪૨–૧૬ નં. ૪૫૭૦ વિ. ને૦ (૩) સં. ૧૭૭૧ માગશર શુ. ૮ સોમે પં. હેમહર્ષ ગણી શિ. પં. સુગુણહર્ષ ગણિ શિ. પં. કિસનહર્ષેણ લિ. ધંધુકા નગરે ૪૩–૧૫ બી. ડી. ૮૧ રો. એ. નં. ૧૯૬૧ (૪) સં. ૧૭૮૧ આસો શુ. ૧૦ મંગલે ૩૩–૧૮ દા. ૭૯ નં. ૧૩ હા૦ (૫) સં. ૧૭૮૫ શ્રા. શુ. ૧ શુક્રે ૨૮–૨૧ નં. ૧૨૦ ઈડર ભં. (૬) સં. ૧૭૮૭ વૈ. શુ. ૩ ગુરૂ પં. દર્શનવિજય શિ. ભાગ્યવિજય લિ. ૪૩–૧૬ નં. ૧૯૬ ઈડર ભં. (૭) સ્થંભતીર્થે પં. ધનસાગર શિ. મુનિ પ્રેમસાગર લ. (સં. ૧૮૪૫ આસપાસ જુઓ રત્નપાલ રાસના આ લેખકની સાલ) ૪૩–૧૬ દા. ૨૨ નં.

૧૭ સીમંધર. (૮) સં. ૧૮૪૭ મૃગશીર શુ. ૫ શુક્રે પં. **વસંતસાગર** ગણિ શિ. પં. **માણિક્યસાગર** ગણિ શિ. દાનસાગર ગ. **ચતુરસાગર** ગ. **નિત્યસાગર** ગ. લિ૦ તથા ચેલા **અભયચંદ** વાચનાર્થં **પાર્શ્વનાથ** પ્રસાદાત્ **રાધનપૂરે** વિ. ને. (૯) સં. ૧૮૬૦, ૪૯–૧૫ સારી પ્રત સુ. લા. ખેડા (૧૦) વિક્રમાદિત્ય સુત વિક્રમસેન લીલાવતિ રાસ **સં.** ૧૮૬૭ માઘ શુ. ૧૩ જયા તિથૌ પં. ગુલાલવિજય શિ. પં. **વિદ્યા-વિજય** શિ. પં. દયાલવિજય શિ. પં. ધર્મવિજય વાંચનાર્થે **ભૃગુપુરે** શ્રીં હ્રીં ઐં નમઃ ૪૧–૧૬ યતિ નેમચંદ (૧૧) સં. ૧૮૯૨ ફા. શુ. ૧૧ પં. **રામ**વિજય ગણિ શિ. પં. **હંસવિજય** ગણિ લ. **પાલિ-તાણા** મધ્યે ૪૯–૧૬ દા. ૧૩ નં. ૩૯ ઘોઘા ભં. (૧૨) પં. **સુબુદ્ધિ-વિજય** શિ. ગંભીરવિજય પં. **નિતવિજય** શિ. **મોહનવિજયેન** લિ. **વાસિ** નગરે સં. ૧૮૯૨ ભા. વ. ૯ સોમે ઉદેપૂર મધ્યે રાણા **જુવાન-**સંઘ રાજ્યે ૫૫–૧૫ નં. ૪૫૧૪ વિ. ને. (૧૩) પત્ર ૪૦ પો. ૪૪ નં. ૭૬૮ કૃપા. (૧૪) ૯–૧૫ અધૂરી નં. ૫૨૦ મ. જૈ. વિ. (૧૫) નં. ૭૬૪ સને ૧૮૭૫–૬ ભાં. ઈ.

---

## ૩૩૮ માનસાગર (ત. જીતસાગર શિ) (૨–૨૨૦)

**(૭૦૨) વિક્રમસેન ચોપાઈ** સં. ૧૭૨૪ (૨–૨૨૦)

–(૧) સં. ૧૭૫૫ પોસ શુ. ૧૩ કુંજવાર લિ. પં. ઇંદ્રસાગરેણ ૪૦–૧૩ નં. ૪૪૬૫ વિ. ને. (૨) સં. ૧૭૬૧ વૈ. શુ. ૧૦ ગણિ **છત્રસાગર** લિ. ૪૦–૧૫ નં. ૪૪૬૪ વિ. ને. (૩) સં. ૧૭૮૫ આસો શુ. ૧૫ રવિ લિ. ઋ. ધર્મસી સ્વયં પઠનાર્થં ૩૪–૧૭ નં. ૪૪૬૩ વિ. ને. (૪) સં. ૧૮૧૫ ફા. વ. ૮ મંગલ ૮૦–૧૧ અનંત નં. ૨ (૫) સં. ૧૮૪૫ મા. શુ. ૪ શુક્રે દેવરીયા (મધ્યે) **રાજેન્દ્રસાગર** લિ. પત્ર ૫ થી ૫૨ પો. ૧૩ નં. ૧૪૬ અભય. (૬) ૫ મા **ઉલ્લાસ** અંતે પં. **વિજયચંદ્ર રૂપચંદ્ર મંગલપુરે** સં. ૧૮૯૮ ફા. વ. ૧૩ શ્રી **નવપલ્લવ** પ્રસાદાત્, અને છેવટે સં. ૧૮૯૯ શાકે ૧૭૬૨ **ચૈ.**

દ્વિ. અમાવાસ્યા મંગલે લ. શ્રી નવપલવજી વાસ્તવ્યં રત્નાપૂરે લ૦ ભૂ૦ **વીજચંદ્રજી** ભ્રાતા પં. **માણિકચંદેન** ભાગ થાકતો પૂર્ણ કર્યો ૮૯-૧૬ નં. ૨૦૩ મુક્તિ. (૭) ૨૨-૧૯ પો. ૨૫ જિનદત્ત ભં. સુરત (૮) પત્ર ૩૧ નં. ૧૯૫ ક્ષમા. (૯) પત્ર ૩૪ પો. ૩૬ મહિમા. (૧૦-૧૧) સં. ૧૭૦૫ (?) વર્ષે ૪૩-૧૫ નં. ૧૨-૧૩; ૨૨-૨૦ નં. ૧૨-૧૩ ગુ.

**(૧૭૫૬) સુરપતિ કુમાર રાસ** સં. ૧૭૨૯

—સં. ૧૮૭૪ અષાઢ લિ. પત્ર ૨૪ નં. ૨૯૫ ક્ષમા.

**(૧૭૫૭) આષાઢભૂતિ ચોપઇ (સપ્ત ઢાલિઉ)** સં. ૧૭૩૦ બૈરૂટીમાં

—(૧) પત્ર ૯ નં. ૧૦૨ ઔ. વીકા. (૨) કલકત્તા મધ્યે **સં.** ૧૮૮૭ આ. વ. ૧૧ પં. **ઋ**ષભવિજયેન પત્ર ૫ નાહટા. (૩) **સં.** ૧૮૮૧ માગ. વ. ૨ **ચં**દ્રભાણ શિ. **પ્રે**મચંદ લિ. **વિક્ર**મપુરે પત્ર ૫ પો. ૬૯ દાન૦

**(૧૭૫૮) આર્દ્રકુમાર ચોપાઇ** સં. ૧૭૩૧ માગશર સૂરાયમાં.

**આદિ—** દૂહા

સંતિકરણ **સંતિસરૂ, અચિરાસુત** અરિહંત
તસ પદપંકજ સેવતાં, લહીયે સુખ અનંત ૧
દાન દીયો વિદ્યા તણો, વિદ્યાગુરૂ ગુણવંત
કીરતણી પરિ ખપ કરી, મોહિ કીયો મતિવંત. ૨
તાસ તણે ચરણે નમી, આંણી અધિક ઉલ્લાસ
**આર્દ્રકુમર** ઋષિ ગાવતાં, પહુચૈ મનની આસ. ૩

**અંતે—**

**ઉડુપતિ વન્હિ મુનિ ચંદ્રમા** એહ સંવત્સર જાણીરે
મૃગસિર માસ વખાંણીરે
નગર સખર **સૂરાયને** તવીયો એ મુનિ ભાણ રે
દિન દિન કોડિ કલ્યાણ રે ૨૫ મો૦

શ્રી **તપગચ્છ** ગુરૂરાજીઓ, શ્રી **વિજયદેવ** સૂરીંદ રે
પ્રણમે સુરનર વૃંદ રે
તસ પટ્ટ તેજ દિવાકરૂ શ્રી **વિજયપ્રભ** મુણિંદ રે
પ્રતપો જાં રવિચંદ રે ૨૬ મો૦
તસ ગચ્છમહિ મહિમાનિલો, શ્રી **જયસાગર** ઉવજઝાયરે
**જીતસાગર** ગણિ રાય રે
**માનસાગર** સુખ સંપદા, ગાતાં એ ઋષિરાય રે
નામઇ નવનિધિ થાયે રે. ૨૭ મો.

—સંવત ૧૭૭૦ જેષ્ટ વદિ ૧૪ દિને એ પત્ર આ કવિરચિત સુભદ્રારાસનાં સાથે મળી ૩ પત્ર પોથી નં. ૭૪ યશોવૃદ્ધિ મહુવા.

**(૭૦૩)+કાન્હડ કઠિયારાનો રાસ** સં. ૧૭૪૭ (૨–૨૨૨)

—(૧) સં. ૧૮૨૭ મિગસર વદ ૧ સૂર્યવાસરે પં. **લબ્ધિ**-વિજય ગણિ શિ. **અમરવિજય** લિ. **આસરલાઇ** ગ્રામે ૭–૧૩ નં. ૪૫૦૯ વિ. ને. (૨) સં. ૧૮૪૫ પોસ શુ. ૧૫ રવિ લ. **જયવંત**-કુશલેન ગામ કાલુખેડા મધ્યે **ચંદરાવત** શ્રી **નાહરસિંઘજી** રાજ્યે ભાઈ **ભગોતિદાસજી તીરાથી** લ. ૯–૧૩ ખેડા ભં. (૩) સં. ૧૮૬૦ ચૈ. શુ. ૧૦ ભૃગુવારે લિ. પં. **દેવેંદ્રવિજય આગેવા** મધ્યે ૯–૧૨ નં. ૪૫૦૮ વિ. ને. (૪) સં. ૧૮૬૫ માગ૦ વ. ૫ શુક્ર **વડલુ** મધ્યે લિ. પં. **હિમતા ખરતર** પત્ર ૭ પો. ૮૧ નં. ૨૦૨૬ જિ. ચા. (૫) સં. ૧૮૭૦ જે. શુ. ૭ શનિ ઋ. **માણકચંદ** લિ. **મોતીચંદ** પઠનાર્થં પત્ર ૧૨ પો. ૫ ચતુ૦ (૬) સં. ૧૮૭૪ જેઠ વ. ૪ પત્ર ૧૧ પો. ૧૨ નં. ૧૩૦ અભય. (૭) સં. ૧૮૭૯ જે. વ. ૧ મંગલ ૯–૧૦ નં. ૨૮ પાદરા. (૮) સં. ૧૮૮૧ આષાઢ વ. ૫ બુધે ૭–૧૫ નં. ૪૫૦૭ વિ. ને. (૯) સં. ૧૮૮૬ આ. શુ. ૧ મંગલ લિ. રુપ **ભાગચંદ** ગાંમ કરવડ મધ્યે **ઝાબુકવાકે** પ્રજ્ઞે (પરગણામાં) ૧૦–૧૨ દા. ૩૬ ડા. પાલણપુર (૧૦) સં. ૧૯૧૧ ફા. વ. ૩, ૧૭–૧૦ નાના કદની પ્રત નં. ૪૫૧૦ વિ. ને. (૧૧) સં. ૧૮૧૯ મિગસર

વ. ૨ બુધે ગરૂણી મટુજી ચેલી ચૈના લિ. નીબાજ નગર મધ્યે મુ. એ. સો. (૧૨) ૧૨-૧૦ ગુ.

**(૧૭૫૯) સુભદ્રા રાસ** ૪ ઢાલ સં. ૧૭૫૯ વચ્છરાજપુરમાં.

**આદિ—** ઢાલ કાયાપુર પાટણ મોકલો એ દેશી

**સરસતિ** સામણિ વીનવું, આપજ્યો અવિરલ વાંણિરે
સીઅલતણો મહિમા કહું, સાંભલો ચતુર સુજાણરે. ૧
સીઅલ સુરતરૂ સદા સેવજ્યો જિમ હુવૈ છુટિકબારિરે.
સીલ **સુભદ્રાયે** સેવીયો, પામીયો ભવતણો પારરે ૨

**અંતે—**

**તપ**ગચ્છ-તિલક તપૈ સદા, શ્રી **વિજૈપ્રભ** સુરીંદ
તસ પટિ તેજ દિવાકરૂ, શ્રી **વિજયરત્ન** મુણીંદ ભ૦ ૧૭
તસ ગચ્છ માહે મહિમાનિલો, પાઠક માહે પરધાન ભ૦
**જયસાગર** જગિ જાણીયે, તપ કીધો વર્દ્ધમાન ભ૦ ૩
કુલમંડણ કવિ કેસરી, **જીતસાગર** ગણિ સીસ ભ.
સતીય **સુભદ્રા** ગાવતાં, પૂગી મનહ જગીસ ભ. ૧૯
**સતરૈ ગુણસઠૈ સમૈ, વચ્છરાજપુર** ચોમાસ ભ.
**સુવિધ** જિણંદ પ્રસાદથી, પૂગી મનની આસ. ભ. ૨૦ધ
રાગ ભલો ધન્યાસિરી, ચંગી ચોથી ઢાલ ભ.
**માનસાગર** કહિ સીલથી, ફલીય મનોરથ માલ. ભ. ૨૧ધ

—(૧) સાથે એજ કર્તાની આર્દ્રકુમાર ચોપઈ. કુલ પત્ર ૩-૧૮ સં. ૧૭૭૦ ની પોથી નં. ૭૪ યશોવૃદ્ધિ. (૨) પત્ર ૪ નં. ૪૭૬ ઔ. વીકા. ભં. (૩) સં. ૧૮૩૦ **કુશલકલ્યાણ** લિ. શ્રી. **મહિમા** પઠનાર્થં પત્ર ૧૦ (આમાં **જિનરાજસૂરિ** કૃત ચોવીસી છે) પો. ૬૩ મહિમા. (૪) સં. ૧૯૦૩ આ. શુ. ૫ **વિક્રમપુરે આનંદસુંદરેણ** લિ. પત્ર ૨ પો. ૬૫ જય. (૫) પત્ર ૩ પો. ૧૧ નં. ૧૦૪૭ અભય.

---

**૮૪૮ રાજલાભ** (વા. હીરકીર્ત્તિ–રાજહર્ષ શિ.)

**(૧૭૬૦) ભદ્રનંદ સંધિ.** સં. ૧૭૨૩ પો. શુ. ૧૫ સોમ.

—**રાજલાભ** શિ૦ લિ. પ્રતિ ૧૮મી સદીની પત્ર ૬ પો. ૮૧ નં. ૨૦૨૧ જિ. ચા.

**(૧૭૬૧) ધન્નાશાલિભદ્ર ચોપઇ.** સં. ૧૭૨૬ આ. શુ. ૫ વણાડ ગામે.

—સં. ૧૮૮૬ માધવ શુ. ૧૦ દાનસાગર લિ. પત્ર ૩૦ પો. ૧૪ નં. ૨૭૩ દાન.

**(૧૭૬૨) ઉત્તરાધ્યયન ૩૬ ગીત**

વિનય કરેજ્યે સાધો વિનય કરેજ્યે, મનમઇ નવિ અભિમાન ધરે જો. સજોગ અભ્યંતર બાહ્ય મુંકે જો, અનગાર ભિકખુ મ વિનય ચૂંકજ્યે. ૧
ઉત્તરાધ્યયનમઇ પ્રથમ અધ્યયનઇ, વિનય મારગ પ્રકાસ્યઉ સહુનઈ, વાચક **રાજહર્ષ** તસુ સીસ, **રાજલાભ** પ્રભણઇ સુજગીસ. ૨૧.

—ત્રણ ગીતનાં બે પત્ર જતિ જયકરણ વીકા.

**(૧૭૬૩) વીશી.**

**(૧૭૬૩ક) દાનછત્રીસી** સં. ૧૭૨૩ માહ વદ ૨ સોમ

સંવત **સતરહસૈ તેવીસે,** માહ બહુલ તિથિ બીજજી
વાર સોમ એ દાનછત્તીસી, સમકિત–તરૂનો બીજજી. ૩૪
વાચક **હીરકીરત** વડભાગી, જ્ઞાનક્રિયા–ગુણધારીજી
તાસુ સીસ **ગુણહરષ** સોભાગી, મનિ હર્ષ મતિસારજી. ૩૫
તાસુ પસાયે **દાનછત્તીસી,** પભણે **લાભ** એમજી
ભણે સુણે જે ભવિ ભાવે, રલી રંગ સુખ એમજી. ૩૬

—પત્ર ૨૧ ગાથા ૩૬ કમલમુનિ.

**(૧૭૬૩ખ) વીર ૨૭ ભવ સ્ત.** ગા. ૨૯ ૧૭૩૪ કા. શુ. ૧૧

પાય પ્રણમુંરે **મહાવીર** સાસન–ધણી,
ચઉવીસમોરે સિવસુખ–દાયક સુરમણી. ૧ × ×

**સતરઈ સઈ ચઉત્રીસ**મઈ રે લાલ, ભાદ્રવ માસ ઉલ્હાસ સુ.
**મહાવીર** મઇ ભેટીયારે લાલ, સફલ ફલી મુઝ આસ. સુખ. ૨૮
ઇમ સ્તવ્યઉ જિનવર સયલ સુખકર માત **ત્રિશલા**નંદનો,
શુભ સીંહ લંછણુ વરણુ કંચન ભવિય જન આનંદનો.
વા૦ **હીરકીરતિ** સીસ વાચક **રાજહર્ષ** સુપસાવ એ,
**રાજલાભ** સેવ્યાં સદા જિનવર સુખ સંપદ પાવ એ. ૨૯

—સં. ૧૭૩૪ કાર્તિક સિત ૧૩ દિને **રાજલાભ** લિખિતં. યતિ જયકરણ વીકાનેર.

**અન્ય કૃતિઓ**—ગોડી છંદ ગા. ૨૮ અને સ્વપ્નાધિકાર ગા. ૨૩ (સં. ૧૭૬૫ શ્રા. શુ. ૭ કેલા ગ્રામે **રાજસુંદર**ને આગ્રહે). દાનછત્તીશી સં. ૧૭૨૩ (પત્ર ૧ પો. ૩૧ નં. ૮૮૯ દાન.)

---

## ૩૩૯ તત્ત્વવિજય (ત૦ યશોવિજય ઉ. શિ.) (૨–૨૨૪)

**(૭૦૪) અમરદત્ત મિત્રાનંદ રાસ.** સં. ૧૭૨૪ (૨–૨૨૪)

—(૧) પં. સ્થિર (સ્થવીર) **શ્રી**પાલ શિ. પં. ઋ. **ખેતા**જી શિ૦ ઋ. **નારાયણ**જી શિ. ઋષિ **લાલ**જી લિ. સં. ૧૭૭૩ ફા. વદિ ૧૧ ચંદ્રે લિ૦ ૪૦–૧૧ ખેડા ભં. ૩ (૨) મહો૦ **ઋ**દ્ધિવિજય શિ. પં. **ધર્મ**વિજય લિ. પંન્યાસ ગુણવિજય વાચનાર્થં સૂરતિ બંદીર મધ્યે સં. ૧૭૮૧ ચૈ. શુ. ૧ શનૌ ૧૯–૨૦ નં. ૨૩૩૩ મુક્તિ. (૩) સર્વગાથા ૮૬૧ ૨૫-૧૬ દા. ૭ નં. ૫૬ ખેડા ભં. (૪) ૨૮–૧૭ પો. ૧૨૪ મો. સુરત.

---

## ૮૪૮ક વધો (શ્રાવક)

**(૧૭૬૩ખ) કુમતિનો રાસ–પ્રતિમાસ્થાપન ગીત** ૩૯ કડી સં. ૧૭૨૪ શ્રા. શુ. ૬ સોજતમાં.

શ્રી શ્રુતદેવ તણેં સુપસાયેં, પ્રણમી સદગુરૂ પાયા,
શ્રી સિદ્ધાંત તણેં અણુસારેં, સીખ દેઉં સુખદાયારે. ૧

કુમતિ ! કાં પ્રતિમા ઉથાપે,
મુગધ લોકનેં ભામેં પાડી પિંડ ભરે છેં પાપેં—આંકણી x x
સુવિહિત સામાચારીસ્યું ટલીઆ, રતી વિના રડવડીઆ,
કુમતિ કદાગ્રહના થે રાતા, ધર્મ થકી તે પડીઆરે. કુ. ૩૫
શોજિત મંડણ **વીર** જિણેસર, વીનતી કરૂં તુમ આગેં,
સુભ દષ્ટેં સાહિબનેં સેવ્યાં, કુમતિકદાગ્રહ ભાગેં રે. કુ. ૩૬
સંવત **સતરેં** વરસ **ચોવીસેં**, શ્રાવણ સુદિ છઠ દિવસે,
શ્રી જિન પ્રતિમાનું દરસણ કરતાં, કમલ રતન વિકસેરે. કુ. ૩૭
સાહ **વધો** નેં જાતેં **પીપાડો**, નગર **સોજિત**નો વાસી,
એ તવન તવ્યો સદગુરૂને વયણે, થે છોડો કુમતિની પાસીરે. કુ. ૩૮
એ અધિકાર મેં ઉછો અધિકો, વચન કહ્યો કોઈ જૂઠો,
તેહ તણો મુઝ મિછામિ દુક્કડ, મુઝનેં સદગુર તૂઠોરે. કુ. ૩૯

—(૧) લિ. મુનિ **વિજેં**સાગરેણ ૨–૧૨ નં. ૪૬૮ મ. જૈ. વિ. (૨) સં. ૧૭૪૯ શ્રા. સુ. ૩ **વિકા**નેર પં. **અભયધર્મ** લિ. શ્રા. **હીરા** પઠનાર્થે પત્ર ૨ નં. ૨૭૩૦ અભય. નાહટાએ ઉતારી લીધેલ છે.

---

**૩૪૧ શ્રીસોમ** (ખ. સમયકીર્ત્તિ શિ.) એમ સુધારો (૨–૨૨૮)

**(૭૦૭) ભુવનાનંદા ચોપઈ** સં. ૧૭૨૫ શિષ્ય સુમતિધર્મ માટે (૨–૨૨૮)

---

**૮૪૯ જ્ઞાનમૂર્ત્તિ** (આં. ધર્મમૂર્ત્તિસૂરિ–વિમલમૂર્ત્તિ–ગુણમૂર્ત્તિ શિ.)

**(૧૭૬૪) બાવીસ પરિષહ ચોપઇ** સં. ૧૭૨૫ ચોમાસામાં નુતનપુરી (નવાનગર)માં

**આદિ—**

પ્રથમ જિનેશર પય નમું, પૂર્વ્વ ચઉરાશી લાખ,
જીવિત ગવંકિત હેમ છવિ, ધનુ પંચશઇ તનુ શાખ. ૧

સિદ્ધિ બુદ્ધિ-દાયક સદા, શિર પરિસહ ફણિંદ,
નીલવરણ નવ કર તનુ, પ્રણમું **પાશ** જિણિંદ. ૨
પ્રણમું **વીર** જિણેશરૂ, શાસનનાયક સાર,
આધિ વ્યાધિ અલગી ટલઈ, ન હોઈ વિઘન લગાર. ૩
રાસ રચું રળીયામણો, શાંભલયો સહુ સંત,
પરીસહ બાવીસ વર્ણવું, ભાષિત જિમ ભગવંત. ૪
શ્રી જિનશાસનિ સાધુનઈ, પરીસહ છઈ બાવીસ,
ગે આરાધઈ ઊપનઈ, તે કહીઇ, જગદીશ. ૫

**અંતે—** રાગ ધન્યાસી પાસ જિણિંદ જૂહારીઈ એ દેશી

ભણઇ ગણઇ યે (જે) સંભલઈ, સાધ તણા ગુણ ગાવઇરે.
ભાવન બાર ભલીપરિ ભાવઈ, ઉપશમ સંવર પાવઈરે. ૧
ભણઈ ગણઈ જે સંભલઈ—આંકણી.
પિંડેસણ પાણેસણા, નવવિધ બ્રહ્મ વિચારઇરે,
સુમતિ ગુપતિનઇ સાચવઇ, આવઇ સુદ્ધ આચારઇરે. ભ. ૨
સમતા રસમાં મન રહઈ, શત્રુ મિત્ર સમ જાણઇરે,
વાંક પરૂયઇ ન પારકો, કરતા કર્મ્મ વખાણઇરે. ભ. ૩
નવ નિધિ ચઉદ રયણ ઘરિ રાજઈ, સુરવર સેવા સારઇરે,
મારગ સાધ તણો એ સુંદર, ભવસાયરમાં તારઇરે. ભ. ૪
આધિ વ્યાધિ અલગી એ ટાલઇ, દુખ દાવાનલ વારઇરે,
પગિ પગિ સંપદ સુંદર પાવઇ, યે (જે) નરનારી ધારઇરે. ભ. ૫
મંગલશ્રી જિન સિદ્ધ સૂરીસર, મંગલ ધર્મ્મ ઉદારોરે,
નિર્મ્મલ ભાવઇ યે (જે) નર ભાવઇ, તસ હોઇ મંગલાં ચ્યારોરે.
સંવત **સતર પંચવીશઇં** સુંદર, શ્રી **શાંતિનાથ** પ્રસન્નોરે,
**નૂતનપુરિ** ચઉમ્માસિ કરી તિહાં, રચ્યો રાસ-રતન્નોરે. ભ. ૭
**અંચલ**ગચ્છ ઉદયાચલઇ, ઉદયો સુર સરૂપોરે,
**ધર્મ્મમૂરતિ** સૂરીશરૂ, સૂરિ-શિરોમણિ રૂપોરે. ભ. ૮
તાસ તણઇ શિષ્ય સુંદરૂ, **વિમલમૂરતિ** ઉવજ્ઝાયોરે,
ચઉદ વિદ્યા ચતુરાપણઇ, પંડિતરાજ કહઇવાયોરે. ભ. ૯

વાચક શ્રી **ગુણમૂરતિ** ગરિમા, તાસ શિષ્ય સુજાણોરે,
ન્યાય વિદ્યા જસ નિર્મ્મલી, નવરસ મધુર વખાણોરે. ભ. ૧૦
તસ શિષ્ય પંડિત પદધરૂ, **જ્ઞાનમૂરતિ** ગુણ ગાવઇરે.
એ (જે) નરનારી ભાવિ ભણઈ તે, કામિત પદારથ પાવઇરે. ૧૧
—ગ્રં. ૬૦૦ ૧૮–૧૫ નં. ૪૯૮ મ૦ જૈ. વિ.

---

## ૮૫૦ ભાવપ્રમોદ [ખ. જિનરાજસૂરિ–ભાવવિજય–ભાવવિનય શિ૦)

**(૧૭૬૫) અજાપુત્ર ચોપઇ** સં. ૧૭૨૬ આસો શુ. ૧૦ વીકાનેર.

**આદિ—**

**પારસ** પ્રણમું સદા, સુખ સંપત દાતાર,
દાયક સકલ જગતિ મુગત–રમણિકા દાતાર. ૧
વીણા પુસ્તક ધારણી, વાહણ જાસુ મરાલ.
ચરણકમલ તસુ સેવતાં, આપે વચન રસાલ. ૨ × ×
**અજાપુત્ર** ધરમૈ કરી, પાંમી લીલ વિસ્તાર,
એકથી સુણજ્યો સહૂ, હરપ ધરી ઉલાસ. ૯

**અંતે—** ઢાલ પાસ જિણંદ જુહારિ હો રાગ ધન્યાસી.
ગુણ ગરૂયાના ગાવતાં, લહિયૈ સિવપુરવાસોરે,
**અજ**રાયજી મોટા રિષી, જસુ નાંમે પુગે આસોરે. ૧
અજય સદા રિધ સિધ લહૈ, જસુ નામે સંકટ ભાજેરે,
અજયા નામ જસ વિસતરેરે, રાજમહલમેં રાજેરે. ગુ. ૨
શ્રી **ચંદ્રપ્રભુ**–ચરિતથી, રાચ્યો એ અધિકારોરે,
લવલેસી માત્ર કરિ કહ્યો, પિણ ચરિત માંહિ વિસ્તારોરે. ગુ. ૩
સંવત **સતરે છવિસમે,** આસુ માસ ઉદારોરે,
સુકલ પક્ષ દસમી દિને એ, ગ્રંથ કીયો સુખકારોરે. ગુ. ૪
**ખરતર** ગચ્છ મહિમાનિલો, જુગવર શ્રી **જિનરાજો**રે,
વાદિ–ગજ–ઘટા–ભંજણો, સકલ ભંજણો સિરતાજોરે, ગુ. ૫

**બોહિત્થ** વંસૈ બોહોતર સમો, તિણ સમે કો નવિ ગ્યાંનરે,
પરતખ દીઠો પારખો, જિણ વાચિ લિખી **ઘંઘાણીરે** ગુ. ૬
સાહસિક **જિનરાજ** જસો, ઓર ન કોઈ હૂઉરે,
**સાહજહા** નર રાહિયો, ઇણિ સમો કો સીધ ન દૂજોરે. ગુ. ૭
**ધારલદે** ધન જનમીયો, **ધરમસિંહ** સાહ મલારોરે,
ઉપગાર્યાં સિરસેહરો, પરદુખ ભંજણહારોરે. ગુ. ૮
તાસુ સીષ્ય સો ધણી, વિદ્યા બુધ વખાંણોરે,
**ભાવવિજય** ગણવર ભલા ગુણ જાંણોરે. ગુ. ૯
સીપ-રતન જસુ ગુણ ભર્યા, પંડિત કહૂ ચતુંરાઈરે,
ગુરૂ શ્રી **ભાવવિનય** ગણી, સયલ જીવાં સુખદાઈરે. ગુ. ૧૦
તાસુ સીસ પાઠક હૈ ગણિ, **ભાવપ્રમોદ** મતિસારોરે,
અધકો ઓછો નવિ કહ્યો, શાસ્ત્રતણે આધારોરે. ગુ. ૧૧
**વીકાનેર** સું ગહગટે, જિહાં ચોવીસરો જિનરાજોરે,
તેહ તણે પરસાદથી, મનવંછિત સીઝે કાજોરે. ગુ. ૧૨
વર્તમાન ગુરૂ રાજીયો, યુગપ્રધાન **જિનચંદોરે**,
**ચોપડાં** વંસૈ રવિ સમો ચિરજીવો મોમેરૂ દિનંદોરે. ગુ. ૧૩
સુધે મન ચોપઈ સુણે, જિકે ચિત્ત લાયેરે,
તીયાં ઘર રિધિ સિધિથી સરે. પુરે મન તણી આસોરે. ગુ. ૧૫
એ દષ્ટંત સુહાવણો, સુણતાં નવનિધિ થાયરે,
**ભાવપ્રમોદ** પાઠક કહે, શ્રી સંઘને સુખદાઇરે. ગુ. ૧૬

——અશુદ્ધ પ્રત પત્ર ૨૪ શેઠીઆ૦

---

## ૮૫૧ ધીરવિજય (ઋદ્ધિવિજય-કુંઅરવિજય શિ૦)

**(૧૭૬૬) ચોવીસી** લ. સં. ૧૭૨૭ પહેલાં

**અંતે—** મહાવીર સ્ત. રાગ ધન્યાંસી

**વીર** જિણેસર વંદીઇ, સાસનનો સિરદાર, જિનજી,
**સિદ્ધારથ** કુલ સિંહલો, **ત્રિસલા** માત મલ્હાર, જિનજી, ૧

સકલવાચક મુગટામણી, **શ્રીઋદ્ધિવિજય** ઉવઝાય,
તસ બુધ **કુંઅરવિજય**તણો, **ધીર**નિં હો સુખદાય.
જિનજી. ૭

—ઇતિશ્રી ગણિ **ધીરવિજય** કૃત ચઉવીસ તીર્થંકરના સ્તવન સંપૂર્ણ. ગ્રં. ૨૫૦ સં. ૧૭૨૭ શુદિ ૧૩ રવિ લ. સુશ્રાવકા પુન્યપ્રભાવકા બારવ્રતધારકા **નાગબાઈ** લખાવીતં. ૧૭-૯ ( પ્રથમનાં ૧૧ પાનાં નથી ) ખેડા નં. ૩.

---

## ૮૫૨ પ્રીતિવિજય (૨) [ત૦ હર્ષવિજય શિ૦ ]

**(૧૭૬૬ક) ચોવીસ જિન નમસ્કાર** ૨૫ વસ્તુ છંદમાં સં. ૧૭૨૭ ભુજમાં

**આદિ—** (વસ્તુ)

**નાભિનંદન નાભિનંદન રીષભ** જિનરાય
**મરૂદેવી** માતા ઉયરિ, રાજહંસસમ સ્વામી સોહઇ
નયરી **વિનીતા** રાજીઓ, વૃષભલંછન જસ પાય મોહઇ
સોવન વન તનુ દીપતો, ધહેપ પાંચસયઇ કાય
**પ્રીતિ** કહઇ એ પ્રથમ જિન, સેવંતાં સુખ થાય. ૧

**અંતે—**

એહ જિનવર એહ જિનવર થુણ્યા ચોવીસ
વર્ત્તમાન શાસનધણી ભવિકનયણ-આનંદકારી
શ્રી **વિજયદેવસૂરી**તણો, શ્રી**વિજયપ્રભસૂરી** પટ્ટધારી
**સતાવીસઇ સંવત સતર** શ્રી **ભુજ**નગર મઝારિ
શ્રી **હર્ષવિજય** કવિરાજનો, **પ્રીતિવિજય** જયકાર. ૨૫

**(૧૭૬૭) જ્ઞાતાસૂત્ર ૧૯ અધ્યયન.**

**આદિ—** પ્રથમ ગોવાલ તણેં ભવેંજી એ દેશી

શ્રી શ્રુતદેવી નમી કરીજી, **જ્ઞાતા**સૂત્ર મઝારિ
ઉગણીસે અધ્યયન જે કહ્યાંજી, કહિસું તાસ અધિકાર. ૧

ભાવિકજન જીવદયા સુખકાર, તેહથી તરે સંસાર. ભ૦
લહીઈં સુખ નિરધાર, ભ૦ એ આંકણી
**સોહમ** સ્વામિનિં પૂછીયોજી, ગણધર શ્રીજંબુસ્વામિ
પહિલો અધ્યયન આસદોજી, અરથઇ કરી અભિરામ. ભ૦ ૨ xx
એમ જાંણી સહુ જીવનીજી, અનુકંપા ધરો ચિત્તિ
શ્રી**હર્ષવિજય** કવિરાજનોજી, સેવક ઇમ કહે **પ્રીતિ**, ૨૯ ભ૦

**અંતે—**

જાણે પૂરવ **માહાવિદેહ**માં લાલા, પુષ્કલાવતી એ નાંમ
જીહો વિજય સોહે **પુંડરીગિણી** લાલા, નયરી બહુ સુખઠાંમ ૧
**જંબુ** મુનિ સાંભલિ અધ્યેન એહ
જીહો ઉગણીસમો મુઝને કહ્યો, **વીર**જિનવર ધરી નેહ. જંબૂ. ૨ xx
જીહો **સરવારથ-સિદ્ધિ** વિમાનમેં લાલા, દેવતણાં અવતાર
જીહો **માહાવિદેહે** મોક્ષ જાઇસ્યે લાલા, સવ દુખ કરી પરિહાર ૩૧ જં.
જીહો દિક્ષા લેઇ ઇમ સાધુજી લાલા, વિષય ન રાચેં જેહ
જીહો અરચનીક સહુ સંઘમાં લાલા, પામસ્યે સુખ અછેહ. ૩૨ જં
જીહો અધ્યયન ઉગણીસમો કહિઉ લાલા, **જ્ઞાતાસૂત્ર** મઝારિ
શ્રી **હર્ષવિજય** કવિરાજનો લાલા, **પ્રીતિવિજય** જયકાર. ૩૩ જંબૂ૦

—(૧-૨) સં. ૧૭૮૩ વૈ. સુદિ ૧૦ બુધે **મુનરા** મધ્યે લ૦ ૧૯-૧૯ નં. ૪૯૨; તથા ૧૯-૧૯ નં. ૪૮૪ મ. જૈ. વિ૦

---

## ૮૫૩ સકલકીર્ત્તિશિષ્ય.

**(૧૭૬૮) બાર આરાની ચુપઇ** લ. સં. ૧૭૩૪ પહેલાં

**આદિ—**

જિનગુરૂ વાંણીય કરીઅ પ્રમાણુ, જાણુઈ તુઠિ બુદ્ધિ હુઇ સુમાન,
કાલદ્વારની પરિ તુલ્યિ સુણુ, જિન વાણી તુ નિશ્ચઈ કરૂ. ૧
સુખમ સુખમ જે પહિલુ કાલ, ચ્યાર કોડાકોડિ સાગર ધાર,
ત્રિણિ પલ્ય જીવી તસુ હોઈ, ત્રિણિ ગાઉ ઊંચો દેહ જોઈ. ૨

**અંતે**—

આગમ શાસ્ત્ર થિકા મઈ કહ્યા, નિપુણ નિરંતર ભણજ્યો સહ્યા,
ભણતાં સુણતાં પુણ્ય અપાર, ધરમ તણુ નિશ્ચે હુઇ સાર. ૨૧૦
પંચ ગુરૂ પ્રણમૂ નિત કરૂ સેવ, જિનવર વાણી માત નમેવિ
શ્રી **સકલકીરતિ** ગુરૂ પ્રણમુ સાર, ભણતાં ગુણતાં પુણ્ય અપાર. ૨૧૧

—સં. ૧૭૩૪ મહા વદિ ૫ બુધે. ૧૦–૧૪ દા. ૮૧ નં. ૫૧ હા.

---

## ૩૪૩ માનવિજય ( ત. શાંતિવિજય શિ. ) ( ૨–૨૩૨ )

**(૭૦૯)+ નયવિચાર (સાત નયનો) રાસ** (૨–૨૩૨)

**અંતે**— રાગ ધન્યાસી ગુણતણી વેલડી એ દેશી

શ્રી **તપા**ગચ્છનંદન-વનિં સુરતરૂ, જાણીઇ તે જગિ યુગપ્રધાનો,
'જગતગુરૂ' બિરૂદ ધારી મહિમાનિધી, શ્રી ગુરૂ**હીરવિજયા**ભિધાનો. ૮૨
શ્રી જિનસાસન જગિ જયજયકરૂ
તાસ પાટિં હવો સુરગુરૂ અભિનવો, શ્રી **વિજયસેન**સૂરી પ્રસિદ્ધો,
સાહિવર પરષદેં વાદ જીતી કરી, 'ગુરૂસવાઇ' જિણિં બિરૂદ લીધો
શ્રી **વિજયતિલક**સૂરીસરૂ તસ પટિં, ઉદયગિરિ ઊગીઓ વર દિણંદો
કુમતિમતિતિમિરહર સુમતિ–ઉદ્યોતકર,
વિહિત ભવિજન ચકવય દિણંદો. ૮૩
તાસ પાટિં જનાનંદકારી ગુરૂ, શ્રી **વિજયાણંદ**સૂરિ સિંહો,
જ્ઞાનસમતાદિ ગુણરયણ–રોહણગિરી, પ્રવર વૈરાગ્યજિત નિરીહો. ૮૪
તાસ ગુરૂભાઇ બુધ **શાંતિવિજય** ગુરૂ, શમદમાદિક ગુણવંત સંત,
જાસ સુપસાગેં સુરમણિ સમ મિં લહિઉં,
શ્રી જિનવર મત અતિ લસંત. ૮૫
તાસ વિનયી નયી **માનવિજયાભિધો,**
વદતિ નિજ શકતિ શ્રુત જાગતિ આણી,
તત્ત્વરૂચિ ભવિક જન ભણત સુણતાં હુયો,
સુભફલદાયિની એહ વાણી. ૮૭

—(૧) આ પર ટબો છે તે સ્વોપજ્ઞ જણાય છે. ટબા સહિતની સુંદર પ્રત પત્ર ૨૪ની સીમંધર સ્વામીના ભંડાર સુરત દા. ૧૯ નં. ૨૯ માં મોજૂદ છે (૨) ૨૦–૭ દા. ૩૬ ડા. પાલણપુર.

**(૭૧૦) + ચોવીસી**

—(૧) ૮–૧૧ દા. ૧૭ વી. ઉ. (૨) લ. **પ્ર**મોદવિજયેન **વ**ડાલી નગરે ૬–૧૫ જૂની પ્રત નં. ૮૯ પાદરા (૩) સં. ૧૮૧ (૧)...વદ ભોમે ૧૨–૧૧ દા. ૨૦ નં. ૮૬ સીમંધર.

**(૧૭૬૯) ગુરૂતત્ત્વપ્રકાશ રાસ** ૧૦૭ કડી લ. સં. ૧૭૩૧ આસપાસ.
પ્રણમું શ્રી **સોહમ** ગણધાર, ચઉવિહ સમણ સંઘ આધાર
જસ સંતતિ દુપસહ ગુરૂ લગઇ, **ભર**હખિત્તિ ચાલઇ સંલગઇ ૧
પરંપરાગમ આજ પ્રમાણ, તેહથી હુઇ અર્થ વિન્નાણ
તાસ ઉથાપક જાઇ વહ્યો, **સૂ**ગડાંગ **નિ**રયુગતિં કહ્યો. ૨ x x
**સોહમ** પાટ પરંપરિ આવીઉ, **વિ**જયાણંદ સૂરિરાય
**શાંતિવિજય** બુધ વિનયી સુગુરૂના, **માંનવિજય** ગુણ ગાય ૧૦૬
એહ **ગુરૂતત્ત્વપ્રકાશ** પ્રકાશીઉ, વિજયરાજ્ય ગુરૂરાજિ
ગ્રંથ અનેકની સાખિ મુનિ **માંનઇ,** ભવિજન બોધન કાજિ. ૧૦૭
પુણ્યઇ લહીઇરે સદગુરૂ સેવના.

—આદિમાં સકલગુણ સરોમણિ પંડિત શ્રી માનવિજયગણિ ગુરૂભ્યો નમઃ એમ છે. એટલે કવિના શિષ્યે આ પ્રત લખી છે. સં. ૧૭૩૧ અશ્વિન વદિ ૧૦ સોમે લ. સુશ્રાવક સાહા **અમરચંદ** લખાવીતં. ૯–૧૧ દા. ૩૬ ડા. પાલણપુર.

**(૧૭૭૦) ૨૪ જિન નમસ્કાર**

પ્રથમ જિનેસર **ઋષભદેવ** પ્રણમું સિરનામી
પણસય ધનુપ પ્રમાંણ દેહ વરણું અભિરામી ૧
**નાભીરાય** કુલમંડણો **મરૂદેવી** જાયો.
ચોરાસી લખ પૂરવ આય સુર નરપતિ ગાયો. ૨

**વિનતા** નયરી રાજીઓ એ **ઋષભ** લંછન વર પાય
યુગલા ધર્મ નીવારણો **માનવિજય** ગુણગાય. ૩ × ×
**વર્દ્ધમાન** જિનભાંણુ આંણુ નિજ મસ્તક વહીઇ
સીંહ લંછન પરેં સર્વદા જસ ચર્ણેં રહીઈ ૧
**ક્ષત્રીયકુંડ** ગ્રાંમ નયર **સીધારથ** ભૂપ
**ત્રિશલા** રાંણી ઉઅર-હંસ હેમવાંન અનૂપ ૨
જીવીત બહુત્તર વર્ષનું એ સાત હાથ તનુ માંન,
**માંનવજે** વાચક કરે જિનવરના ગુણગાંન. ૩

—લ. મુનિ **રાજ**રત્નેન શ્રાવિકા **રા**જ્યકુઅર પઠનાર્થં સહેર **ખં**ભાત બંદર વાસી સં. ૧૮૫૨ પાનાં ૩-૧૨ ખેડા ભં. ૩

**(૧૭૭૦ક) સિદ્ધચક્ર સ્ત૦** ૪ ઢાલ કડી ૨૫

જીહો જાણું અવધી પ્રભુજીને એ દેશી.

જીહો પ્રણમું દિન પ્રતિ જિનપતિ લાલા શિવ સુખકારી અશેષ
જીહો આસોઈ ચૈત્રી તણી લાલા અઠાઇ વિશેષ. ૧
ભવિકજન જિનવર જગ જયકાર જિ૦
જિહાં નવપદ આધાર ભ. આંકણી. × ×
ઇહ ભવેં સવિ સુખ સંપદા, પરભવેં સવિ સુખ થાઇ
પંડિત **શાંતિવિજય** તણો, કહે **માનવિજય** ઉવજઝાય. ૨૫

—(૧) સં. ૧૮૬૭ જેષ્ટ સુદિ ૧ ગુરૂ ગોરજી **માંણ**ક્યરત્નજી શિ. **ખે**મરત્નેન ઉંઝા ગ્રામે શ્રાવકા બાઇ **મૂ**લી પઠનાર્થં ભણવા સારૂ શ્રી **કુંથૂ**નાથજી પ્રસાદે પૌષધશાલા મધ્યે ૨-૧૨ જશ૦ (૨) સં. ૧૯૦૮ ચૈ. સુ. ૧૪ લ. ખેમચંદ **વીસનગરે** સાધ્વી **સાકરસરી**જી લખાવી તં. ૨-૧૨ જશ.

**(૧૭૭૦ખ) ગુણસ્થાનગર્ભિત શાંતિનાથવિજ્ઞપ્તિરૂપ સ્ત.** ૮૫ કડી.

રાગ આસાવરી.

**શાંતિ** જિણેસર જગ હિતકારી, વારી જેણેં મારિરે,
કર્મ અશેષ ખપાવિ પોહતો, શિવમંદિર મનોહારિરે. ૧

તું જિન તારક શિવસુખકારક, ભવભયવારક દેવરે
તું લાયક નાયક હૂં પાયક, સારૂ સુપરિં સેવરે. તું. ૨ × ×
છય પરમ દાની પરમ ગ્યાની પરમ ધ્યાની ધ્યાઇએ।
પરમ સુખકર પરમ તમહર **શાંતિ** જિનવર ગાઇએ।
**તપગચ્છ** રાજા બહુ દિવાજા **વિજયાણંદ** સૂરીસ. ૩
બુધ **શાંતિવિજય** વિનેય-લેશેં **માનવિજય** સુહંકરૂં. ૮૫

—(૧) આદિમાં **ન્યાન**વિજય ગણિ ગુરૂને નમસ્કાર કર્યો છે. મુ. **ભાણ**વિજય લિ. સા **રામજી** સુત સા. **સુંદર** પઠનાર્થં ૬-૧૩ દા. ૮૩ નં. ૬૩ હા. (૨) સં. ૧૭૨૯ આસો વ. ૪ રવિ **રાજ**નગર માહિ. કર્ત્તાના સમયની. ખેડા નં. ૨

**સઝાયો** (ભગવતી લબ્ધિચરણ આદિ)

—૨૨-૧૧ નં. ૩૩૪૬ જૈનાનંદ.

(આ કવિએ **નવતત્ત્વ** પ્રકરણ વિવરણ ગૂ. માં **વિજયાનંદ** સૂરિના સમયમાં નં. ૪૦ સને ૧૮૬૯-૭૦ ભાં. ઇ., અને સં. માં **ધર્મ** સંગ્રહ (પ્રકાશિત) સં ૧૭૩૧ માં રચેલ છે.)

---

## ૩૪૪ ધર્મમંદિર (ખ. દયાકુશલ શિ.) (૨-૨૩૪)

**(૭૧૧) મુનિપતિચરિત્ર.** સં. ૧૭૨૫ પાટણ (૨-૨૩૪)

—(૧) સંવત્ ૧૮૩૮ મિગસિર સુદિ ૧૨ સર્વગાથા ૧૨૦૦ ૩૬-૧૬ અનંત નં. ૨ (૨) નં. ૧૫૫૨ સન ૧૮૯૧-૯૫ ભાં. ઇ. (૩) અપૂર્ણ ૧૮-૧૯ ગો. ના. (૪) સં. ૧૮૦૮ ચૈ. વ. ૮ **મરોટ** મધ્યે **સુખહેમ** લિ. પત્ર ૨૯ પો. ૮૧ નં. ૨૦૫૨ જિ.ચા. (૫) સં. ૧૮૩૨ જે. શુ. ૧૧ **ભીમ**રાજ લિ૦ પત્ર ૪૦ પો. ૬૬ જય. (૬) સં. ૧૮૩૫ જે. વ. ૮ શુક્રે **વીકા**નેરે પત્ર ૪૯ પો. ૧૦ નં. ૬૬ વીકા. વ. ભં. (૬) સં. ૧૮૪૬ વૈ. વ. ૧૪ બુધે લિ. **રાધ**નપુરે **આ**દિનાથ ૪૮-૧૪ દા. ૧૯ પો. ૪ વી. ઉ. (૮) સં. ૧૮૫૩ ચૈ. વ. ૮ **સાડવા પન્ના** લિ. પત્ર ૪૧ પો. ૨ રામ. (૯) સં. ૧૮૫૭ ચૈ. શુ. શુક્રે **ગેહરસર** મધ્યે પત્ર

૩૭ પો. ૧૩ નં. ૨૪૨ દાન. (૧૦) પત્ર ૪૪ પો. ૪૫ નં. ૮૦૦ કૃપા.

**(૭૭૧) જંબૂરાસ** સં. ૧૭૨૯ મુલતાનમાં.

—૧૭–૧૭ રાજકોટ મોટા સંઘનો ભં.

**(૭૭૨) દયાદીપિકા ચો.** સં. ૧૭૪૦ મુલતાન (૨–૨૩૬)

—(૧) સં. ૧૭૪૬ માઘ વદ ૫ અર્કવાસરે **રાજદ્રંગે** (અમદાવાદમાં) **ત**પગચ્છે ભ૦ **હી**રરત્ન સૂરિ શિ. **લ**બ્ધિરત્ન શિ. મહો. **સિદ્ધિ**રત્ન શિ. પં. **મે**ઘરત્ન શિ. **અ**મરરત્ન શિ. **ઉદયરત્ને**ન લિ. આત્માર્થે ૫–૧૫ ખેડા ભં. ૩ (૨) પં. **ખિ**માવિજય ગણિના લિ. સં. ૧૭૮૧ જ્યેષ્ટ. ૧ વિ. વી. રાધનપુર.

**(૭૭૩) + પ્રબોધચિંતામણી–મોહવિવેકરાસ.** ૧૭૪૧ (૨–૨૩૭)

—(૧) સં. ૧૭૮૦ ભા. શુ. ૧૦ **મુલતાણ** મધ્યે **જિનસાગર** શિ. દયારત્ન શિ. **દેવીદાસ** લિ. પત્ર ૭૦ નં. ૯૬૧ દાન. (૨) અઢારમી સદીની પ્રત પત્ર ૫૮ પો. ૫૬ નં. ૮૪૬ કૃપા. (૩) સં. ૧૮૫૧ ચૈ. શુ. ૮ સોમે **મો**જગઢ મધ્યે વા. **ભુ**વનવિશાલ શિ. કનકસેન શિ. **ચૈ**નરૂપ લિ. પત્ર ૬૨ નં. ૨૪૩૪ અભય. (૪) સં. ૧૯૩૫ શાકે ૧૮૭૮ આશાડ વ. ૭ **આબુ** જિલ્લાકે રાહાણાર બ્રાહ્મણ **ભ**વાનિશંકર લિ. **મું**બાઇ મધ્યે ભાંગવાડિમાં ૧૭–૧૪ નં. ૩૮ કોટ ઉ. (૫) સં. ૧૭૯૯ આસોજ વદિ ૧૦ રવિ પં. **પ્ર**મોદવિજય શિ. **ભી**મવિજય લિ. **હ**મીરપુર મધ્યે પત્ર ૬૬ જયપુર.

**(૭૭૪) પરમાત્મપ્રકાશ ચો.–જ્ઞાનસુધાતરંગિણી ચો.** સં. ૧૭૪૨ જેસલમેર (૨–૨૪૦)

**અંતે** આનંદ રંગ વધામણા–એ પંકિત નીચે ઉમેરો

પરમાતમ ધરમ પરગડઉં, પરગાસ્યઉ શ્રી જિનરાયારે. ૧
ચિંતામણિ સુરતરૂ સમઉ, કામકુંભ કહ્યુંઉ વલિ એહોરે
કામગવી ચિત્રવેલડી, મનવંછિતકર ગુણગેહોરે, ૨
ભટ્ટ **પ્રભાકર** બુજવ્યઉ, શ્રી **જોગેંદ્રદેવ** સૂરીસારે
પરમાતમ પરગાસીયઉ, ગ્યાન–દીવઉ વિસવાવીસારે. ૩

જ્ઞાનલોચન મોટઉ કહ્યઉ, જ્ઞાન નિકઉ નિરમલ ભાણોરે
આપ તરઇ બીજા તારવઇ, અધ્યાત્મ જ્ઞાનરઉ જાણોરે. ૪
**ભરત પાંડવ રામ** નરવરે, અધ્યાત્મથી શિવ લાધ્યઉરે.
બીજા પિણ નર ભાવીયા, અધ્યાત્મ મારગ સાધ્યઉ રે. ૫
શ્રીમુલતાણ......

**અંતે**— કાતીસુદી પંચમદિનઇ...એ પંક્તિ પછી ઉમેરો.
શ્રી **જિનધર્મ** સુરીસરૂ, વર્ત્તમાન ગુરૂ છાજેરે
**જેસલમેર** નગર ભલઉ, જિહાં **પારસનાથ** વિરાજઇરે
તસ પ્રસાદ લહી કરી, મઇ ચઉપઈ કીધી એહોરે
ઓછું અધિકું જે કહ્યું, તસુ મિચ્છામિ દુક્કડ તેહોરે.
મંગલકારણ માનજ્યો, એ અધ્યાત્મ અધિકારોરે
**ધર્મમંદિર** વાચક કહે સુણતાં સુખ-સંતતિ સારોરે. ૧૮

—(૧) પત્ર ૩૮ નં. ૧૦૨૭ દાન. (૨) પત્ર ૩૦ પો. ૮ ચતુ. (૩) પત્ર ૨૫ નં. ૪૦૦ (૨) ક્ષમા. (૪) પત્ર ૨૩ પો. ૬૪ પં. જૈ. શ્વે. ભં. જયપુર (૫) પત્ર ૨૬ કમલમુનિ.

**(૭૧૬-૨) શંખેશ્વર પાર્શ્વ બૃ. સ્ત.** સુધારો સં. ૧૭૨૩ (૨-૨૪૨)

(આ કવિએ **જિનસાગર** સૂરિના રાજ્યમાં સં. ૧૭૧૫ માં લખેલી પ્રત ડો. અ. ભં. ભાવનગર (નં. ૮૫ વે૦), અને તેમના ગુરૂ દયાકુશલ ગણિએ તેમના માટે સં. ૧૭૨૧ માં લખેલી પ્રત પણ તે ભંડારમાં (નં. ૫૬ વે.) છે.

---

**૮૫૩ આનંદનિધાન** ( ખ. સુમતિહંસ-મતિવર્દ્ધન શિ )

**(૧૭૭૨) મૌનએકાદશી ચોપઇ** સં. ૧૭૨૭ જોધપુર

—(૧-૨) સં. ૧૮૪૭ માહ વદિ ૬ પત્ર ૬ નં. ૨૪૪૬: સં. ૧૭૯૩ આષાઢ શુ. ૧ કુંભાણા ગ્રામે પં. ભુવનવિશાલ લિ. પત્ર ૫ નં. ૨૪૪૭ અભય.

**(૧૭૭૩) દેવરાજ વત્સરાજ ચોપઇ** સં. ૧૭૪૮ વૈ. શુ. સોઝતમાં —........અ. વ. ૧૦ વિજૈચંદ લિ. પત્ર ૨૯ મો. ૧૨ નં. ૧૧૫ અભય.

---

## ૩૪૭ લક્ષ્મીવલ્લભ–રાજ–હેમરાજ ( ખ. ક્ષેમકીર્ત્તિશાખા લક્ષ્મીકીર્ત્તિ શિ. એમ સુધારો )

**(૭૧૯) રત્નહાસ ચોપઇ** (દાનશીલાધિકારે) સં. ૧૭૨૫ ચૈ. શુ. ૧૫ (૨–૨૪૩)

**આદિ—**

**સરસતિ** સામણિ પય નમી, પામી સુગુરૂ પસાય
દાન તણા ફલ દાખિસ્યું, સુણઉ શ્રવણ સુખદાય. ૧
અભય સુપત્ત સુકિત્તિ તિમ, ઉચિત અનઇ અનુકંપ
દાન પંચ વિધિ દાખિયઇ, જગસુખદાયક જંપિ. ૨
ભેદ ચ્યારિ વલિ ભાખિયઇ, દાન સુગતિદાતાર
મુખિ મુખિ વાણી નવ નવી, જિનવાણી જયકાર. ૩

**અંતે—** ઢાલ ૧૧ જાગઇ રહો જિનદત્ત જતીસર જાગઇ–એહની જાતિ
પાલઈ પાલઇરે હિવ **રતનહાસ** રાજ પાલઇ. × ×
સંવત **સતરહસઇ પચવીસઇ**, વાણી વિલાસ વખાણી
દાન કથા ચૈત્રી પૂનિમ દિને, જગસુખકર જિનવાણી રે. નૃ. ૬
ઉપાધ્યાય શ્રી **લખમીકીરતિ** શિષ્ય, **લખમિવલ્લભ** મતિસારઇ
ચોપી કરી બાર ઢાલ કરિ, ભવીયણનઈ ઉપગારઇ. નૃ. ૧.

—(૧) ૯ પત્રની પ્રતિમાં પ્રથમનાં ૪ પત્ર પો. ૧૨ ભુવન. (૨) સેઠિયા ભં. વીકાનેર.

**(૭૨૦) અમરકુમારચરિત્ર રાસ** (દાન વિષયે) (૨–૨૪૩)

**આદિ—**

શ્રી **આદીસર** પ્રથમ જિન, શાંતિકરણ શ્રી **શાંતિ**
પ્રણમું **નેમિ** શ્રી **પાસ** જિણ, **વીર** નમું એકાંત. ૧

ધ્યાઉં **સરસતિ** સાંમણી, દ્યો મુઝ અવિરલ વાણિ
રાજહંસ વાહન સદા, વીણા પુસ્તક પાણિ. ૨
સુગુરૂતણા સુપ્રસાદથી, સંઘ તણી સાંનિધ
કરિસ્યું ચરિત રલીઆંમણો, સુણતાં હોઈ નવનિધ. ૩
દાન શીલ તપ ભાવના, ધર્મના ચ્યાર પ્રકાર
ક્રોધ માન માયા તજો, કહિસ્યું એ અધિકાર. ૪
**અમરકુમાર ચરિત્ર** એ, કહિસ્યું હૂં મનરંગ
આલસ તજિ સુંણજ્યો તુમે, આણિ ઊજમ અંગિ. ૫

**અંતે** ઢાલ ૧૭

ઇણિપરિ દાનતણાં ફલ જાણી, આરાધો નિત ભવિઅણ પ્રાણી
કેવલન્યાંની મુનિવર ભાખે, સકલ ભવિક જન મનમઈ રાખઈ. ૨૪૯
એહ ચરિત સોમઇઆ કેરો, દાંનતણો દૃષ્ટાંત નવેરો
સાંભલિ સુર નર નારી હરખ્યા, પુણ્યતણાં ફલ પરતખિ પરિખ્યા. ૨૫૦
ઘણા જીવ પામી પ્રતિબોધ, સમકિત લીધો આતમસોધ
**નરસિંહ** રાય અને **મહીપાલ,** કરજોડી પભણે તતકાલ. ૨૫૧
દેહિસ્યો સ્વામી સંયમ ભાર, પાલિ સુશ્રાવકનાં વ્રત બાર
મુનિવર પણિ ધર્મયોગ વિચારી, કીધ શ્રાવક દ્વાદશ-વ્રતધારી. ૨૫૨
તિહાંથી મુનિવર કરે વિહાર, બોધિબીજના તે દાતાર
બેવે શ્રાવકનાં વ્રત પાલે, અતિચાર સઘલાં હી ટાલે. ૨૫૩
અંતસમેં અણુસણ આરાધન, સુગત તણો કીધો એ સાધન
અનુક્રમે બે શિવપદ લહિસ્યે, આઠ કરમના મલ સહુ દહસ્યે. ૨૫૪
અનુમોદન કરિ દાંન જો દીજે, તો અતિ ઉત્તમ સુખ લહીજઈ
ધરમ કીજે અનુમોહન શુદ્ધ, તો જાણે સંખ ભરીઓ દુધ ૨૫૫
**બેમ** સાખ શ્રી **ખરતર** ગચ્છ ભણી,
વાણારસી **લખમીકીરતિ** ગણિ
**લખમીવલ્લભ** તે તસુ સીસ, એ સંબંધ ભણે સુજગીસ. ૨૫૬
ઢાલ સત્તરમી એ અતિ સોહે, સાંભલતાં ભવિઅણ મન મોહે
પાતક પંક કહેં નવિ છીપેં, દિન દિન દાનતણી મતિ દીપેં. ૨૫૭

—(૧) પં. રવિવિજય ગણિ લિ. ૧૧–૧૭ નં. ૬૦૪ વીજાપુર જ્ઞા. ભં. (૨) આ કવિની રચેલી રત્નહાસ ચોપઇ સાથે ભુવન. (૩) પત્ર ૧૬ પો. ૨૮ નં. ૩૭૮ ક્ષમા. (૪) ૧૨–૧૫ રાજકોટ મોટા સંઘનો ભં.

**(૭૨૧) વિક્રમાદિત્યપંચદંડરાસ.** સં. ૧૭૨૮ ફા. શુ. ૦) (૨–૨૪૩)

—(૧) સં. ૧૭૬૧ પો. શુ. ૧૪ ગુરૂ **મુલતાંણ** મધ્યે લિ. પં. **રંગધર્મ્મ** મુનિ ૭૭–૧૩ સંઘ ભં. વીરમગામ (૨) સં. ૧૭૬૨ આ. સુ. ૪ ગુરૂ **મુલતાણ** મધ્યે **લબ્ધિવિજય** લિ. પત્ર ૭૧ પો. ૩૭ મહિમા. (૩) ૭ ખંડ ઢાલ ૭૫ ગ્ર. ૩૧૩૮ સં. ૧૭( ) વૈ. વ. ૬ શુક્રે ૯૯–૧૩ અનંત નં. ૨ (૪) ૭ કો ખંડ પ્રત ૧૮મી સદીની પ્રત્ર ૧૦ પો. ૮૨ નં. ૨૦૮૨ જિ. ચા. (૫) ચાર ખંડ પ્રત ૧૮ મી સદીની પત્ર ૪૨ પો. ૮૨ નં. ૨૦૮૩ જિ. ચા. (૬) સં. ૧૮૦૬ દ્વિ ભા. શુ. ૧૪ ગુરૂ **ધાખાંમ** મધ્યે ચતુર્માસ પં. **શાંતિકુશલ** શિ. **પૂરણપ્રભુ** પં. **મોટા** શિ. **રણછોડ** લિ. ૮૮–૧૩ અનંત. નં. ૨ (૭) સં. ૧૮૧૫ આશ્વિન શુ. ૨ બુધે ૧૨૨–૧૧ નં. ૫૪–૩ ગુ. (૮) સં. ૧૮૧૬ આ. શુ. ૪ **જેસલમેર** મધ્યે **રાજસી** લિ. પત્ર ૫૯ પો. ૪૪ નં. ૭૬૯ કૃપા. (૯) સં. ૧૮૨૪ માગ. શુ–૧૩ **ગારવદેસર** મધ્યે વા. **માણિક્યસાગર** શિ. **હરષધર્મ** શિ. **રૂઘા લધાદિ** સુતેન ચોમાસીકૃતા લિ પત્ર ૭૩ પો. ૩૭ મહિમા. (૧૦) સં. ૧૮૩૩ કા. શુ. ૧૫ **લુણકરણસર** મધ્યે પત્ર ૫૪ પો. ૬૬ જય. (૧૧) સં. ૧૮૩૮ કા. વ. ૩ ગુરૂ પત્ર ૯૨ પો. ૪૫ દાન. (૧૨) સં. ૧૮૫૮ મિગશર શુ. ૧૦ **વિક્રમપુરે** પત્ર ૧૧૯ નં. ૨૯૧૦ અભય. (૧૩–૧૪) સં. ૧૮૭૧, ૧૦૪–૧૪ નં. ૬૬–૭ તથા સં. ૧૮૭૯, ૧૧૪–૧૩ નં. ૧૧–૯ ગુ. (૧૫) પત્ર ૭૨ પો. ૬ મહર. (૧૬) ગ્રં. ૨૯૦૦ પત્ર ૫૬ પો. ૬૬ જય. (૧૭) નં. ૪૬ સન ૧૮૭૭–૮ ભાં. ઈ. (૧૮) સં. ૧૮૮૦ ભા. વ. ૫ શનૌ પત્ર ૭૩ જયપુર.

**(૧૭૭૪–૧) ભાવના વિલાસ** સં. ૧૭૨૭ પો. વ. ૧૦ (હિંદીમાં)

**આદિ—** સવૈયા એકતીસા

પ્રણમિ ચરણયુગ **પાસ** જિનરાજ જુકે,
વિઘ્નિન કે ચૂરણ હૈ પૂરણ હૈ આસકે
દિઢ દિલમાંઝિ ધ્યાન ધરિ શ્રુત-દેવતા કો,
સેવૈ તે સંપૂરત હૈ મનોરથ દાસ કે
ગ્યાનદૃગ દાતા ગુરૂ બડે ઉપગારી મેરે,
દિનકર જૈસે દીપે ગ્યાન પરકાસકે
ઇનકે પ્રસાદ કવિ **રાજ** સદા સુખકાજ,
સવી એ બનાવત હૈ **ભાવનાવિલાસ** કે. ૧

આમાં પ્રથમ બાર ભાવનાનાં નામ અનિત્યાદિ આપી તે દરેક ભાવનાનું વર્ણન કર્યું છેઃ—

**અંતે—**

**દ્વીપ યુગલ મુનિ શશિ** ૧૭૨૭ વરાસ, જા દિન જનમે **પાસ,**
તા દિન કીન. **રાજ** કવિ, યહ **ભાવના-વિલાસ.** ૫૧
યહ નીકેં કૈ જાનીયૈ, પઢીયૈ ભાષા શુદ્ધ,
સુખ સંતોષ અતિ સંપજૈ, બુદ્ધિ ન હોય વિરૂદ્ધ. ૫૨

—(૧) ઉપાધ્યાય શ્રી **લક્ષ્મીવલ્લભ** ગણિભિ **હેમરાજ** પરનામકૈઃ કૃતઃ ચોપડો પત્ર ૨૨ થી ૩૨ પ્રત નં. ૨૪૭૨ મુક્તિ. (૨) સં. ૧૮૪૬ ભા. શુ. ૧૧ **ગારવદેસર** મધ્યે પત્ર ૫ નં. ૧૧૪૭ જય૦ (૩) સં. ૧૮૫૪ કા. કૃ. ૮ લિ૦ પં. **ગોડીદાસ** ૫-૧૪ પો. ૧૨ જિનદત્ત. મુંબઈ (૪) પત્ર ૧૧ પો. ૮૩ નં. ૨૧૪૨ જિ. ચા. (૫-૬) પ્રતિ ૧૯મી સદીની પત્ર ૧૨ પો. ૧૨; તથા પત્ર ૬ પો. ૧૨ ભુવન. (૭) કૃતિ રિયંશ્રી (**લ**)લ્લભોપાધ્યાયાનાં **હે**મરાજાપરના-(**મ**)કમ. સં. ૧૮૬૮નો ચોપડો જશ. (૮) ૫-૧૫ નં. ૫૩૦ તથા નં. ૬૩૫ બંને મળીને મ. જૈ. વિ. (૯) સં. ૧૭૪૧ આસો વ. ૧૪ લિ. **હર્ષસમુદ્ર** મુનિ **નાપાસર** મધ્યે. નાહટા. વીકાનેર.

**(૧૭૭૪-૨) સવૈયા બાવની** ૫૮ કડી સં. ૧૭૩૮ માગસર શુ. ૬ (હિંદી)

—સં. ૧૭૩૮ માગસર શુ. ૬ પત્ર ૩ પો. ૮૩ નં. ૨૧૨૬ જિ. ચા.

**(૧૭૭૪-૩) ચેતન બત્તીસી** કડી ૩૨ સં. ૧૭૩૯

ચેતન ચેત રે અવસર મત ચૂકે, સીખ સુણે તૂં સાચી,
ગાફલ હુઈ જો દાવ ગમાયૌ, તૌ કરસિ બાજી સહુ કાચી. ૧
સુવચન એહ અમીરસ સરિખા, પંડિત શ્રવણે પીસી,
**સતરહસેં ગુણચાલેં** સંવત, બોલૈ **રાજ** બત્તીસી. ચે. ૩૨

—(૧) પત્ર ૨ પો. ૮૬ મહિમા૦ (૨) આ કર્તાની કૃતિ નામે ઉપદેશ છત્તીસી આ અને ભાવના વિલાસ સહિત સં. ૧૮૬૮નો ચોપડો જશ. (૩) સં. ૧૭૪૧ આસો વ. ૮ લિ. **હી**રાનંદ મુનિ. નાહટા

**(૧૭૭૫-૧)+ ઉપદેશ બત્તીસી** (હિંદીમાં)

ઢાલ આસ્યા રાગે, ક્યા ગુમાંન જિંદોની આખર મિટ્ટીમેં
રલિ જાંણાં. એહની

આતમરાંમ સયાણે તૂં ઝૂઠે ભરમ ભુલાના, આંકડી
કિસકે માઇ કિસકે બાઇ, કિસકે લોક લુગાઇજી,
તૂં ન કિસીકા કો નહીં તેરા, આપો આપ સહાઇ. ૧ આ. × ×
ઇસ કાયા પાયા કા લાહા, સુકૃત કમાઇ કીજૈજી,
**રાજ** કહૈ **ઉપદેશબત્તીસી,** સદગુરૂ સીખ સુણીજૈજી. ૩૨

—(૧) સં. ૧૮૬૮ વૈ. વ. ૮ લિ૦ પં. રત્નમુનિના ચોપડો જશ૦ (૨) ૨-૧૪ અનંત. નં. ૨ (૩) પ્ર૦ સ૦ મા૦ પૃ. ૧૩૩. તેમાં આશાતના સ. પૃ. ૧૫૭.

**(૧૭૭૫-૨) કુંડલીયા બાવની**

—સં. ૧૭૭૯ ચૈ. શુ. ૯ પટ્ટણા રંગવલભ લિ. પત્ર ૧૦ પો. ૧૨ ભુવન૦

**(૧૭૭૫-૩) મહાવીર ગૌતમસ્વામી** છંદ ગા. ૯૬ સં. ૧૭૪૧ પૂર્વે.

વર દે તું વરદાયિની, **સરસતિ** કરિ સુપ્રસાદ,
વાંચુ **વીર** જિણંદસું, **ગૌતમ** ગણધર–વાદ. ૧ × ×
પાઠક **લચ્છીકીર્ત્તિ** પ્રગટ, સુપ્રસાદૈ **સરસ્વતી** તણૈ,
**ગૌતમ**વાદ નિજ જ્ઞાન સમ, રસિક **રાજ** ઇણિ વિધ ભણૈ. ૯૬

—(૧) સં. ૧૭૪૧ આસો વ. ૭૦ **લક્ષ્મીકીર્ત્તિ** શિ. ઉ. **લક્ષ્મીવલ્લભ** ગણિ શિ. પં. **હીરાનંદ** મુનિ લિ. નાહટા સંગ્રહ (૨) ભરતબાહુબલિ છંદ સહિત સં. ૧૭૮૫ આ. સુ. ૧૧ કાલૂ મધ્યે **ફુસલા** લિ. પત્ર ૭ પો. ૮૩ નં. ૨૦૯૫ જિ. ચા.

**(૧૭૭૫-૪) દૂહા બાવની**

ૐ અક્ષર અલખગતિ, ધરૂં સદા તસુ ધ્યાન,
સુર નર સિદ્ધ સાધક સુપરિ, જાંકું જપત જહાંન. ૧ × ×
દોહા બાવની કરી, આતમ પરહિત કાજ,
પઢત ગુણત વાચત લિખત, નર હોવત કવિ **રાજ**. ૫૨

—નાહટા સંગ્રહ.

**(૭૨૨) રાત્રિ ભોજન ચોપઈ** સં. ૧૭૩૮ પોષ શુ. ૭ (૨–૨૪૫)

**આદિ—**

**વરધમાન** જિણવર તણા, ચરણ નમૂં ઇક ચિત્ત.
ધરમ–પ્રકાશક જગ–ધણી, નમતાં સુખ દ્યૈ નિત્ત. ૧
શ્રુતદેવી સાંનિધિ સદા, સુગુરૂ કરો સુપ્રસાદ,
ભાખિં સુભવીયણ હિત ભણી, સુધરમ કથા સુસવાદ. ૨

—(૧) સં. ૧૭૬૦ આસૂ સુદિ ૫ દિને **જયનંદન અમરા** લિખિત **કીડાવલિ** મધ્યે. ૧૫–૧૩ ગુ. નં. ૬૬–૧૧. (૨) પત્ર ૧૬ જય.

**(૧૭૭૬) કાલજ્ઞાન પ્રબંધ**–વૈદ્યક સં. ૧૭૪૧ ભા. શુ. ૧૫ ગુરૂ (હિંદી).

શ્રી...**શંભુ** સુતન, ધરી તીનું કો ધ્યાન,
સુંદર ભાષા બંધ કર, કરહુ કાલ જ્ઞાન. ૧ × ×

**ચંદ્રવેદ ભૂ**...પ્રમિત, સંવત્સર નભ માસ,
પૂનિમ દિન ગુરૂવાર યુગ, સિદ્ધ યોગ સુવિલાસ. ૧૭૦
શ્રી **જિનકુશલ** સૂરિ સુગુરૂ, ભયે **ખરતર** પ્રભુ મુખ્ય,
**ક્ષેમકીર્ત્તિ** વાચક ભયે, તાસુ પરંપર શિષ્ય. ૧૭૧
તા શાખામેં દીપસે, ભએ અધિક પરસિદ્ધ;
શ્રી **લક્ષ્મીકીર્ત્તિ** તિહાં, ઉપાધ્યાય બહુ બુદ્ધિ. ૧૭૨
શ્રી **લક્ષ્મીવલ્લભ** ભયે, પાઠક તાસે શિષ્ય,
કાલ જ્ઞાન ભાષા રચ્યો,... ૧૭૩
એસે કાલ-જ્યાનકો, કહ્યો પંચમ સમુદ્દેશ,
સુગરૂ ઇષ્ટ સુપ્રસાદિતેં, લિખ્યો અર્થ લવલેશ. ૧૭૪

—પત્ર ૪ પો. ૫ નં. ૪૪૧ નાહટાજી સં.

**(૧૭૭૭) નવતત્ત્વ ચોપઈ** સં. ૧૭૪૭ વૈ. વદ ગુરૂ ૧૩ હીસારમાં. (હિંદી)

**આદિ**—

શ્રી શ્રુત દેવતા મનમેં ધ્યાય, લહિ શ્રી સદગુરૂકો સુપસાય,
ભાષા કરિ **નવતત્ત્વ** વિચાર, ભાખત હું સુણિયો નરનાર. ૧

**અંત**—

શ્રી **વિક્રમતૈ સત્તરસૈ**, વીતે **સઠતાલીસ**,
તેરસિ દિન વૈશાખ વદિ, વાર વખાણિ વાગીસ. ૭૪
સુત શ્રી **રૂપસિંહકે**, ઉત્તમ કુલ **ઓસવાલ**,
**બુચ્ચા** ગોત્ર પ્રદીપ સમ, જાનત બાલગુવાલ. ૭૫
જિન ગુરૂ સેવામેં અડિગ, પ્રથમજ **મોહનદાસ**,
તૈસે **તારાચંદ** ભી, **તિલોકચંદ સુપ્રકાશ**. ૭૬
તૃતુય કીની પ્રાર્થના, પુર **હિંસાર** મઝાર,
**નવતત્ત્વ ભાષા** બંધ કરો, સો હુઈ લાભ અપાર. ૭૭
તિનકે વચન સુચિત ધરી, **લક્ષ્મીવલ્લભ** ઉવજઝાય,
**નવતત્ત્વ** ભાષાબંધ કીયો, જિનવચન સુગુરૂ પસાઉ. ૭૮

શ્રી **જિનકુશલ** સૂરીશ્વર, શ્રી **ખરતર** ગચ્છરાજ,
તાસુ પરંપરમેં ભયે, સબ વાચક સિરતાજ. ૭૯
**ક્ષેમકીર્ત્તિ** જગમેં પ્રસિદ્ધ, તાહુસેં **ખેમ** શાખ,
તામેં **લક્ષ્મીવલ્લભ** ભયા, પાઠક પદવી ભાખ. ૮૦
પટધારી **જિનરતન** કો, શ્રી **જિનચંદ** સૂરિંદ,
કીનો તાકે રાજમેં, **નવતત્ત્વ** ભાષાબંધ. ૮૧
પઢૈ ગુણૈ રૂચિસું સુણે, જે આતમ-હિતકાજ,
તિનકો માનવ ભવ સફલ, વરણત હૈ કવિ**રાજ**. ૮૨

—(૧) સં, ૧૭૬૦ ચૈ. સુ. ૧૩ પં. **નેમિમૂર્ત્તિ** લિ. **પલિકાનગરે**. નાહટા સં. વીકા. (૨) સં. ૧૮૦૯ દીવાલી પત્ર ૫ પો. ૪૦ નં. ૬૭૩ કૃપા૦

**(૧૭૭૮) ચોવીશી** ( રાગ બંધ. )

**આદિ**— રાગ વેલાઉલ ઋષભ ગીત

આજ સકલ મંગલ મિલે, આજ પરમાનંદા,
પરમ પુનીત જનમ ભયો, પેખે પ્રથમ જિનંદા. આજ. ૧ × ×
પરમાતમ પ્રતિબિંબસી, જિન-મૂરતિ જાણૈ,
તે પૂજન જિન **રાજ**કું, અનુભવ રસ માનઈ. ૫

**અંતે**— કલસ રાગ ધન્યાશ્રી

નિત નિત પ્રણમિ ચૌવીસે જિણવર,
સેવક જન મનવંછિત પૂરણ, સંપ્રતિ પરતખિ સુરતર—નિત. ૧×
દરસણ ગ્યાન ચરણ ગુણ કરિ સમ એ ચોવીસ તિત્થંકર
**રાજ** શ્રી **લખમીવલ્લભ** પ્રભુ, નામ જપત ભવ ભયહર. નિત. ૪

—(૧) સં. ૧૭૬૫ માહ શુ. ૮ શનિ **પટણા** મધ્યે **તિલકોદય** મુનિ લિ. ૩-૧૭ પો. ૧૬ નં. ૧૬૩૫ અભય. (૨) સં. ૧૭૯૦ શ્રા. વ. ૧ ગુરૂ લિ. **સુખરત્ન** ગણિ **મુલતાન** મધ્યે. પત્ર ૪ નાહટા.

**(૧૭૭૯) ભરત બાહુબલિ** છંદ કડી ૯૯.

સંપતિ કરણ સદા **સરસતી**, સરગ પયાલ પુંહવિ **સરસતી**,

સીલ સમોવડિ કો નહી એ, સીલ સંબંધ રસાલ, સી.
ભણતાં ગુણતાં વાંચતાં એ, ઘરિ ઘરિ મંગલમાલ. સી. ૧૪

—ત્રણ ખંડ ઢાલ સર્વ ૩૩ પહિલે ખંડ ગાથા ૧૫૩ બીજે ખંડ ગાથા ૧૮૭ ત્રીજે ખંડ ગાથા ૨૮૮ સર્વ મીલને ગાથા ૬૧૬ સર્વ શ્લોક સંખ્યા ૮૧૫ સં. ૧૭૮૬ વર્ષે વૈ. શુ. ૧૩ પં. **પૂરણપ્રભેણ** ધરણાવસ મધ્યે પત્ર ૧૪૧ થી ૧૬૭ એક ગુટકો જેમાં મુખ્યત્વે આ કર્ત્તાના હસ્તાક્ષરમાં પોતાની તેમજ બીજી કૃતિઓ છે. અનંત. ૨.

**(૧૯૧૮) ગજસુકુમાર ચોપઇ** સં. ૧૭૮૬ પો. શુ. ૨ ગુરૂ

**આદિ**—

જિણવરનૈ પ્રણમી કરી, સિદ્ધ થયા છૈ તેહ,
તેહના પય-જુગ વંદતાં, ઉપજૈ ભાવ અછેહ. ૧
બાવીસમો જિણવર સહી, **નેમિનાથ** ભગવંત,
તેહનૈ સમરણ કરી, કરૈ પાપ પુલંત. ૨
ભારતી ચરણ નમી કરી આપો અધિક પ્રકાસ,
**સારદ**ના પ્રસાદથી, આખર અધિક ઉલાસ. ૩
સદગુરૂના સુપ્રસાદથી, અધિકી બુધ વધંત,
મૂરખનૈ મતિ ઉપજે, અધિકો વિદ્યાવંત. ૪
**ગજસુકુમાલની** ચોપઈ, **જાદવા**નો અધિકાર,
અંતકૃત થયો કેવલી. તે સુણજ્યો નરનારિ. ૫

**અંતે**— ૨૫ મી ઢાલ શાલિભદ્ર ધનો રિષિરાયા એ દેશી.

**કલ્પસૂત્ર** માંહિથી જાણી, એ આધકાર તિહાં આણ્યોજી,
**જાદવ-હીંડ** માહે ઇમિ કહીયો, તે પિણ મૈ સદવહીયોજી. ૧
સાધ તણા મૈ ગુણ ગાયા, કહતાં મન સુખ પાયાજી,
શ્રી જિન**પાસ** તણૈ પસાયા, તૂઠા **સારદ** માયાજી. ૨
ઇગ્યારે અંગ માંહે તે સારે, આઠમો **અંતગડ દસા** વિચારેજી,
તિણ અધ્યયનૈ વલિ અનુસારૈ, મૈં દાખ્યો માહરી મતિસારેજી. ૩

**સંવત રસ પર્વત મુનિ** આખે, ઇંદુ પિણ સહુની સાખે,
પોસ શુકલપક્ષ દ્વિતીયા જાણો, ગુરૂવારતેય વખાણોજી. ૪
શ્રી **ખરતર**ગચ્છ અતિ સોહે, ભવીયણનાં મન મોહેજી,
શ્રી **જિનભક્તિ**સૂરિ સુખકારી, જયવંતા ગણધર જૈકારીજી. ૫
શ્રી **કીર્ત્તિરતન** સૂરીસર જાંણો, તસ સાખે અધિકી ઉપમ આણોજી,
વાચિક **લબધિકલોલ** તસ સાખે, જગમેં જસ તેહનો ભાખેજી. ૬
અંતેવાસી અતિ છે મોટા, તેહના ગુણ કહતાં નાવેં તોટાજી,
**લલિતકીરત** પાઠક સુખકારી, આગમના જાણણહારીજી. ૭
તેની ઉત્તિમ કરણી અધિકી સોહે, ચ્યારે શિષ્ય મનમોહેજી,
પરવાદી-ગંજણ ઉતકૃસટા, **પુણ્યહ્રષ** પાઠક પરગટાજી. ૮
તત્સિષ્યમુખ્ય સપરા દીપે, વાચિક **શાંતિકુસલ** જગ જીપેજી,
તત્‌શિષ્ય એમ જાણી, **પૂરણ** કહે મનિ આંણીજી. ૯
જાદવાનાં અતિ ... ... ...
**ગજસુકુમાલની** ચૌપઇ કીધી, અંતકૃત કેવલ થયો સાધીજી. ૧૦
પચીસ ઢાલ તે સખરી રંગે, સાંભલતાં મન ઉછરંગેજી,
સાસણ ધરણા તસ સુખકારી, **પૂરણ** કહે અધિક વિચારેજી. ૧૧
દાંન ધરમ પિણ અધિકો દીસે, તેહથી અધિકો શીલ જગીસેજી,
તપ તણા ગુણ અધિકા સારે, ભાવ અધિક વિચારેજી. ૧૨
જીવ કરૌ જિનધર્મ સદાઇ, ધર્મે દોષિત થાઇજી,
ઋદ્ધિ વૃદ્ધિ સુખ સંપદા પામૈ, ઉતિમના ગુણ પામૈજી. ૧૩

—ઢાલાં ૨૫ : સર્વ મીલણે શ્લોક ૪૨૩ ગ્રં. ૫૭૨ સંખ્યાં સં० ૧૭૮૬ પોસ શુ. ૫ સૂર્યવારેણ લિ० પં० **પૂરણપ્રભેણ** પત્ર ૧૦૦ થી ૧૧૩ ઉક્ત ગુટકો કે જે મુખ્યતઃ આ કવિનો લખેલો છે. અનંત. નં. ૨

**(૧૯૧૯) શત્રુંજય રાસ** ૭ ઢાલ સં. ૧૭૯૦ ફા. વ. ૮ મંગળવાર
**આદિ—**

આદિકરણ અરહંતજી, સિદ્ધવંત ગુણવંત
તેહના ચરણ નમી કરી, ભય-ભંજણ ભગતંત. ૧

**શેત્રુંજ** તીરથ સરિખો, સમવડ નહી કો સાર
મંત્ર માહિં મોટો કહ્યો, પંચપરમેષ્ટિ નવકાર ૨
**શેત્રુંજ મહાતમ** તિણ કીયો, **ચ્યાર સતોતર** જાણ
**ધનેસૂરિ** સૂરે ઉચર્યો, જિણવર મુખની વાંણ. ૩

**અંતે** ઢાલ ૭ કાયલો પરવત ધુંધલો રેલો

**શેત્રુંજ** જાત્ર સફલી કરોરે લાલ સોલમો ઉધાર છે એહરે જાત્રીડા
પાંચમે આરારે છે હડેરે લાલ સતરમો વલિ હોસી તેહ
જાત્રીડા. શેત્રુંજ × ×
આ **શેત્રુંજા** તીથની રે લાલ સાતે ઢાલે કીધ રે જા૦
રાસ રચ્યો રલીયામણોરે લાલ મનવંછિત ફલ સીધરે જા. સે. ૧૮
**સંવત્ સૂન્ય નિધિ મુનિ** સહીરે લાલ ઇંદુ પિણ ફાગુણ
માસરે જા.
કૃષ્ણપક્ષ અષ્ટમી તિથૈરે લાલ ભૃગુવાર કીયો રાસ રે .જા. સે. ૧૯
**સિદ્ધાચલ** જાત્રા કરીરે લાલ પાવન કીયો શરીર રે જા.
મિથ્યામતિ અલગી ટલી રે લાલ નાયા નિરમલ નીરરે. જા. સે. ૨૦
**ખરતર** ગચ્છ સોહામણોરે, લાલ સાખે **કીરતરતન** સૂરિંદરે જા.
પાઠક શ્રી **પુન્યહર્ષજી**રે લાલ વાચિક **શાંતિકુશલ** ગણિંદરે જા.
સે. ૨૧
અંતેવાસી આખે સહીરે લાલ શ્રી **સેત્રુંજ** કેરો રાસ રે જા૦
**પૂરણપ્રભ** ઇમ ઉપદિસેરે લાલ મુક્તિરમણનો વાસરે જા૦ સં. ૧૨

—૭ ઢાલ સવ દૂહા ગાથા ૧૧૭ સં. ૧૭૯૦ ચૈ૦ શુદ ૫ લિ૦ પત્ર ૨૧૪ થી ૨૧૯ ઉક્ત ગુટકો. અનંત નં. ૨.

**(૧૯૨૦) જયસેનકુમાર પ્રબંધ–રાસ** (રાત્રિ ભોજન વિષયે) સં. ૧૭૯૨ કાર્તિક દિવાલી ધનતેરસ વાલીમાં.

**આદિ—**

પ્રણમી જિણવર **પાસજી**, શ્રી **ગોડીચા** રાય,
દરસણ દીઠે તેહને, પાતિક દૂર પુલાય. ૧

**સારદ**ના સુપ્રસન્નથી, મૂરખ વિબુધ પિણ હોઈ,
વચન કલા અધિકી વધૈ, લહીયે જગમેં સોઇ. ૨
ગુરૂ મોટા ગુરૂ દેવતા, ગુરૂ વિણુ ઘોર અંધાર,
સુગુરૂ તણે સુપ્રસાદથી, લહીયે અક્ષર સાર. ૩
સગલાનૈ સમરી કરી, કહિસ કથા અધિકાર,
દોષ અક્ષર દૂરૈ કરૌ, આપો વચન વિચાર. ૪
આરજ ક્ષેત્ર માંનવ ભવે, જિણ ધર્મનઇ આચાર,
રાત્રી ભોજન જે કરૈ, તેહ નહિ વિવહાર. ૫
તિરજંચ માનવની વિગતિ, વિરતિ નિરતિ કરૈ જેહ,
અનંત દોષ કહ્યા રાત્રના, માનવ–ભવ–ફલ એહ. ૬
પુહર ચ્યારે દિવસ રે, અને નહી ધાપંતિ,
રાત્રી ભોજન જે કરે, માનવ રાક્ષસ કહંતિ. ૭
ચ્યારે ખંડે ચોપઇ, કરિસું અતિ વિસ્તાર,
**જયસે**ન નામા કુમરની, રાત્રીભોજન અધિકાર. ૮

**અંતે**— ખંડ ૪, ઢાલ ૧૦ સાલિભદ્ર ધનો રિષિરાયા એ દેશી.

ભોજનનૈ અધિકારે, મોટા ગ્રંથ અનુસારે જી,
**અમરસેણ** ને **જયસેણ** ટાલ્યો, રયણી ભોજન પાલ્યોજી. ૧
એહવા ઉત્તમના ગુણ ગાયા, પ્રણમૈ તેહના પાયાજી,
શ્રી **ગોડીપાસ** તણે પસાયા, મનવંછિત ફલ પાયાજી. એ. ૨
**સારદ** માત તણૈ સુપ્રસાદૈ, કહતાં અક્ષર આદેજી,
**બૃહત નંદી** સૂત્ર માંહેં કહીયો, ગુરૂ મુખસું મૈં લહીયોજી. એ. ૩
**નયણ નિધિ મુનિ** સંખ્યા આંણો, **ઇંદુ સંવછર ટાંણો**જી,
કાર્ત્તિક માસે પરબ દીવાલી, ધન તેરસ પિણ નિહાલીજી. એ. ૪
**ખરતર** ગચ્છ અધિક વિરાજે, ચોરાસીયાં ઉપરિ રાજેજી,
જયવંતા ભટ્ટારક અતિ સોહે, શ્રી જિણભક્તિ સૂર મન મોહેજી. ૫
શ્રી **કીર્ત્તિરતન** સૂરીસર જાંણો, ઉત્તમ શાખ તે કહી માંણોજી,
શાખા માંહે પંડિત વદીતા, જ્યાં જગ માહે જસ જીતાજી. એ. ૬

**હરષવિસાલ** વાચિક તસુ પાટે, વિદ્યા સુજસ ઘણો થાટેજી,
તત્સિષ્ય-મુખ્ય વલે આંણો, વાચિક **હર્ષધર્મ્મ** તિહાં જાંણોજી.૭
તાસુ પાટે **સાધુમંદિર** દીપૈ, જે જગ માંહિ જસ જીપૈજી,
તાસુ શિષ્ય સખરા અતિ સોહૈ, વાચિક **વિમલરંગ** મન મોહૈજી.
તસુ પાટે સહુ કો ઇમ ભાખે, **લબધકલોલ** વાચિક તસુ સાખેજી,
**લલિતકીરત** પાઠક સુખકારી, પંચ માહાવ્રત ધારીજી. એ. ૯
ચાર સિષ્ય સખરા તે દીસૈ, પાઠક **પુન્યહર્ષ** જગીસૈજી,
મુખ્ય અંતેવાસી અતિ ઓભૈ, વાચિક **શાંતિકુશલ** તિહાં સોભૈજી.
ગ્રંથાં માહે છે અધિક વિચારૈ, તત્સિષ્ય **પૂરણ** કહૈ મતિસારેજી,
ઓછો અધિકો જે મેં ભાખ્યો, મિચ્છામિ દોકડું દાખ્યોજી. ૧૧
**ચહુયાણવટી જાલોરી** દેસે, તિહાં **વાલી** ગાંમ વસેસેજી,
ઘણે આગ્રહે ચોમાસ લીધી, ચોપઇ તિહાંકણ કીધીજી. એ. ૧૨
શ્રાવક તિહાં સબલા અતિ છાજે, વડવખતી વિજૈરાજેજી,
દોલત રિદ્ધિ છૈ વડ દાતારી, ભાવ ઘણે સમકિત-ધારીજી. એ. ૧૩
ચોથો ખંડ સંપૂરણ ભાખ્યો, દસમી ઢાલ તિહાં દાખ્યોજી,
**જયસેન** પ્રબંધ કહ્યા અતિ મોટા, કહતાં નાવૈ ત્રોટાજી.એ. ૧૪
દાન ધરમ મોટા તિહાં દીપૈ, શીલ વિશેષ જગ જીપૈજી,
તપતણા અધિકાર અતિ તાજા, ભાવ વિશેષે તિહાં રાજાજી. ૧૫
ચતુર્વિધ ધર્મથી અધિકો જાંણે, રયણ ભોજન ફલ વિશેષે આંણેજી,
**પૂરણપ્રભ** હિવ ઇણપરિ ભાસે, સુખ સંપદ લીલ વિલાસેજી.

—ખંડ પહિલે ખંડે ઢાલ ૯ ગાથા દૂહા ૧૭૮ બીજે ખંડે ઢા. ૯ ગા. ૧૬૩ તીજે ખંડે ઢાલ ૯ ગા. દૂ. ૧૯૭ ચોથે ખંડે ઢાલ ૧૦ ગાથા દૂહા ૨૨૪ સર્વ ગાથા ૭૬૨ ગ્રં. ૧૧૦૭ સં. ૧૭૯૩ માર્ગસીર્ષ વ. ૭ રવિવારે લિ. શ્રી **વાલી** ગાંમ ચોમાસ મધ્યે લિપતં, **ખરતર** ગચ્છે **ભટારકીયા** ખે **કીર્ત્તિરત્નસૂર** સાષાયાં ઉપાધ્યાયશ્રી **પુન્યહર્ષજી** ગણિ તત્ સિષ્ય મુખ્ય વાચિક **શાંતિકુશલગણિ** તત્ શિષ્ય **પૂરણપ્રભ** શિષ્ય **મોટા** વાંચનાર્થે ૨૨ પત્ર ઉક્ત ગુટકાના અનંત.

---

## ૯૦૮ જયસૌભાગ્ય

**(૧૯૨૧) ચોવીશી.** લ. સં. ૧૭૮૭ પહેલાં.

—લિ. સં. ૧૭૮૭ વૈ. વ. ૭ સોમે **ખંભાત** બંદિરે વાસ્તવ્ય શા. **શાંતિદાસ** પુત્ર **સૌભાગ્યચંદ** પઠનાર્થં. જૈનાનંદ.

---

## ૯૦૯ કીર્ત્તિવિમલ

**(૧૯૨૨) વીશી** લ. સં. ૧૭૯૦ પહેલાં.

—સં. ૧૭૯૦ આસો વ. ૨ ગુરૂ **પત્તને** લિ. પંડયા વાછારામ ત્રંબકજી જૈનાનંદ.

---

## ૯૧૦ રાજવિજય (ત. વિજયદેવસૂરિ-ઋદ્ધિવિજય-સુખવિજય-તિલકવિજય-હર્ષવિજય શિ)

**(૧૯૨૩) શીલસુંદરી રાસ** સં. ૧૭૯૦ આશો શુ. ૧૦ રવિ શાંતલપુરમાં.

આદિ—

ત્રિહું જગનો શંકર અછે, તીણ ગુણે કરી હીન,
એહવું જે કોઇ રૂપ છે, નમીયે તસ થઈ દીન. ૧
પરબ્રહ્મ પરમાતમા, શુદ્ધ પરમ શુભ રૂપ,
અનુભવ વિણ કિમ વેદીયે ?, આપ અરૂપી રૂપ. ૨
અગણિત ગુણગણ જેહના, નવી સકે કરી લક્ષ,
અનુભવ સર પંકજ સમા, ભવિજનને પ્રત્યક્ષ. ૩
મનમંદિર પ્રગટયો હવે, જ્ઞાન-રયણ-ઉદ્યોત,
ઘટ તટ સ્થિતન્ય લખ્યો, ઉદયી અનુભવ જ્યોત. ૪
મનમંદિરમેં તેહનો, સુપરે રાખી ધ્યાન,
કરસ્યૂં પુન્ય પ્રસંગથી, શીલ તણો આખ્યાન. ૫

પ્રવચન માંહે ઉપદિશ્યો, ચઉવિધ શ્રી જિન ધર્મ,
દાન શીલ તપ ભાવના, દાયક એ શિવ શર્મ. ૬
ચ્યાર સમ તો પિણ ઇહાં, શીલ તણો અધિકાર,
શીલ લતાં સુખ પામીયો, શીલ થકી સુખકાર. ૭
**બ્રાહ્મી ચંદનબાલિકા**, સારિખી ગુણગેહ,
સરસ કથા શ્રોતા સુણો, આણી મનમેં એહ. ૮

**અંતે—** ઢાલ ૩૮ મી ધન્યાસી.

પરવ પજૂસણ પુન્યેં પામીએ—એ દેશી.

શેષ આયુ થોડું સું જાણી, અણુસણ કરવા ઇછે જી,
અબલ અથામ શરીર નિહાલી, **શ્રીચંદ્ર**ને પૂછેંજી. ૧
ભગવતની આજ્ઞા પામી, ગિરનારી અણુસણ કીધો જી,
મમતા છંડી ચાર આહારનું, ત્રિણ્યે પચખાંણુ લીધું જી. ૨
લખ ચોરાસી જીવાયોનિ, ખમી ખમાવી પોતે જી,
સવિ ભક્ત અણુસણ છેદીને, સ્વર્ગ તણાં સુખ ગોતે જી. ૩
**ગુણસુંદર** બીજે સુર લોકે, દેવપણે અવતરીયાજી,
માહાવિદેહમાં મુગતિ જાસ્યે, પાલી શુદ્ધ કિરિયાજી. ૪
**શીલસુંદર સુરસુંદરી** નારી, હુઇ અવસર લટકાલીજી,
તેહ વિદેહથી મોક્ષે જાસ્યે, સુધો સંજમ પાલીજી. ૫
સતીય તણા ગુણ મેં તો ગાયા, પાવન કીધી જીહાજી,
ઉત્તમના ગુણ વર્ણન કીજે, ધન ધન છે દીહાજી. ૬
**શીલતરંગિણી** માંહે એ છે, પ્રગટપણે અધિકારોજી,
સરસ કથા એ ઠામે ઠામે, બીજા પ્રકરણુ મઝારોજી. ૭
અધિકું ઓછું જે મેં ભાખ્યું, મિચ્છામિ દુક્કડ તે હોજોજી,
સોધી સમારી વાંચો પંડિત, વિરૂધ વચન હોઇ જેહોજી. ૮
**તપગછ**—નાયક લાયક ચંદો, શ્રી **વિજયદેવ** સૂરીંદોજી,
તસ ચરણાંબુજ સેવક કોવિદ, **ઋદ્ધિવિજય** મુણીંદોજી. ૯

**સુખવિજય** પંડિત સંવેગી, **તિલકવિજય** કવિરાયાજી,
તસ પદપંકજ ભૃંગ રસીલા, **હરષવિજય** બુદ્ધિરાયાજી. ૧૦
તેહ તણો સુપસાય લહીને, **રાજવિજય** ગુણ ગાયાજી,
સતીય તણાં વખાંણુ કરંતાં, નિરમલ હૂઇ કાયાજી. ૧૧
સંવત **સંયમ ગગન અને ગ્રહ**, એ સંવચ્છર જાંણોજી,
આસો સુદિ દસમી રવિવારે, પૂરણ ગ્રંથ પ્રમાંણોજી. ૧૨
શ્રી શ્રી **વિજયદયા** સૂરિરાજેં, **શાંતલપુર** ચોમાસોજી,
**શાંતિનાથ** જિનવર પ્રાસાદે, રાસ રચ્યો ઉલાસેંજી. ૧૩
ઢાલ અડત્રીસમી પૂરી ભાખી, **રાજવિજય** હિત આંણીજી,
નિત્ય નિત્ય મંગલ-માલા હોસ્યે, સુણતાં જિનવર વાણીજી. ૧૪
મન થિર રાખી સતીયતણા ગુણ, સાંભલજ્યો નરનારીજી,
લીલા લખમી અવિચલ લહસ્યો, જિમ ગગને ધ્રુ તારાજી. ૧૫

—(૧) સર્વગાથા ૮૫૬ સં. ૧૮૫૬ શાકે ૧૭૨૧ આસુ શુ૦ વાર આદિત્ય ૨૭–૧૭ દા૦ ૪૫ નં. ૧૭ પાલણપુર સંઘ ભં. (૨) સર્વગાથા ૮૫૫ સં. ૧૮૬૫ વૈ. શુ. ૧૫ શનૌ **માંડવી** બિંદરે લિ૦ પૂજ્ય ઋ૦ **લક્ષ્મીચંદ્ર** શિ. પૂજ્ય ઋ૦ **રામચંદ** શિ. લિ૦ ઋ૦ **રત્નચંદ** ૨૪–૧૫ મોટા સંઘ ભં. રાજકોટ (૩) લ૦ **વરજલાલ વેણીદાસ** ખેડા ગ્રામે શ્રી **ભીડભંજન પાર્શ્વનાથ** પ્રસાદાત્ સં. ૧૯૨૯ ફા. વ. ૧ શનિ ૩૨–૧૮ શેઠ ડાહ્યાભાઇ પાસે ખેડા.

---

## ૯૧૦ક સુંદર (લોં૦)

**(૧૯૨૩ક) નેમ રાજુલના નવ ભવ સજ્ઝાય.** કડી ૧૫ સં. ૧૭૯૧ (રાણી રાજુલ કરજોડી કહે યાદવકુલ સિણગારરે)

—સઝાયમાળા પત્ર ૫૯ થી ૬૦ જિનદત્ત૦ મુંબઇ.

---

## ૯૧૦ખ નયણરંગ

**(૧૯૨૩ખ) અર્બુદાચલ બૃહત્ સ્ત૦** લ. સં. ૧૭૯૪ પહેલાં.

—લિ૦ પં. **ખીમરાજ**જૈન સં. ૧૭૯૪ સાધ્વી **અમરાં** પઠનાર્થં પત્ર ૨ નં. ૩૨૩૦ અભય૦

---

## ૯૧૦ ગ શાંતિવિજય

**(૧૯૨૩ગ) શત્રુંજય તીર્થમાલા.** ૩ ઢાલ સં. ૧૭૯૭ માહ શુ. ૨.

આદિ—

**આ**દીસર અરિહંતજી, **નાભિ**રાય કુલ-મડણ,
**મરૂ**દેવા સુત ગુણનિલઉ, આપૈ અવિચલ દંડ. ૧

ઢાલ યત્તિની.

શ્રી સદગુરૂ કરીય પ્રણામ, થુણિસ્યાં **સિદ્ધાચલ** ધામ,
જિનસાસનમેં એ નીકો, કહ્યૌ સિદ્ધિવધૂ-સિરટીકો. ૧
તીરથ એ સાસતઉ જાણુ, શ્રી **વીર**વચન પ્રમાણુ,
સાધ સીધા અનંતા કોડ, તે પ્રણમું એ કરજોડ. ૨××

કલશ.

ઇમ સિદ્ધિ તીરથ તણીય યાત્રા ચૈત્યપરિપાટી કરી,
છઅ 'રી' પાલત જેહ વિચરૈ સુદ્ધ આતમ સંવરી;
મુણિ **શાંતિવિજયે** સુજસ કીધો, હેત આણી ઇક મને,
સંવત્ત **સતર સતાણૂ**આના માઘ સિત દુતીયા દિને.

—સ્તવન સંગ્રહ ૧૭ પત્રની પ્રતમાં પત્ર ૧૧ ને ૧૨ માં છેલ્લે વા૦ **શાંતિવિજૈ** ગણિ લિ૦ પં. **જયસમુદ્ર** ગણિ શિષ્ય પંડિત ચિરં દેવચંદ્રસ્ય પઠન હેતવે. લિ૦ **રાધનપુર** મધ્યે સંવત્ ૧૮૦૯ માઘ સુદિ ૧૧ બુધ દિને. અનંત. નં. ૨.

---

## ૯૧૧ ખુશાલ

**(૧૯૨૪) નેમિ બાર માસા** સં. ૧૭૯૮ મા. ૧૧ ગુરૂ.

—સં. ૧૮૧૫ જે. શુ. ૮ લિ૦ **અમરચંદ વિજૈમલ** પઠનાર્થં પત્ર ૨ નં. ૧૮૫૬ અભય૭

---

## ૯૧૨ સિદ્ધિવિલાસ

**(૧૯૨૫) ચોવીસી** સં. ૧૭૯૬ માઘ શુ. ૧૦

—જિનસાગર સૂરિ શાખા ભં. વીકા૦

---

## ૪૬૩ ગુણવિલાસ-ગોકુલચંદ (ખ૦ સિદ્ધિવર્ધન શિ૦) (૨-૫૮૪)

**(૯૪૦) + ચોવીસી** સં. ૧૭૯૭ (૨) માહ જેસલમેર (૨-૫૮૪)

—(૧) સં. ૧૯૮(૧૯૦૮) ફા૦ વદ ૮ વાર થાવર લ૦ ઠા રૂલા હરખચંદ **પાટણ** મધે જે વાંચે તેહને હમારો **જ(જિ)નાંચ નમાં** (મ:) છે ૪-૧૪ જશ૦ (૨) પત્ર ૫ પો. ૪૮ નં. ૮૮૪ કૃપા૦ (૩) પત્ર ૩ પો. ૧૬ નં. ૧૬૩૧ અભય૦ (૪) રચના સં. ૧૭૯૬ માઘ શુ. ૧૦ આપેલ છે જિનસાગર સૂરિ વીકાનેર.

પહેલાં પ્રથમ 'શ્રી ગોકલચંદ્રજી કૃત ચોવીસી લિક્ષતે' એમ કહેલ છે તો ગુણવિલાસનું બીજું યા મૂલ નામ ગોકલચંદ્રજી હોય. છેવટે (પાઠાંતર) 'સંવત ૧૭ **સતાવના** વરસે' એમ રચના સમયનો છે.

[સમયસુંદર કૃત કલ્પસૂત્રપરની કલ્પતા નામની સં. ટીકાની પ્રત આ કવિએ સં. ૧૭૬૫ ભા૦ વ. ૨ દિને શોધી છે તેની ૧૫૨ પત્રની પ્રત મો. સે. લા. માં છે, તથા તેની બીજી પ્રત ૨૦૯ પત્રની મુંબઇની રો. એ. સો. માં છે તે સં. ૧૭૯૮ ભા. વ. ૧૩ ગુરૂ જેસલમેરમાં આ કવિએ લખેલી છે:—'જંગમ યુગપ્રધાન ભ૦ **જિનસાગર** સૂરીણાં પટ્ટપ્રભાકર ભ૦ **જિનધર્મ** સૂરિવરાણાં શિષ્યદક્ષ મહો૦ **સિદ્ધિવર્ધન** ગણિવરાણાં વિનેયવરૈ: શ્રી **ગુણવિલાસો**પાધ્યાયૈ લિંપિકૃતા પ્રતિ રાઉ શ્રી **અખયસિંહજી** રાજ્યે.'

---

## ૯૧૩ વીરચંદ

**(૧૯૨૬) પંદરમી કલા-વિદ્યા રાસ** સં. ૧૭૯૮ આ. વ. ૫ રત્નપુરીમાં.

**આદિ** દુહા.

**સરસતિ** માતા નમણુ કર, માગું એક પસાય,
અલિય વિઘન દૂરેં હરેં, પાપ સરીરે જાય. ૧
થાવર ગ્રહ અતિ ક્રૂર હે, જાંનત હે સબ લોગ,
અંતર ગ્રહકું કહત હેં, સોતું વાનૂં ફોક. ૨
ચઉદેં વિદ્યા હે ભલી, કહે સવે મુનીરાય,
પનરમી વિદ્યા ઇમ કહે, જે સહુનેં આવે દાય. ૩
(આમાં વારતા ગૂજરાતી ગદ્યમાં મૂકી છે ને સાથે દૂહા મૂકેલ છે.)

**અંતે—** દુહા.

સંવત **સતર અઠાણુયેં**, અ૦ વત શ્રાવણ માસ,
વદિ પખેં દિન પંચમી, કીની મન ઉલાસ. ૧
—ઇતિ શ્રી ચેલા તા(રા)ચંદ લષીતં. **પાઠાંતરઃ—**
પૂર્વ વાત અનુસાર સેં, અપની બુદ્ધિ પ્રમાંણ,
વાર્તિક કીધ હિં ભલી, સુનહો સતુર સુજાણ. ૨
રત્નપૂરી અતી ખૂબ હેં, રાંણા કાયમ રાંજ,
**વીરચંદ** પૂરણ કરી, સિણગારૂ સિરતાજ. ૩
—ઇતિ પંનેરમી વિદ્યાકલ્લોલ રસ સંપૂર્ણ. ૮–૨૦ નં. ૧૮૮ ઇડર.

---

## ૯૧૪ મોતી માલુ

**(૧૯૨૬ક) નેમિજિન શલોકો.** સં. ૧૭૯૮ દીવાલી અમદાવાદના પ્રેમાપુરામાં.

વાણિ વરસતિ **સરસતિ** માતા, કવિજન-ત્રાતા કીરતિદાતા,
ઇક્ષ્વાકુ વંસે જિનવર બાવીસ, મુનિસુવ્રત **નેમિ** દોય **હરિ** વંશ. ૧

બાવીસમો જિનવર **નેમ**કુમાર, બાલ બ્રહ્મચારી **નેમ**કુમાર,
પરણ્યા નહિ પણ પ્રતડી પાલી, કહસ્યું સલ્લોકો સૂત્ર સંભાલ. ૨ ××
સહસવદન જો સુરગુરૂ ગાવે, પરમેસર ગુણનો પાર ન આવે,
મતહીણ માનવી કેમ વખાણે, શિશુ જિમ સાયર ભુજ મતિ જાણે. ૭૨
**સતર અઠાણુ દિવાલી** ટાણું, સસહરની પાસે **પેમા**પુર જાણુ,
સંભવ સુખ લહરી પસરી કલ્યાણ, **મોતીમાલુજી** લોક જૈનવાણિ. ૭૩

—૩–૧૫ મુનિ જશ૦

---

## ૪૬૬ સત્યસાગર (ત૦ ભોજ અને રત્ન–સાગર શિ૦) (૨–૫૮૮)

**(૯૪૩) વછરાજ રાસ** સં. ૧૭૯૯ ચોમાસું સુરત (૨–૫૮૮)

—મુંબઇ બંદરે લ૦ સં. ૧૮૫૦ કા૦ શુ. ૧૧ મુ૦ **શ્રીધર**–સૌભાગ્ય. **શાંતિનાથ** પ્રસાદાત્ ૮૨–૯ નં. ૧૯૫ મુક્તિ૦

---

## ૯૧૫ લાલચંદ્ર (વિજય ગચ્છીય)

**(૧૯૨૭) સાગરચંદ્ર સુશીલા ચોપઇ** સં. ૧૭૯૯ કા. શુ. ૫ ચીતાખેડે.

—સં. ૧૯૦૩ માગ૦ શુ. ૧૫ ફલોધી મધ્યે પુનમચંદ લિ. પત્ર ૧૫ પો. ૨ મહર૦

---

## ૯૧૬ હર્ષચંદ્ર (પાર્શ્વચંદ્ર ગચ્છ)

**(૧૯૨૮) વર્ધમાન જન્મમંગલ.**

—પત્ર ૪ પો. ૮૩ નં. ૨૧૦૯ જિ. ચા.

નં. ૬૧૦ હર્ષચંદ્રથી (પૃ. ૩૯૦) ભિન્ન હશે.

---

## વિશેષ પૂર્ત્તિ

# વિક્રમ બારમી સદી.

## ૯૧૭ વાદિદેવ સૂરિ

(૧૯૨૯) +શ્રી (મુનિચંદ્ર) ગુરૂસ્તુતિ. ગા. ૨૫ (જૈન ગ્રંથાવલી પૃ. ૨૦૫ નં. ૧૧૪)

નાણુ ચરણુ સંમત્તુ જસુ રયણુત્તઉ સુપહાણુ,
જયઓ સુ **મુણિસુરિ** ઇત્થુ જગિ મોડિઅમમ્મહખાણુ. ૧
ઉવસમ–રયણ–સમુદ્દસમુ વિહલિયજલહાऽऽસારૂ (સાહારૂ ?)
વંદઓ **મુણિસુરિ** ભવિયજણુ જિમ છં(છિ)દઉ સંસાર. ૨××
જાહે પસન્ના તુહ નયણુ તહ મણુયહ સયકાલ,
હિય–ઈચ્છિય સુહ સંપડહિં અનુછિંદહિં દુહસાલ. ૨૪
દૂસમ રયણિહિં સૂર જિમ્વ તુહ ઉદ્દિઉ મુણિનાહ,
સિરિ **મુણિચંદ** મુણિંદ પરમહુ ફેડઈ કુગ્ગાહ. ૨૫

હાલની ગૂજરાતી ભાષા.

જ્ઞાન ચરણુ સમ્યકત્વ જેનું રત્નમય સુપ્રધાન,
જયો સ **મુનિસુરિ** અહીં જગે મોડયો મન્મથ સ્થાણુ. ૧
ઉપશમ–રત્ન–સમુદ્ર સમ વિફલિત જલ આસાર,
વંદો **મુનિસુરિ** ભવિકજન જેમ છેદો સંસાર. ૨ × ×
જ્યારે પ્રસન્ન તવ નયનો તથા મનુજોને સદા કાળ,
હૃદય–ઇચ્છિત સુખ સાંપડે પછી છેદાય દુઃખજાળ. ૨૪
દુઃષમ રજનિમાં સૂર્ય જેમ તું ઉદયો મુનિનાથ,
શ્રી **મુનિચંદ્ર** મુનીંદ્ર પરમ ફેડે કુગ્રાહ. ૨૫

—પ્ર. પં. બહેચરદાસના હાલની ગૂજરાતીમાં અનુવાદ સહિત ને તેમના વકતવ્ય સહિત જૈન શ્વે. કૉન્ફ્રન્સ હેરૅલ્ડ પુ. ૧૩ અંક ૯ થી ૧૧ સપ્ટે.થી નવેંબર ૧૯૧૭ પૃ. ૩૩૧ થી. ૩૩૫

## ૯૧૮ જિનવલ્લભ સૂરિ. [ખ૦] સં. ૧૧૬૭ લગભગ.

**(૧૯૩૦) નવકાર માહાત્મ્ય.** ૧૩ ષટ્પદ.

કિં કપ્પતરૂ રે અયાણુ ચિંતો મન ભિતરિ,
કિં ચિંતામણિ કામધેનુ આરાહો બહુપરિ.
ચિત્રાવેલી કાજ કિસઇ દેસાંતર લંઘઇ,
રયણ-રાસિ કારણુ કિસઈ સાયર લંઘઈ.
ચવદહ પૂરવ સાર જગે લધ્ધો એ નવકાર,
સયલ કાજ મહિયલ સરઈ, દુત્તર તરઈ સંસાર. ૧ × ×
અડ સંપય નવ પય સહિત ઇકસઠિ લઘુ અકખર,
ગુરુ અકખર સત્તેવિ એહ જાણઉ પરમકખર,
ગુરુ **જિણવલ્લભસૂરિ** ભણઈ બહુ સુકખહ કારણુ,
નરય તિરિય બહુ રોગ સોગ ભય દુકખ-નિવારણુ.
જલ થલ પવ્વય વણુ ગહણુ સમરણુ હોઈ ઇક ચિત્ત,
પંચ પરમેષ્ટિ મંત્રહ તણી, સેવા દેજ્યઉ નિત્ત. ૧૩

—(૧-૨) ૨-૧૧ પ્રત નં. ૨૩૮૭; સં. ૧૮૩૧ મગિસર વદિ ૨ રવિવાર **પાલીતાણા** નગરે પં. હર્ષધીરેણ સ્વહેતવે લિ. પત્ર ૨ નં. ૨૩૮૬ મુક્તિ.

---

## ૯૧૯ પદ્ય

**(૧૯૩૧)+ જિનદત્તસૂરિ સ્તુતિ** (ઐ.) ૧૦ ષટ્પદ.

જિણુ દિઠ્ઠઈ આણંદુ ચડઈ અઇ રહસુ ચઉગ્ગુણુ,
જિણુ દિઠ્ઠઇ ઝડહડઈ પાઉ તણુ નિમ્મલ હુઈ પુણુ
જિણુ દિઠ્ઠઈ સુહુ હોઇ કટ્ઠુ પુવ્વુક્કિઉ નાસઈ,
જિણુ દિઠ્ઠઈ હુઈ સિદ્ધિ દૂરિ દારિદ્દુ પણાસઇ.
જિણુ દિઠ્ઠઈ હુઇ સુઇ ધમ્મમઇ અસુહહુ કાઇ ઉઈ ખહહુ,
પહુ નવખાણુ મંડિઉ **પાસ** જિણુ, **અજયમેરિ** કિન પિકખહુ. ૧××

વક્ખાણિયઇ તં પરમ તત્તુ જિણુ પાઉ પણાસઈ,
આરહિયઈ ત વીરનાહુ કઇ પહુ પયાસઇ.
ધમ્મુ તુ દય સંજુત્તુ જેણુ વરગઇ પાવિજ્જઇ,
ચાઉત અણુખંડિયઉ જુ વંદિણુ સલહિજ્જઈ,
જઇ હાઉ ત ઉત્તિમુ મુણિવર હવિ (પવર વસહિ હો ચઉર નર.
તિમ સુગુરૂ સિરોમણિ સૂરિવર ખરતર સિરિ જિણદત્ત વર. ૧૦

—(૧) ઈતિશ્રી પટ્ટાવલી પટ્પદાનિ સં. ૧૧૭૦ વર્ષે અશ્વયુગાદ્ય પક્ષે ૧૧ તિથૌ શ્રીમદ્ ધારાનગર્યાં શ્રી ખરતર ગચ્છે વિાધ માર્ગ પ્રકાશિ વસતિવાસિ શ્રી જિણુદત્ત સૂરીણાં શિષ્યેણુ જિનરક્ષિત સાધુના લિખિતાનિ (૨) ઇતિ શ્રી પટ્ટાવલી સં. ૧૧૭૧ વર્ષે પત્તન મહાનગરે શ્રી જયસિંહ દેવ વિજયિ રાજ્યે ખરતરગચ્છે યોગીન્દ્ર યુગપ્રધાન વસતિવાસિ જિનદત્ત સૂરીણાં શિષ્યેણુ બ્રહ્મચંદ્ર ગણિના લિખિતા. શુભં ભવતુ શ્રીમત્ પાર્શ્વનાથાય નમઃ સિદ્ધિરસ્તુ. બંને તાડપત્રીય પ્રત. (૩) પ્ર. અપભ્રંશ કાવ્યત્રયી પૃ. ૧૨ તથા ઐ. જૈન કાવ્ય સંગ્રહ પૃ. ૩૬૫ થી ૩૬૮.

---

# વિક્રમ તેરમી સદી.

## ૬૨૯ અજ્ઞાત પૃ. ૪૧૦

**(૧૨૮૭) કેસી સંધિ.** ગા. ૬૮ (પૃ. ૪૧૧ અનુસંધાન).

—(૩) સંવત્ ૧૫૫૧ વર્ષે ચૈત્ર શુ. દિને પૂજ્યારાધ્ય પં. કમલમંડન ગણિ શિષ્ય સંધમંડન ગણિ ભણુન કૃતે સહજધર્મ ગણિના લિખિતં સિદ્ધપુર નગરે પ્રભાવક–શ્રાવક–શ્રેણિસુંદરે। શુભં ભવતુ લેખકપાઠકયોઃ । કલ્યાણમસ્તુ. ૨–૧૫ મારી પાસે.

---

## ૯૨૦ નેમિચંદ્ર ભંડારી

**(૧૯૩૨)+ જિનવલ્લભ સૂરિગુણવર્ણન** (ઐ.) ગા. ૩૫

પણમવિ સામિ **વીર** જિણુ, ગણહર **ગોયમ** સામિ,
**સુધરમ** સામિ તુલનિ સરણુ, જુગ પ્રધાન સિવગામિ. ૧××
સલ્લુદ્ધાર કરેસુ હઉ, પાલિ સુદ્દ્રં સમ્મત્તો,
**નેમિચંદ** ઇમ વિનવઇએ, સુહગુરૂ-ગુણ-ગણ-રત્તો. ૩૪
નંદઉ **વિહિ**-જિણમંદિરહિં, નંદઉ **વિહિ**-સમુદાઓ,
નંદઉ **જિણપત્તિસૂરિ** ગુરૂ, **વિહિ**-જિણધમ્મ પસાઓ. ૩૫

—ઇતિ **નેમિચંદ ભંડારિ** કૃત ગુરૂ ગુણવર્ણન. પ્ર. ઐ. જૈન કાવ્ય સંગ્રહ ૩૫૯ થી ૩૭૨.

(જિનપત્તિ સૂરિ સં. ૧૨૨૩ થી ૧૨૭૭)

---

# વિક્રમ ચૌદમી સદી.

## ૯૨૧ જિનપ્રભ સૂરિ

**(૧૯૩૩) પદ્માવતી ચોપઇ.**

શ્રી જિણશાસણુ અવધાકારિ, ઝાયહુ સિરિ **પઉમાવઇ** દેવિ.
ભવિય લોય આણંદયરિ, દુલહઉ સવેય જમ્મ લહેવિ. ૧ ××
**પઉમાવઇ ચઉપઇય** પઢંતિ, હોઇ પુરિસ તિહુઅણુ સિરિ કંતિ,
ઇમ પભણુઇ નિય જસ કપ્પૂર, સુરહી ભવણુ **જિણુપ્પહ**સૂરિ.

—લિં૦ **માન**સિંહેન ૧-૧૭ વિ. ને. નં. ૪૫૫૯

---

## ૧ સોમમૂર્ત્તિ (૧-૬)

**(૮)+ જિનેશ્વર સૂરિ સંયમશ્રી વિવાહ વર્ણન રાસ** સં. ૧૩૩૧ પછી (૧-૭)

--વિશેષમાં પ્રકટ-ઐ. જૈન કાવ્યસંગ્રહ પૃ. ૩૭૭ થી ૩૮૩

---

## ૨૨ અજ્ઞાત (વાંછો?)

**(૧૯૩૪) બારવ્રત ચોપઇ** ગા. ૪૩

**વીર** જિણુ ચરણુ જુગ ભગતિસ્યું વંદીઇ,
તાસુ મુહ પેખિ મુઝ હિઅય આણંદીઇ.
ધમ્મ બિહુ ભેદિ જિણનાહિ પયડીકઉં,
સુગુરૂ વયણેણુ મહ સવણુ વસ માગઉં. ૧ × ×

૨૪ મી કડી વસ્તુ, પછી ઢાલ નમસ્કારની ૨૯ સુધી; ૩૦ વસ્તુ, પછી ઢાલ રાગ ગુડી ૩૭ સુધી, ૩૮ વસ્તુ,

ઢાલ વધાવુ.

ત્રિણિસઈ સાઠિ સુનિમ્મલાં **સામાયકઇ** રાસિ;
પડિકમણું ઇય પઈ દિણિ, યથાયોગિં એ મઝ દેસાવગાસ. ૩૯
મઈ લદ્ધઉ જિણ–ધર્મસાર, જિણિ લહીએ ભવ જલ નિહિ પાર.
ઈમ પાલિજ્જઇએ અનતિચાર, એ આપઇ અનુક્રમિ
સિવ ઉદાર. ૪૦ મઈ. ધ્રુપદ.
વર...પોસહ પણવીસ, વ્રત ઊણિમ મુઝ એહ,
આવશ્યક એ દિનિ નહી, વલી પર્વ નિયમિ પોસહ સંદેહ. ૪૧ મઈ.
......પુણ તેહનઈ, જે પર્વિ પોસહવંત,
અવર દિણે ઊજમ કરઇ, હઉ જિણ ધર્મ એહ સદા જયવંત. ૪૨ મઈ.
સંવિભાગ પ્રતિ વરસના, જોગ છતઈ પણવીસ,
ઉદય હુઇ સર્વ વિરતિનુ, હું વંછઉં તે દિન શ્રી જગદીસ. ૪૩ મ. લ.
—બાર વ્રત ટીપ. ૨–૧૮ (મુનિ જશ૦)

---

# વિક્રમ પંદરમી સદી.

## ૯૨૩ તરૂણપ્રભ સૂરિ જુઓ પૃ. ૪૪૪

**(૧૯૩૫) વીસ વિહરમાણ જિન સ્તવન** ગા. ૨૫ સં. ૧૪૧૧ લગભગ.

—કૃતિ શ્રી **તરૂણપ્રભ સૂરિ** સુગુરુણાં ।। છ ।। સં. ૧૪૩૦ વર્ષે કાર્ત્તિક સુદિ પ્રતિપદાયાં । દેવ સ્તવન પુસ્તકાં । પત્ર ૨૮૨માં પૂણ, નાહટા.

---

## ૧૩ વિજયભદ્ર [૧—૧૪] પૃ. ૪૧૫

( આ: આગમગચ્છ બદલે તપાગચ્છના હેમવિમલસૂરિના પ્રશિષ્ય હોય તો ૧૬મી સદીના ગણાય)

---

## ૯૨૪. પૃથ્વીચંદ્ર (રૂદ્રપલ્લિય ગચ્છે અભયસૂરિ શિ )

**(૧૯૩૬) માતૃકા પ્રથમાક્ષર દોહક** ગા. ૫૮ સં. ૧૪૨૬ આસપાસ.

અપ્પઇ અપ્પઉ બુઝિ કરિ, જો પરપ્પઇ લીણુ,
સુજ્જિ દેવ અમ્હ હરસણુ, ભવસાયર પારીણુ. ૧
માઇ અખર ધુરિ ધરિવિ વર, દૂહય છંદેણુ,
રસ-વિલાસ આરંભિયઉ, સુકવિ **પુહવીચંદેણુ.** ૨
**રૂદ્દપલ્લિહ** ગચ્છહ તિલય, **અભયસૂરિ** સીસેણુ,
રસ-વિલાસુ નિપ્પાઇયઉ, પાઇય કવ્વરસેણુ. ૫૩
**પુહવિચંદ** કવિ નિમ્મવિય, પઢિ દૂહા ચઉપન્ન,
તસુ અણુસારિહિં વવહરહિ, પસરઈ કિત્તિરવન્ન. ૫૪
—નાહટાની નોંધમાંથી.

(સં. ૧૪૨૬માં રૂદ્રપલ્લીય ગચ્છના અભયદેવસૂરિ (૨) ના રાજ્યે તે ગચ્છના (ગુણશેખર-ગુણચંદ્ર શિ.) ગુણાકરે ભક્તામર સ્તોત્ર પર વૃત્તિ રચી-પારા ૬૪૭ મારો 'જૈન સાહિત્ય ઇતિહાસ' તે અભયદેવ સૂરિના આ કવિ શિષ્ય લાગે છે.)

---

## ૧૭ જ્ઞાનકલશ (૧-૧૮)

**(૨૪) +જિનોદય સૂરિ પટ્ટાભિષેક રાસ** સં. ૧૪૧૫ (૧-૧૮)
—વિશેષમાં પ્રકટ-ઐ. જૈન કાવ્ય સંગ્રહ પૃ. ૩૮૪ થી ૩૮૯

---

## ૧૮ મેરૂનંદન (૧-૧૮)

**(૨૫) +જિનોદયસૂરિ વિવાહલઉ** સં. ૧૪૩૨ (૧-૧૮)

—વિશેષમાં પ્રકટ—ઐ. જૈન કાવ્ય સંગ્રહ પૃ. ૩૯૦ થી ૩૯૯

---

## ૯૨૫ જિનરત્ન સૂરિ.

**(૧૯૩૭) અર્બુદાલંકાર શ્રી યુગાદિદેવ સ્તવન તથા નેમિનાથ સ્તવન** લ૦ સં. ૧૪૩૦ પહેલાં.

—ઉક્ત સં. ૧૪૩૦ની લખેલી પ્રત. પત્ર ૧૫૮ થી ૧૬૧ નાહટા.

---

## ૯૨૫ક જિનભદ્ર સૂરિ [ ખ. સં. ૧૪૭૫ થી સં ૧૫૧૫]

**(૧૯૩૭ક) મહાવીર ગીત.** ગા. ૮ સાચોરના

ત્રિભુવન—ગુરૂ ચઉવીસમઉ એ,
સમરવી એ સિરિ વર **વીર**, તસુ હઉં ચરિય વકખાણિસઉએ,
પ્રાણુતઈ એ ચવિય દેવલોકિ, **ત્રિસલાદે** કુખિ અવતરિઉએ.
અવતરિઉ સામિય ત્રિહઉં નાણ્ઇ દેવિ **ત્રિસલા**—ઉયરે,
સુહ અદ્ધ રત્તિ સુપન દેખઈ દહઇ ચઉ નિદ્દા ભરે.
સિંહ ગયવર વસહ સિય કલ વિમલ પદમા ભામિણી,
વર પુપ્ફમાલા ગુણ વિસાલા સોમ રથિ ધજ ચારૂણી. ૧ × ×
**સચ્ચઉર** નયરિહિ ગુરુય રંગિહિ જુવનબલ જિણિ ભગ્ગઉ,
**હમ્મીર** જસુ ભય જાઇ નઠઉ, **વીર** ચલણા લગ્ગઉ.
સો દેવ સામિય સુગુરૂ સિરિ **જિણભદ્દ** સૂરિહિ સેવિઉ,
મહ બોધિ—દાયક હવઉ સંપઈ સિવસિરી સુહ સંથિઉ. ૮

—સં, ૧૫૪૯ની નિમ્ન લિખિત પ્રતમાંથી. નાહટા.

---

## ૨૨ જયશેખર સૂરિ (૧—૨૪ પૃ. ૪૨૫)

**(૧૯૩૭ખ) નેમિનાથ ધઉલ** ગા. ૧૩

**દ્વારિકાં** ઘરિ ઘરિ મંગલ ચારૂ, **સમુદ્રવિજય** નરવર તણઉએ,
**સિવદેવિ** માડિયતણુઉ મલ્હારૂ, **નેમિકુમર** વર પરિણીઈ એ.

**ઉગ્રસેન** રાય તણીય કુમારિ, **રાજલ** રૂપિ રલીયામણીએ. ૧××
રાણી **રાજલિ** તણુઉ આણંદુ કવિજણુ કેતલઉં કેલવઈએ,
જય જય જગગુરૂ **નેમિ** જિણિંદુ, જીણુ નેડઇ જઇ પૂરીઉએ. ૧૩

—ઈતિ શ્રી **જયશેખરસૂરિ** સુગુરૂ કૃતા શ્રી નેમિનાથ ધઉલ. **તે**મજ તેમની એ ત્રણ નાની કૃતિ છે. પત્ર ૧૭ની નાની ત્રુટક પ્રત મારી પાસે છે.

---

## ૨૫ જયસાગર [ખ. ૧-૨૭, પૃ. ૪૩૦]

### (૧૯૩૮) ચતુર્વિંશતિ જિન સ્તુતિ.

**આદિ** રિસહ શ્રુત્તં

સુવિહાણુઉં જઈ આજ મઈ, દીઠઉ **રિસહ** જિણેસ,
નયણુ કમલ જિમ ઉલ્લસઇં, ઉગિઉ ભલઈ દિણેસ. ૧
રોમં વિહિં તણુ ઉધસઈ, હિયડઇ પરમાનંદ,
નયણુ અમિય રસ ઝીલણુઉં, દીઠઉ **આદિ** જિણિંદ. ૨
માય તાય ગુરૂ દેવ તઉં, તૂંહજિ મુઝ આધાર,
તુય વિણુ અવરૂ ન કોઈ મહ, **આદિનાહ** કરિ સાર. ૩
ઇઅ કવિત સુચ્છંદિહિં, મન આણંદિહિં **જયસાગર** ઉવઝાઇ કિય,
જો પઢઈ સુહાણિહિં, મધુરિય વાણિહિં, સો નર પામઇ સુખ સય. ૪

**અંતે—** વીર શ્રુત્તં

સહજ જમ્મ જીવિય સહલ, સહલ મણોરહ અજ્જ,
પય પણામિ **વીરહ** તણએ કિંવ ન સજ્જઇ કજ્જ. ૧
રાગ દોસ વસિ જો કિયઉ, મણુ વય કાય પમાય,
તં મિચ્છા દુક્કડ હવઉ, સરણુ **વીર** જિણુ પાય. ૨
કરિ પસાઉ મુઝ તિમ કિમઈ, **મહાવીર** જિણુરાય,
ઇણિ ભવિ અહવા અન્ન ભવિ, જિમ સેવઉં તું પાય. ૩
ઇઅ કવિત સુચ્છંદિહિં...(ઉપર પ્રમાણે) ૪

—ચઉવીસ જિણ થુત્તાણિ સમ્મત્તાણિ. છ. શ્રી. સા૦ **ખીમા** ભાર્યા શ્રા. રહી પુત્રિકા, સા. **ધર્મસી** ભાર્યા **નાથી** સુશ્રાવિકા યોગ્યં. જૂની પ્રત ૬–૧૧ મુનિ સુખસાગર.

---

**૩૧ સાધુકીર્ત્તિ** (૧–૩૪] તથા આ ગ્રંથનું પૃ ૪૪૨

**(૧૯૩૯) સવત્થ વેલિ પ્રબંધ** (ઐ.)

જિણવર જગગુરૂ જાગતઉ, પહિલઉ પ્રણમૂં **પાસ**,
જાસુ પસાયઇ સંપજઇ, વિધિ વિધિ સવે વિલાસ. ૧××
**ખરતર** ગચ્છ સાયર ખરઉ, યુગતિ ગુહિર ગુણિ જોઇ,
પુરિસ રયણ કરિ પૂરીયઇ, સકઇ ન ગંજે કોઇ. ૮
સુહમિ સ્વામિ અનુક્રમિ સવે, ધરિ જે જુગહ પ્રધાન,
સિરિ **જિણભદ્ર** જતીસરૂ, થયઉ તિવાંરઇ ભાંનિ. ૯
ચઢતઇ પરિવાર સદા ચિત ચોખઇ કોઇ ન લોપઇ કાર,
માલ્હઇ રુનિ વૃન્દિ અધિક મહોદય ભાવતણઉ ભંડાર.
જિણ શાસણ રીતિ કરી જયકારી અંગિ ઘણઉ આણંદ,
**સાધુકીરતિ** બોલઇ સાધુપણઇ ચિર નંદઉ શ્રી **જિણચંદ**. ૫૩
જાં લગિ મેરૂ મહીધર નિશ્ચલ જાં લગિ ધ્રૂ રવિ ચંદ,
જાં લગિ દીપ સવે જયવન્તા સાગર જામ અમન્દ,
તાં લગિ શ્રી **જિણચંદ** મુણીસર સુખઇ કરઉ ચિર રાજ,
**સાધુકીરતિ** ગણિ ઇમ પયંપઇ પૂરઉ વંછિત કાજ. ૫૪

—નાહટાજીએ ઉતારેલી નકલ પરથી.

---

**૯૨૬ સમયપ્રભ** [ખ૦]

**(૧૯૪૦) જિનભદ્રસૂરિ પટ્ટાભિષેક રાસ.** ગા. ૪૫ (ઐ૦) સં. ૧૪૭૫ પછી

× × × યઉ, **શ્રીવંત** શિરોમણિ
**ધીણિગ** ઇણિ અભિરામિ, નામિ વંછિય ચિંતામણિ. ૪

શાલિ અનોપમ તાસુ ઘરણિ, **ખેતલદેવિ** નારી
હંસ ગામિનિ મૃગલોયણી એ રઈ રૂપિઇ સારી
વિનય વિવેક વિચાર સાર ગુણ ગણ સંપન્ની,
સોહગ લાવન્ન કેલિ ગેહ વર ચંપા વન્ની. × × ૫
જઇ સુરગુરૂ નિય બુદ્ધિહિં આણઇ, તોહી પ્રભુગુણ પાર ન જાણઇ
**સમઈપ્રભ** ગણિ ઇમ કહઇ એ. ૪૩
દિણિ દિણિ અધિક પ્રતાપિઇ અમ્હ ગુરૂ, તાં નંદઉ જાં મેરૂ મહીધરૂ
જાં ગયણંગણિ સહસકરો. ૪૪
જા ધ્રૂય ગ્રહ તારા રવિ શશિહર, તાં નંદઉ **જિનભદ્ર** સૂરિ ગણધર,
ચઉવિહ સંઘહ પરિવરિઉ એ. ૪૫

—ત્રુટક ૧૨૫ પત્રની પ્રત કડી ૪ થી ૪૫-પત્ર ૧૧૧ થી ૧૧૩ સં. ૧૫૪૯ વર્ષે ભાદ્રપદ શુદિ ૮ શુક્રે શ્રી **ખરતર** ગચ્છે શ્રી **જિનભદ્રસૂરિ** પટ્ટાલંકાર શ્રી **જિનસમુદ્ર** સૂરિ વિજયરાજ્યે વા૦ **રત્નમૂર્ત્તિ** ગણિ વા૦ **જયાકર** ગણિ વા૦ **ધર્મ્મવિલાસ**ગણિ શિષ્ય-રત્ન પં. **પુણ્યજય** ગણિવરાણામુપદેશેન શ્રી **સ્તંભતીર્થ** વાસ્તવ્ય ચઉરાસી ન્યાતિ શૃંગાર **ઊકેશ**વંશરાય **ભં**ડારી ગોત્રે ભંડારી **જાટ**-રાજ ભં. **શ્રીરાજ** ભાર્યા **ચં**પાઇ સુશ્રાવિકા પુત્ર ભં. **અમીપાલ** ભાર્યા **અમરાદે** પઠનાર્થં ॥છ॥ સ્વાધ્યાયપુસ્તિકા । લેખપતા ॥ ॥છ॥ નાહટા.

---

## ૯૨૬ક કાન્હ

### (૧૯૪૦ક) નેમિનાથ ફાગ-બારમાસ ગા. ૨૨

અહે તોરણિ વાલંભ આવીઉ, **યાદવ** કેરૂ ચંદ
પસૂ દેખી રથ વાલીઉ, વિહ વસિ હૂઉ વિછંદ. ૧
નિસિ અંધારી એકલી, મધુરઇ વાસઇ એ મોર
વિરહ સંતાવઇ પાપીઉ, વાલંભ હી એક દોર. ૨

ધુરિ **આસાઢહ** ઊનયુ, ગોરી નયણે નેહ
ગાઢઇં ગાજિ મ પાપીઉ, ચ્છાનઉ વરિસ ન મેહ. × × ૩
**ચિત્ત** ન ચમકઇ કંતહ્, સવિ ફૂલી વનરાઇ
પાડલ પરિમલ બહકતી, મૂરખ મેલ્હી જાઇ. ૧૯
કહીઇ **ઇસર** રૂડીઉ, **ગંગ** વહઇ સિરિ તાહ
તેહ પાહિઇં તૂં આગલુ, કરઇ અધિકેરૂ દાહ. ૨૦
બાર માસહ માહિતાં, જે ચ વડેરુ હોઇ
પભણઇ રાણી **રાઇમઈ, નેમિ** ન મેલઇ કોઇ. ૨૧
**કાહ્ન** ભણઇ સણિ **રાઇમઇ**, મેલિસુ તોરુ સામિ
આઠ ભવંતર પ્રીતડી, સિદ્ધિ ઊપરિ ઠામ. ૨૨

—ઇતિ નેમિનાથ ફાગઃ સમાપ્તઃ પત્ર ૧૧૬ મું ઉકત સં. ૧૫૪૯ ની પ્રત નાહટા.

---

## ૯૨૭ સમરો

### (૧૯૪૧) નેમિનાથ ફાગુ.

અહે હરિણા હરિણા હરતઇં, કાંઇ કીઉ પોકાર
તોરણિ આવિઉ વલી ગયઉ, **નેમિ** ચડિઉ **ગિરિનારિ.**
અહે અંગ વિલૂરઇ આપણઉં, હરિ હરિ **નેમિકુમાર**
અહે કંકણ ફોડઇ **રાયમઈ,** ત્રોડઇ નવસર-હાર. × × ૧
**રેવયગિરિ** કેરઉ ધણી, કરઉ અમ્હારડી સાર
ગિરિ સરિ સામિ સમોસરિયા, ગ્નાનિ ભરિઉ ભંડાર
મુગતિ-રમણિ **યાદવિ** વરી, **રાજલ** હુઇ અગેવણિ
અહે કરજોડી **સમરઉ** ભણઇ. નમો નમો **નેમિકુમારુ.** ૫

—પત્ર ૧૧૭ મું ઉક્ત સં. ૧૫૪૯ લિખિત પ્રતિ નાહટા.

### (૧૯૪૨) (અષ્ટાપદ) સ્તવન

**સરસતિ** અમરિતિ વસતિ મુખિ વાણી, નાભિ કમલિ જાણી સહનાણી આણી રિદય વિચારો.

**સા શારદ** સમરૂં સપરાણી, જિન શાસનિ સિદ્ધાંતિ વખાણી,
પાણી લોકાચારો. × × ૧
**અહ્યા** રથ ચડયો ચક્રવર્તિ જગિ પરવરીઉ, **અષ્ટાપદિ** પ્રાસાદ ઉધરીઓ,
ભરીઉ સુકૃત ભંડારો.
ષટખંડ પ્રથવી આણુ નિરંતર, નવનિધિ ચઉદ રયણ મઢ મંદિર,
કિંનર સુરપતિ હારો.
સધર પૂરવ કેવલિ ભાખિઉં, કેલવી સુ ગુરિ સાચું દાખિઉં,
વર્ણવી **સમરૂ** કહિ ન જાણું, પ્રવર તીરથ નમો જિણાણું. ૨૨

**(૧૯૪૩) અષ્ટમી સ્ત.** ૬૪ કડી

**સરસતિ** અમૃત વસત મુખ વાંણી, નાભિ કમલ સહિનાંણી
આંણી હૃદય વિચારો.
સા **સારદ** સમરૂં સપરાંણી, જિન શાસન સિદ્ધાંત વખાંણી
પાલી લોકાચારો. ૧
અહે કેવલી કેરો દાખીયો, ભાખીયો સુગુરૂ સુસાધ
ભણૈય **સમરો** એ તીરથ અનરથ હણય વિરાધ
સુધ પૂરબ કેવલ ભાખીયો, કેવલી સદગુરૂ દાખીઓ
ચરણવી **સમરો** કહ ન જાણું, પરબ તીરથ નમો જિણાંણું. ૬૪

—લિ. ઉદયપુર મધ્યે કૃતિના **સત્યસાગરેણ** સુકૃતયે શ્રા. **રાઉ**બાઇ વાચનાર્થે. ૫-૧૧ મુનિ સુખસાગર.

(સમરાને પ્રસિદ્ધ કવિ તરીકે કવિ ઋષભદાસે ઉલ્લેખેલ છે અને સમરાકૃત નાની નાની ઘણી કૃતિઓ મળી આવે છે.)

---

## ૯૨૮ જિનવર્દ્ધનગણિ

**(૧૯૪૪)+તપોગચ્છ ગુર્વાવલી.** બોલીમાં તેમજ છંદમાં લ. સં. ૧૪૮૨ પહેલાં.

**આદિ**—

વિતરતુ મંગલમાલા: સમસ્ત સંઘસ્ય **વર્દ્ધમાન** જિન:
યત્પદ—સેવા સંપ્રતિ, કલ્પલતાભીષ્ટફલદાને. ૧

વિમલ કેવલ જ્ઞાન દિવાકર. સકલ ત્રૈલોક્ય લોક શિવંકર
પાદપીઠ લુઠંત ચઉચટ્ઠિ આખંડલ, મોહાંધકાર સંહાર માર્ત્તંડ મંડલ
દેવાધિદેવ ત્રિભુવનકૃતસેવ મનોવાંછિતદાયક, ત્રૈલોકયનાયક,
પ્રતિબોધિત–અનેક–ભવ્ય–જીવસમાજ, અપશ્ચિમ તીર્થાધિરાજ
શ્રી **વર્દ્ધમાન** સ્વામિ શ્રી સંઘ રહઈ મંગલીકમાલા કરઉ ॥છ॥

**અંતે—**

ગુજ્જર **માલવ મેદપાટ મરહટ્ઠ** કુલિંગિહિં
સિંધુ જલપથિ કન્યકુબ્જિ કર્ણાટિ સુભોટિહિં
હરમુજ **કોસલ** પમુહ દેસિ જસુ કિત્તિ અગજ્જઇ
જાં દિણયર વર ચંદ મેરૂ પુહવીતલિ છજ્જઇ
તાં **વીરનાહ** જિણવર થિકઉ પંચાસમ વર પાટધર
સિરિ ગચ્છ સંઘ પરિવાર સહિત, **સોમસુંદર** ગુરૂ જયઉ

ચિરૂ. ૬

—ઇતિ શ્રી શ્રીશ્રી **ત**પોગચ્છ ગુર્વાવલી સમાપ્ત વિબુધવર પં. **જિનવર્દ્ધમાન ગણિભિઃ** વિરચિતા ॥છ॥ સં. ૧૪૦૮૨ વર્ષે વૈશાખ શુદિ ૩ દિને લેખિ। ઘણી સારી પ્રત છે. પત્ર ૩ નં. ૧૬૭૭ અભય. (૨) પ્ર. ભારતી વિદ્યાભુવનના ત્રિમાસિકના પ્રથમ અંકમાં.

---

## ૯૨૯ જિનશેખર (જિનતિલકસૂરિ શિ.)

### (૧૯૪૫) ચતુર્વિંશતિ નમસ્કાર.

તિહુયણુ–મંડણુ વિમલ **નાહિકુલ**–કમલ દિવાયર।
આયર પર સુરનર વરિંદ। વંદિય ગુણસાયર।
અયસઇ સયલ નિવાસ આસ। પૂરિય પરમેસર।
પંચ ધણુસ્સય દેહ માણુવસહંક જિણેસર ॥
સિરિ **મરુએવા** અંગરૂહ। સોવન વન્ન સરીર
**આદીસર** ભવિયહં જયઉ। ગરૂઉ ગુણિ ગંભીર ॥ ૧ xxx

સિરિ સિદ્ધત્થ નરિંદ વંસ પેસલ મુત્તાહલ
તિસલા કુખ્ખિ સ રાજહંસ અણુવમ ગુણ નિમ્મલ
સિંહ સુલંછણ સત્તહત્થ તણુ ગૌર મણોહર
સિરિ **જિણતિલય** સૂરીસ સીસ પભણઇ સિરિ **સેહર.** ૨૪
ચઉવિહ સિરિ સંઘહ થઉ ગુણ–રયણાયર વંદ
વદ્ધમાણ તિત્થેસધર । ચઉવીસમઉ જિણંદ ॥ ૨૫

—ઇતિ ચતુર્વિંશતિ નમસ્કારઃ પાન ૩૭ થી ૪૦–૧૧ જશ.

(આ પ્રતમાં સં. ૧૫૧૨ની ઋષિવર્દ્ધનની કૃતિ હોવાથી આ પ્રત ત્યારપછી નિર્વિવાદ લખાયેલી છે.)

---

## ૯૩૦ કર્ણસિંહ (પ્રાગ્વાટ વંશનો શ્રાવક)

**(૧૯૪૬) ચૈત્યપ્રવાદી રાસ.**

જિન ચઉવીસઇ ચલણ નમેઉ, સામિણિ **સરસતિ** મનિ સમરેઉ ।
અનઇ પ્રણમિ સુહુ ગુરૂ ચરણ. ૧
**પ્રાગવંસિ કરણસીં** સંઘદાસો, **ચૈત્રપ્રવાડિહિં** કીધઉ રાસો
ભવીયાણહં દુરીયં હરઉ ॥ ૨
પહિલૂં વણિસુ **સોરઠ** દેસો, **વિમલાચલ** જિંખ સંખ્યા કહિસો
મુગતિપુરીય ભવીયાં સુણઉ ॥ ૩

—૪૦ પત્રની પ્રત । તેમાં છેવટે આ કૃતિ છે. કુલ ૧૧૨ કડીઓ છે, પછી અપૂર્ણ છે જશ૦

(આ પ્રતમાં સં. ૧૫૧૨ની ઋષિવર્ધનકૃત કૃતિ છે તેથી આ પ્રત ત્યારપછી લખાયેલી છે.)

---

## ૯૩૧ માલદેવ (વહુરા ગોત્રીય શ્રાવક; ત૦ દેવસુંદરસૂરિ શિ૦)

**(૧૯૪૭) નંદીશ્વરસ્થ પ્રતિમા સ્ત૦–નંદીશ્વર ચૈ.** ગાથા ૫૪

પણમંવિ સિદ્ધ સવે કરજોડિ, સિરસા કેવલિ ધુરિ દોઇ કોડિ
**સાધુ પ્રસાદિઇ** સદફલુ લેસુ, તીરથ **નંદીસર** વંદેસુ. ૧××

ઇણિ ધ્યાનઇં અણચિંતી રિદ્ધિ, ઇણિ ધ્યાનઇં મનવંછિય સિદ્ધિ
ઇણિ ધ્યાનઇં કસમલ પરિહરઉ, ઇણિ ધ્યાનઇં કેવલસિરિ વરઉ. ૫૩
સિરિ **દેવસુંદરસૂરિ**–પયભત્ત, **વઉહુરા માલદે** નિરમલ ચિત્ત
**નંદીસર** વર કહિઉ વિચાર, પઢઇં ગુણઈ તીહં લચ્છ અપાર. ૫૪

–(૧) ઇતિ નંદીશ્વર દ્વીપ સ્થિતા છાવન સાસ્વતા પ્રાસાદ પ્રતિમા સ્તવન. (અન્ય અક્ષરમાં) સં. ૧૫૮૨ વર્ષે માઘ વદિ ૬ ગુરૌ શ્રી **વૃહત્ ખરતર** ગચ્છે શ્રીપૂજ્ય શ્રી **જિનહર્ષસૂરિ** પટ્ટાલંકાર શ્રી પૂજ્ય શ્રી શ્રી **જિનચંદ્રસૂરિ** વિજય રાજ્યે શ્રી **હંસશીલોપાધ્યાયૈઃ** લેખયિત્વા પ્રદત્તા શ્રી **ઊકેશ** વંસીય સા૦ **શિવકર** પુત્ર સાં૦ **સધર** પુત્રરત્ન સા૦ **સારંગ**સ્ય પત્ર ૪૦ની પ્રતિમાં અંતે પત્ર ૩૭ થી ૪૦ દા. ૨ નં. ૬૪ હા૦ (?) (૨) ઇતિ શ્રી નંદીસરવર અઠ્ઠમ દ્વીપ ચઉપઇ વ્ય. **માલદે** વિરચિતા સંપૂર્ણા. એક પત્રની જૂની પ્રત મારી પાસે.

---

## ૯૩૨ અજ્ઞાત

**(૧૯૪૮–૧) એકાદશ ગણધર નમસ્કાર** (કડી ૧૧ વસ્તુ)

(વસ્તુ)

**ગૌતમ** ગણહર **ગૌતમ** ગણહર પઢમ સંઘયણ
તિત્થંકર **વીર** જિણ પઢમ સીસ સોવન સમાણઉ
પ્રહિ ઊઠિ પ્રણમીઇ, સત્ત હત્થ તણુ માણ જાણઉ
પનર ત્રિડોત્તર તાપસહ પ્રતિબોધી વર તણિ
અઊણૂ બાણુ વરસ પાલી ગ્યા નિરવાણિ. ૧ xx
પુહવિ પ્રણમું પુહવિ પ્રણમું પરમ આણંદિ
પ્રહિ ઉઠી પ્રગટ તર, પ્રથમ પહરિ ગણધર **પ્રભાસ**
જિણિ કિદ્ધઉ અતુલ બલ, પ્રબલિ વિપ્રકુલ કુલિ પ્રકાસ
અઇભદ્દ અઇભદ્દસુ, જીવી વરિસ ચ્યાલીસ
પંચમ પદિ બહુતા સવે, પૂરઉ સંઘ જગીસ. ૧૧

**(૧૯૪૮–૨) એકાદશ ગણધર સ્તવન** (સ્ત૦ ૧૧, કુલ ૬૦ કડી)

ચઉપઈ

**વીર** જિણેસર પય પણમેવિ, ગણધર કવિત કરૂં સંખેવિ
ગણધર ઇગ્યારસિનઇ કાજિ, **વર્દ્ધમાન** જિન-શાસનિ રાજ. ૧
**જંબુદીવ** ઇક જોયણ લાખ, **ભરતક્ષેત્ર** તિહા દક્ષિણ સાખ
તિહાં છઇ **ગોબ્બર** નામિ ગામ, વિપ્ર વસઇ **વસુભૂતિ** સનામ. ૨××
ઇય સમયજત્તિ સવ્વસત્તિ ચિત્તભત્તિ વન્નિયા
વૈશાખ સુદિ ઇગ્યારસી દિનિ **વીર**નાહઇ થાપિયા
એ સયલ ગણહર એ ઇગ્યારસિ જે આરાહઇ ભાવિયા
એ તવન ભણુસિં ભાવિ સુણુસિં તે લહઈ સુખ સંપયા. ૫

—શ્રી પ્રભાસ ગણધર સ્તવ ૧૧ ઇતિ શ્રી એકાદસી દિન સંબંધિ શ્રી એકાદશ ગણધર સ્તવનં સંપૂર્ણઃ ૫-૧૧ મારી પાસે.

---

# વિક્રમ સોળમી સદી.

## ૩૬ **દેપાલ** (૧-૩૭ પૃ. ૪૪૬)

### (૧૩૨૦) પુણ્યપાપ ફલ તથા સ્ત્રીવર્ણન ચોપઇ. પૃ. ૪૫૨

શ્રીમત**પાર્શ્વ** પ્રભું નત્વા, સુરાસુરનમસ્કૃતં
જનકલ્પદ્રિ કલ્પદ્રું, વિઘ્નસંઘાતનાશનં. ૧
પુણ્યોદયફલં પૂર્વં, પાપકમ્મફલાનિ ચ
કિંચિચ્ચતુષ્પદીબંધે, વિચિત્રાર્થસમાકુલે. ૨
મયા સુખાવબોધાર્થં, કથ્યંતે સ્વલ્પબુદ્ધિનાં
ભવ્યાનાં દુર્વિદગ્ધાનાં, પ્રાણિનાં હિતહેતવે. ૩

ચઉપઇ

ધમ્માધમ્મ ફલ તુમ્હિ સંભલઉ, મૂંકી મનહ તણઉ આમલઉ
છાંડી રાગ રોસ અભિમાન, ધમ્મરાયનઇ દિઉ બહુમાંન. ૪
ધમ્મ નરેસર ભેટીયઇ, ચિંતા નાવઈ અંગિ
જં જોઇઇ તં સંપજઇ, લીલામાહિ જિ રંગ. ૫ ××

અંતે—

પુણ્ય કરી કરાવઇ એક, સાહાય્ય કરઇ જે હુઇ છેક
અનુમોદના કરઇ જે ધન્ય, સરિખઉ સિવ હું હુઇ તે પુણ્ય.
પુણ્યોદય ફલ પ્રબંધ—સપ્તમો અધિકાર. ×××
એક સાધમ્મિક વત્સલ કરઇ, તે સ્ત્રી ત્રિન્હઇ પક્ષ ઉધરઇ
સ્ત્રીય તણાં છઇ એસા ચરિત્ર, પગ મેલઈ તિહાં ભુંઇ હુઇ પવિત્ર
કવિ **દેપાલિ** સ્ત્રી વર્ણવી સંખેવિ, તુમ્હ પ્રસન્ન માતા **મરૂદેવિ** ૧૧

**(૧૯૪૯) પાર્શ્વનાથ જીરાઉલા રાસ.**

પણમવિ **બંભસૂયા સરસત્તે**, પુમાવઇ સમરવિ નીય ચિત્તે
**કક્કસૂરિ** ગુરૂ પય નમીયં, ભણિસુ ચરિતુ પ્રભુ કેરૂ **પાસો**
જિમ મન વંછિત પૂજઇ આસ, **જીરાઉલિ** વર મંડણુ ઓ
**આસસેણુ** નરવઇ મલ્હારો, તસુ ગુણ પુહવિ ન લાભઇ પારો. ××
વાણિ ૭
ઇણ પરી એ સયલ સમાધિ, પૂગીય શ્રાવય જન તણીએ
દૂરિહિં એ નાઠીય વ્યાધિ, તૂઠઉ **જીરાઉલિ** ધણીય
ધનુ ધનુ એતે નરનારિ જે, અવલોકઇ મુખકમલો
ભવજલ એ પઇલઇ પારિતઈ, તૂઠઇ પ્રભ પામીયઇ એ
દૂસમએ સૂસમ કાલુ, **પાસ** જિણેસરો ત્રિહું ભુંઅણિ
મૂરખૂએ કવિ **દેપાલુ**, એ કર જોડી વિનવઇએ
જઇ તૂયએ તૂઠઉ સામિ, તુહં માગું એતલુએ
જલ થલિઇ મારગિ ગામી, સાર કરે સેવક તણીય
રંગિહિ એ એહુ જુ **રાસુ**, પઢઈ ગણઈ જે સાંભલઇ એ
નવનિહી એ તણઉ નિવાસુ, તીહં ઘર અંગણિ પામીયઇ એ.
—પ્ર. કા૦ (શ્રી જિનવિજયના સંગ્રહની ઉતારેલી નકલ પરથી.)

---

## ૯૩૩ ધર્મસુંદર (કક્કસૂરિ શિ.)

**(૧૯૫૦) શ્રીપાલ પ્રબંધ–ચોપઇ** સં. ૧૫૦૪ આસો ખય નગરે

× × × × કક્કસૂરિ ગણધાર
ભણઇ **ધર્મસુંદર ઉવઝાય**, રિદ્ધિ હુસ્યઈ સિદ્ધચક્ર પસાય. ૬૮
જન્મ લગઇ જેતઉ તપઇ, તેતઉ ફલ હુઈ ઇણઇ જપિઇ
ગુણ સવિહૂં જિમ ગરૂઅઉ સત્વ, તત્ત્વ હું સિદ્ધચક્ર તિમ તત્ત્વ. ૬૯
પૂરવ ઉદ(ય) તણઉ સમુધાર, ચિંતામણિનઉ એ અવતાર
લક્ષ જાપ ફલ ઇણઇ ગુણ્યઇં, અંતર વયરી સવિ નિર્જીઈ. ૭૦
પહિલઉ મંગલ સવિ અરિહંત, બીજઉ સિદ્ધચક્ર જયવંત
ત્રીજઉ વિમલદેવ સુવિશાલ, ચઉથઉ મંગલ રાઉ **શ્રી**પાલ. ૭૧
**ખયનયર** વરિ સંવત **પનર**, આસો માસિ વરિસ **ચડોતર**
રચ્યઉ એતઉ **શ્રીપાલ** પ્રબંધ, નંદઉ તાં જાં સસિહર સિંધુ. ૭૨
નંદઉ તાં જાં મેરૂ ગિરિંદ, ધ્રૂ મંડલ નઇ તારાવૃંદ
મુનિવર શ્રાવગ તાં લગિ જપઉ, દિણકર જિમ એ તિહૂયણિ તપઉ. ૭૩
રાજા મંત્રિ તણઇ આગ્રહિઇં, કરિઉ કવિત ભવિયણ સંગ્રહિઇ
સુણતાં સંપદ સંધનઇ મિલિઉ, ભણતાં ગુણતાં અફલાં ફલિઉ. ૭૪
—વીકા૦

---

## ૬૪૫ સોમસુંદર સૂરિ શિષ્ય પૃ. ૪૫૮

**(૧૯૫૦ ક) નેમિનાથ સ્તવન.** ૩૬ કડીનું
**જાયવ** કુલ શિણગાર, સિરિ **નેમીસર** પય નમીય
સમોસરણ વિચાર, કહઉં સંખેવિહિ ગુરૂ ભણીય. ૧
તીર્થંકર રહિ નાણિ, ઊપન્નઈ સવિ ઇંદ્ર તિહિં
આવઇં અતિ બહુમાણિ, તિય નિય કમ્મ કરતિ તિહિ. ૨ × ×
સંથવિઉ એ જઇ જિણનાહ, સમોસરણ-ઠિય જુગપવર
શ્રી ગુરૂ એ **સોમસુંદર**, સૂરિ ગુણિહિ **ગોયમ** અવર
નિત મિત્ત એ ઇસઉ વિચાર, સવિઅણ જણ આગલિ કહઇએ
સેવઇએ એહ ગુરૂ પાય, રિદ્ધિ અનંતી તે લહઇએ. ૩૬
—૩-૧૩ મારી પાસે

## ૯૩૪ મુનિસુંદરસૂરિ આદિ શિષ્ય

**(૧૯૫૧) નેમચરિત્ર–નેમિસ્તવન** ગા. ૩૪

**આદિ—**

જય જય **નેમિ** જિણંદ, **સમુદ્રવિજય** રાય કુલતિલો એ
તિહુઅણ નયણાણંદ, મુખ જિમ પૂનિમ–ચંદલો એ
**ગોયમ** ગુરૂ પણમેવિ, **સરસતિ** સામિણિ મન ધરીએ
પભણસુ હું સંખેવિ, **નેમિ**તણા નવ ભવ ચરીઈ × × ૧

**અંત—**

અભિનવ ગુરૂ **ગોયમ** અહવક **સોહમ** સિરિ **સોમસુંદર** જગુપવર
ગુરિ સિરિ **મુનિસુંદર** સૂરિ પુરંદર શ્રી **જયચંદ્ર** મુનિંદ ગુરૂ,
સિરિ **જિનકીરતિ** આરિઇ ગણધર તાસ સીસ એ ઇમ ભણઇએ,
જે ભવીઅ ભણેસઇ ભાવ સુણેસિઇ ચિંતામણિ કરિ તાહ તણઇએ. ૩૪

---

## ૯૩૫ સોમકુંજર

**(૧૯૫૨)+ ખરતરગચ્છ પટ્ટાવલી** (ઐ.) (સં. ૧૫૧૪ને ૧૫૩૦ મધ્યમાં)

ધન ધન જિણ (શાસન ?) પાતગ–નાશન, ત્રિભુવન ગરૂઅઉ ગહગહએ,
જાસુ તણઉ જસુવાઉ ગંગાજલ, નિરમલ મહિયલે મહમહએ ૧ ××
**દસસય ચઉવીસહિં** ગએ, ઉથાપિઉ **ચેઇયિંવાસૂ** એ,
શ્રી જિનશાસનિ થાપિઉ વસતિહિ, સુવિહિત મુનિ(વર) વાસૂએ.૧૪××
સાહેલીએ નિતુ નવતત્ત્વ વખાણએ જાણએ સયલ સિદ્ધાંત–સારો,
સાહેલીએ મણહર રૂપિ અનોપમ સંજમ નિરમલ ગુણ ભંડારો.
સાહેલીએ **ગોયમ જંબુ** કિ અભિનવઉ અભિનવઉ **થુલભદ્ર** **વયર** ગુરો
સાહેલીએ સંપઈ પ્રણમઉ ગચ્છપતિ શ્રી **જિનભદ્રસૂરિ** જુગપવરો. ૨૮
[ **સાહુ** સાખહ તિલહ **વછરાજ** સાહ મલ્હારો,
**સ્યાણીય** કુખંહિ અવયરિઉ છાજઈ **ખરતર**ગચ્છ–ભારો.

સાહેલીએ સંપય પણમઉ ગચ્છપતિ શ્રી **જિનચંદ્રસૂરિ** યુગપવરો
દંસણિ ભવિયણ મોહએ સોહઈ સૂરિ ગુણરયણ-ધરો. ૨૯]
જુગવર તણા ગુણ-રયણ પૂરી ગરૂઅ એહ ગુરાવલી.
શ્રી સંઘિ ભાવિહિં સાંભલો તી મન તણી પૂરઉ રલી
આરાધતઉ **વિધિ ખરતર** સં.........
ઇમ ભણઈ ભગતિહિ **સોમકુંજર** જાંમ ચંદ દિણંદઉ. ૩૦

---

## ૬૬ લાવણ્યસમય (૧-૬૮) પૃ. ૫૦૫

**(૧૧૦)+વિમલ પ્રબંધ** (૧-૭૬) પૃ. ૫૦૯ અનુસંધાન

—(૨૦) સં. ૧૮૬૯ કા. કૃષ્ણ ૧૧ રવિ પં. **ઋદ્ધિ**રત્નેન લ. ઓસ જ્ઞાતિ વૃદ્ધ શાખાયાં સાહ **ભુખણ**સા પઠનાર્થં **રાજનગરે સાબરમતી** તટે **ચિંતામણિ** સ્વામિજી પ્રસાદાત્ પત્ર ૬૨ નં. ૩૦૬ ગોડીજી.

---

## ૬૫૬ જયવલ્લભ (પૃ ૫૧૭)

**(૧૩૫૪) શ્રાવક વ્રત-ગૃહીધર્મ રાસ.** સં. ૧૫૭૭ પૃ. ૫૧૭

(પ્રથમ કડી પછી સંવત્ આપતો વસ્તુછંદ મૂકો)
કરસ જયણા કરસ જયણા સેસ આરંભિ
સામગ્રી ધરિ છતી સવસિયરિ એ નિયમ પાલિસ
ઠકુર-હઠવીસરણ પ્રમુખ દસવિ આગાર ટાલસિ
જાવ જીવ ભંગ કછ એ, સિવસુહ મૂલ સુરંમ
**પનર સિત્તોહતર** લિદ્ધ મઇ, સગુરૂ પાસિ ગિહધમ્મ ૫૬

---

## ૮૩ આણંદ-આણંદવર્ધન (૧-૧૦૭) પૃ. ૫૩૪

**(૧૪૬) ૨૪ જિનસ્ત૦** (સં. ૧૫૬૧ ?) (૧-૧૦૭) પૃ. ૫૩૪
(ખ. મહિમાસુંદર શિષ્ય આનંદવર્ધનની ચોવીસીનું આ પ્રથમ

સ્તવન છે તેથી આ કવિ તે હોવા ઘટે એટલે ૧૮મી સદીના. જુઓ પૃ. ૨-૧૨૪ અને ૧૪૯, પૃ. ૧૧૮૦ નં. ૨૯૫ અને ૩૦૭)

---

## ૯૩ અનંતહંસ (૧-૧૧૦) પૃ. ૫૫૬

**(૧૯૫૩) શત્રુંજય ચૈત્ય પરિપાટી** (ઐ.) કડી ૩૪

**સારદ** સાર દયા કરી દિઉ અવિરલ વાણી
પ્રામી સ્વામી વીનવઉં મણ તણુ એક આણી
એહનિ એકનિ ઊપજઈ ઊલટ મઝ હીઈ
કહીઇ **સેત્રુંજય** પાય પૂજેવા જઈઈ. ૧ × ×

સિરિ **લચ્છિસાયર** પટ્ટદિણયર **સુમતિ સાધુ** સૂરીસરો
તસ પટ્ટિ શ્રી ગુરૂ **હેમવિમલ** વિજયમાન સુહંકરો
ગુરૂ રાજ **જિનમાણિક્ય** સીસ શ્રી **અનંતહંસ** મુણીસરો
**સેંત્રુજ** મંડન દેઉ ભવિ ભવિ બોધિબીજ જિણેસરો. ૩૪

—પત્ર ૫ નં. ૬૨૬ અભય.

---

## ૯૪ સહજસુંદર (૧-૧૨૦) પૃ. ૫૫૭

**(૧૯૫૪) ઈરિયાવહી રાસ** ૭૫ કડી

દુગ્ધ ઘટા

વર **રાજગૃહી** જાણીઇ, સમોસર્યા તિહિં **વીર**
પહિલુ ગણધર ગુણનિલઉ, ગાજઇ ગુહિર ગંભીર. ૧
વિનયવંત વિનીત સિઉં, ભદ્રક નિય મનમાંહિ,
જાણંતુ સવિ સાંભ(લ)ઈ, જોઉ ચિંત ઉચ્છાહિ. ૨ × ×
બારઇ ભાવન મનિ ચિંતજે વિરાહણા છકાયી તજે
નવ તત્ત્વ પ્રીછે નઇ વ્રત બાર, અનંતકાય બત્રીસ જિ વારિ. ૭૩
એ સંખ્યા મઇ વરસી કહી, કો બૂઝઈ કો બૂઝઇ નહી,
**રાસ** રચિઉ એ સુપટ ચંગ, ભણતાં ગુણતાં સુણતાં રંગ. ૭૪

જે પડિકમસઇ ઇરીયાવહી, શિવ-રમણી તે વરસઇ સહી,
પુહવિ પરગટ તે ગહગહઇ, **સહિજસુંદર** પાઠક ઇમિ કહિ. ૭૫

—(૧) ૩-૧૭ દા. ૭૦ નં. ૧૧૪ ડે. (૨) સં. ૧૭૬૨ કા. શુ. ૨ **મહિમાસાગર** પઠનાર્થે પત્ર ૨ નં. ૨૧૭૯ અભય.

**(૧૬૫) ગુણરત્નાકર છંદ** (૧-૧૨૧) પૃ. ૫૫૭ અનુસંધાન

—(૨૨) પ્રથમોધિકાર પછી ત્રુટક. સારી પ્રત પત્ર ૩ નં. ૪૦૩ ગોડીજી.

**(૧૩૭૮-૧) ગર્ભવેલી** ગા. ૪૪ એમ સુધારો પૃ. ૫૬૨

---

## ૯૫ કુશલસંયમ (૧-૧૨૯) પૃ. ૫૬૩

**(૧૭૩) હરિબલ રાસ** (૧-૧૨૯) પૃ. ૫૬૩ અનુ.

—(૧૩) સં. ૧૬૯૭ જેષ્ટ સુદિ ૧૦ રવૌ શ્રીપૂજ્ય **મેઘાજી** શિ૦ મુની લિ૦ ઋ૦ **આંબા** પઠનાર્થે ઋ. **સવસીજીની** પ્રતિથી લષી ઉત્તારઉં છિ સહી ૩ **થલોહરમધ્યે** નવા ઉપાસરા મધ્યે લષ્યો છિ ઋ. **આંબાની** પ્રતિ છિ સહી ૩. પત્ર ૨૪ નં. ૪૭૬ ગોડીજી.

---

## ૯૩૬ ગજેંદ્રપ્રમોદ (ત. હેમવિમલ સૂરિ-વિદ્યાસાગર અને ચરણપ્રમોદ-હર્ષ પ્રમોદ શિ૦)

**(૧૯૫૫) ચિતોડ ચૈત્ય પરિપાટી** (ઐ.) સં. ૧૫૭૩ ફા. કડી ૬૮

સરસ વચન દિઉ **સરસતી**, નઇ લહી સગુર પસાય
**ચૈત્રપ્રવાડી** વિરચસ્યું, અરચસ્યું શ્રી જિનરાય. ૧
**અંગ તિલંગ કલિંગ** એ, **ગૌડ ચૌડ** નઇ **લાડ**
**માલવ મરહઠ સોરઠ**, તિહિં મંડણ **મેવાડ**. ૨
શ્રી **ચિત્રકૂટિ** હિ રાજઇ, પછોજઇએ જેહનું નામ
મહીપતિ સપરાણું એ, રાણુ એ શ્રી **સંગ્રામ**. ૩××
સંવત **પનર ત્રિહુત્તરઇ** એ, નરેસૂઆ, ફાગણ વદિ વારિ
**ચૈત્ર પ્રવાડી** મઇં રચી એ, નરેસૂઆ, રિદ્ધિ વૃદ્ધિ જયકાર. ૬૭

**તવ** ગણુ રયણાયર ચંદ દિવાયર **હેમવિમલ** સૂરિંદ ગુરો
ગુણમણિ વઇરાગર **વિદ્યાસાગર, ચરણપ્રમોદ** પંડિત-પ્રવરો
તસ સીસ-શિરોમણિ કવિ-ચૂડામણિ શ્રી **હર્ષપ્રમોદ** જયવંત ચિરો
તસ સીસ **ગયંદિ** પરમાણુ દિઉં, કરિઉં કવિત જયકાર કરો. ૬૮

—પત્ર ૫ પાલણપુર.

---

## ૯૩૭ સિંહદત્ત સૂરિ (આગમ ગચ્છ)

**(૧૯૫૬) સ્થૂલિભદ્ર રાસ** લ. સં. ૧૫૮૨ પહેલાં

—જિનસાગર સૂરિ શાખા ભં. વીકાનેર

---

## ૯૩૮ હેમકાંતિ ( સુમતિસાગર સૂરિ શિ. )

**(૧૯૫૭) શ્રાવકવિધિ ચઉપઇ** ૮૪ ગા. સં. ૧૫૮૯ ભા. ૮ રવિ.

સકલ કલા ગુણ જિણવર જાંણુ, તેહ તણી તહમે માંનુ આણ
**અંગ** ઉપાંગ **નિર્યુક્તિ**ઈ જોઇ, સાર વચન જિણવરના હોઇ. ૧
હું અલ્પશ્રુત કવિય ન જાણઉં, અચ્છત્ર મિછા દુક્કડ આણઉં
**વિધિ** પક્ષિ બહુ શ્રુત સોધીઈ એ, ૮૨
સંવત **પનર નવ અસીઈ** ભાદ્રવ આઠમિ આદિતતાર
**સમતિસાગર સૂરિ** ઉપદેસીઉં એ. ૮૩
**હેમકાંતિ** હરપઇ આરાહુ, સામી **વીર** જિણેસર ધ્યાઉ
ઋદ્ધિ વૃદ્ધિ કલ્યાણ કરો. ૮૪

—સં. ૧૬૧૫ શ્રા. શુ. ૪ શનૌ **શ્રી**માલજ્ઞાતીય પ૦ **વીર** પાલ ભાર્યા **ધ**રમાઈ પુત્રી કુલવંતી સુશ્રાવિકા બાઈ **લાલાં** ભણનાર્થં ૬-૧૦ મુનિ સુખસાગર.

---

**૯૩૯ દેવસુંદર** ( જીરાઉલા ગચ્છ રામકલશ સૂરિ શિ. )

**(૧૯૫૮) કયવન્ના ચોપઈ** સં. ૧૫૯૪ માગસર વદિ ૭ ગુરૂ.

સંઘ સાનિધિ શ્રી **પાસ** પસાઇ, નામ જપંતા નવનિધિ થાઈ ૪૦
સંવત **પનર ચોરાણુ** સાર, માગસર વદિ સાતમિ ગુરૂવાર
પૂષ્ય નક્ષત્ર હૂંતો સિધ જોગ, **કયવન્નાની** કથાનો ભોગ. ૪૧
શ્રી **જીરાઉલિ** ગચ્છ ગુર જયવંત, શ્રીશ્રી **રામકલસ** સૂરિ ગુણવંત
વાંચક **દેવસૂંદર** પભણુંતિ, ભણઈ ગુણઇ તે સૂખ લહંતિ. ૪૨

—અંત્ય પત્ર નાહટા.

---

**૧૦૫ ભીમ (૧)** (શ્રાવક) (૧–૧૩૮) પૃ. ૫૭૫

**(૧૮૯) અગડદત્ત રાસ** સુધારો:–સં. ૧૫૮૪ આષાડ વદ ૧૪ શનિ. નડિયાદમાં.

---

**૬૬૭ ચારૂચંદ્ર** [ભક્તિલાભ શિ.] પૃ. ૫૭૭

**(૧૯૫૯) હરિબલ ચોપઈ** સં. ૧૫૮૧ આ. શુ. ૩

**(૧૯૬૦) રતિસાર કેવલી ચોપઈ**

**આદિ—** શ્રી ભક્તિલાભોપાધ્યાય સદ્‌ગુરૂભ્યો નમઃ

પહિલઉં પણમિય પ્રથમ જિણેસર **સિત્તુંજય** અવતાર
**મહાવીર** મહિમામણિ–સાગર, શ્રી **ગોયમ** ગણધાર. ૧
દાનઇ ભૂપતિ માનઇ દાનઇ દેવાદિક વસિ હુંતિ
વયરી વશવર્ત્તી પુણિ હોઇ, સિવ સુર સુખ લહંતિ દાનઇ. ૨

**અંતે—**

શ્રી **રતિસાર** કેવલિ તણઉં એ, મહાલંતડે, જાણીય ચરિત અસેસ
દીજઇ દાન ભાવઇ કરીએ, મહાલંતડે, જાણીય પત્ત વિસેસ. ૨૦૩
જુ તુમ્હઇ છઉ સુખ સંયોગ, નર સુર રિદ્ધી વંછિત ભોગ
તુ દિઉ દાન મુનીસરાં એ,

જિમ **રતિસાર** નરેસરિ દીધઉં, સકલ સમીહિત તેહનઉં સીધઉં
સુજસ ઘણો જગિ વિસ્તરાં એ. ૨૦૪
શ્રી **જયસાગર** વાચક જાણઉં, **રતનચંદ** ઉવઝાય વખાણઉં
શ્રી **ભગતિલાભ** ગુરૂ ગુણનિલઉ એ
**ચારિતસાર** સુગુરૂ આદેસઇ, **ચારૂચંદ** ગણિ વિહિય વિસેસઇ
ધરિવઉ સુણીય ઊમાહલઉ એ. ૨૦૫

—પત્ર ૫ નં. ૧૩૫૪ અભય.

**(૧૯૬૧) મહાબલ મલયસુંદરી રાસ**

**આદિ—** શ્રી ગુરૂભ્યો નમઃ

સરસ વચન દ્યુ **સારદા**, સહગુરૂ કરઉ પસાય
અક્ષર સાચા દાખજો, નિરતુ આણી દાય. ૧
દાન શીલ તપ ભાવના, ધરમઈ ચ્યાર પ્રકાર
કરતાં કવિયણ ઇમ કહિ, જીવ લહિ ભવપાર. ૨
દાનઇ **ધનસારથ** તર્યઉ, શીલઈ **સીતા** નારિ
તપ તપતાં વલિ **સુંદરી**, ભાવઇ **ભરત** વિચારિ. ૩
શીલ–ધરમ ઊપરિ વલી, કહુંજ વિચાર ઉદાર
રાય **મહાબલ** અતિ સબલ, **મલયાસુંદરિ** નારિ. ૪

**અંતે—**

મહાવિદેહઇ સિવ પામસઇ, તે ધન જે એ ઋષિ ગાઇસઇ
પાસ થકી સુ વરસે થયા, ચારિત્ર પાલી મુગતિઇ ગયા. ૫૧૫

કલસ

ઇમ રાય **મહાબલ મલયસુંદરિ** ચરિત્ર નિસુણઇ જે નરા
તે લહઈ નિરૂવમ સુખ સંતતિ ઋદ્ધિ વૃદ્ધિ પરંપરા
શ્રી **ભગતિલાભહ** સીસ **ચારિત્રસાર** ગુરૂ સુપસાઉલઇ
મુનિ **ચારૂચંદિ** રચિઉં ભવીયણ સુણઉ મનિ ઊમાહલઇ. ૫૧૬

—(૧) ગ્રં. ૭૭૫ પત્ર ૨૦ નં. ૩૬૭૭ અભય. (૨) કડી ૫૧૭ સં. ૧૬૪૦ ચૈત્ર વદિ ૧૨ શનૌ લખિતં **ભલસારિણિ** મધ્યે

**અંચલ** ગચ્છે વા૦ શ્રી કમલમેરૂ સ્તત્ શક્ષ (શિષ્ય) પં. રૂપા તત્ શક્ષ મુનિ **આણંદમેરૂ** લ૦ ૨૧-૧૫ મારી પાસે.

ઉત્તમકુમારચરિત્ર પણ આ કવિએ રચેલ છે.

---

**૬૭૨ મહીચંદ્ર** (ખ. જિનપ્રભસૂરિ પરંપરા જિનરાજસૂરિ —**કમલચંદ્ર** શિ.) પૃ. ૫૯૫

**(૧૩૯૧) ઉત્તમ ચરિત્ર ચોપઇ** સં. ૧૫૯૧ ચૈ. શુ. ૩ મંગલ જવણાપુર-જોનપુરમાં પૃ. ૫૯૫ અનુ.

**આદિ**—

પહિલઉ પણમઉ **આદિ** જિણ, સોવનવન્ન સરીર
ચરમ જિણેસર પણિ નમઉ, ત્રિભુવનમંડણ **વીર.** ૧
**ગોયમ** ગણહર મનિ ધરઉ, **સરસતિ** કરઉ પસાઉ
વાગવાણિ હંસાસણિ હિં, મોહઇ સુર નર રાઉં. ૨
દાન સીલ તપ ભાવના, ચ્યારઇ ધમ્મ મહંત
ભવ્ય જીવ સવિ સંભલઉ, જિણ વાણીય કહંતિ. ૩
તસુ મજ્ઝિ હિં વિખ્યાત બહુ, દાન તણઉ અવદાત
વિન પુન્ન હિ કિમ પામાયઇ, ચિત્ત વિત્ત નઈ પાત્ત. ૪
દાનિ પરંપર ધન લહઇ, દાન સુજસુ જગિ હોઇ
**ઉત્તમચરિત** રાજા પરઇ, દાન મિલઇ સુરલોઇ. ૫

**અંતે**—

દાનિ ભોગ લાભઇ જુ અપાર, શીલ દુર્ગતિ પરિહાર
તપ કરિ કર્મ ખિપાવઇ સહૂ, ભાવહિ મુકિત હોઇ જગ લહૂ
સભ ગુણ કરિ હુવઉ સંજૂત, ઉત્તિમ નર પણિ **ઉત્તમચરિત્ર**
તેહની મઇ કીધી ચઉપઇ, ગુરૂતણા વચન સંખેવિહિ લઈ. ૫૯૮
**જવણાપુર** છઇ દુર્ગ અપાર, તેહના ગુણ કિમ કહઉં વિચાર
**બાબર** પાતિસાહનઇ પૂત, **હુમ્માઉ** સુલિતાણ જગત્તિ ૫૯૯

તાસુનિ ઊગી નુરતીવેગ, તહ નિવસઇ પરજાનઉ થેગ
**પણરહ સઇ ઈક્કાણુ** વરસિ, ચૈત્ર શુદિ ત્રિતિયાનઇ દિવસિ ૬૦૦
સંવત **વિક્રમ**રાયહ તણઉ, વછર સુભકૃત નામિ હે ભણઉં
મંગલવારહ કિયઉ કવિત્ત, ભરણી નામિહિ છઇ નખિત્ત. ૧
**ખરતર** ગછહ **જિનસિંહ** સૂરિ, સકલ કલા વિદ્યા ભરપૂર
તસુ પટ્ટિહિ **જિણપહ** જગિ જાણુ, જિણિ બોલ્યઉ **મહમદ**
સુલિતાણુ. ૨
**જિનરાજસૂરિ** તસુ અનુક્રામ હુવઉ, નિર્મલ ન્યાન વસઇ જસુ હિયઉ
**કમલચંદ** તસુ પટ્ટિ ગણીસ, **મહિચંદ** તિહનઉ જાણિ સુસીસ. ૩
તિણિ કીધી ચઉપઇ પવિત્ત, ગુરૂ ઉપદેસ ધરીનઈ ચિત્ત
થોડી વય થોડી મતિ હિયઇ, કવિત હુઉ તેહના ગુણ લિયઉ
**ઉત્તમ** નરવય નામોચારિ, તક્ષણ ફીટઇ ભવ સંસાર
બુદ્ધ તણી સ્યઉ કહિયઇ જાણુ, સુગતિ લહીજઇ જેણ પ્રમાણુ. ૪
જે ભવ્વ જીવ સંભલહિ ચરિત્ત, પાપ ઉઠઇ તણુ હોઇ પવિત્ત
પઢઈ ગુણઇ મનિ આણઇ વોહ, દુર્ગતિના તે કરહિ નિરોહ. ૫
નવરસ સહિત અછઈ ચઉપઇ, જે ભવિયણ જાણીસઈ સઇ
તેહના પાપ-પડલ સવિ જાહિ, દેવતણા સવિ સુખ વિલસાહિ. ૬૦૬
—પત્ર ૧૮ પો. ૭૦ જય૦

---

## ૧૧૦ સમરચંદ્ર-સમરસિંહ (પાર્શ્વચંદ્રસૂરિ શિ) (૧-૧૫૦) તથા પૃ. ૬૯૭

(૧૯૬૨)+ **સાધુ ગુણ રસ સમુચ્ચય** સં. ૧૫૯૫ કા.
**આદિ—** વસ્તુ
**રિસહ** જિણવર **રિસહ** જિણવર પાય પણમેવિ
તિત્થનાથ ગુણ ગાઈશું, અવિચલ ચિત્ત પઢમે ઉવંગે
તાસુ શીષ ગુણ વર્ણવ્યા, ઉવવાઇ આગમ સુચંગે
જહડિય વાઈ જાતિ કુલ, બલ રૂવાઈ સંપુન્ન
સંભલિ ગુણ જસુ મન રમે, નરનારી તે ધન્ન. ૧

**અંતે—** ઢાલ ધન્યાસી
દીધી દેસણ **વીર** જિણેસર, હર્ષ ધરેં સબ લોઇ
આસણથી ઉઠી પ્રદક્ષિણ, ત્રિણિ દિયેં સહુ કોઇ. ૪૧૭
જગગુરૂને ભગતિભાવેં ભવિજન વંદે × × ×
એ પ્રબંધ ઉવવાઇ ઉપાંગે, ગુરૂમુખિ જિણપરિ જાણ્યો
શ્રી **પાસચંદ્ર** સૂરીસર સીસેં, શ્રી **સમરસિંઘ** સુવખાણ્યો. ૪૩૦
સંવત **પનર પંચાણવેં**, કાતિય માસ પ્રબંધ
ઉવવાઈ આગમ થકી, કીધો સાધુ સંબંધ. જગ. ૪૩૩
સાધુ તણા ગુણ સમરતાં, પાતક દૂરેં જાય
ભણો સુણો હિયડે ધરો, નિશ્ચે શિવસુખ થાય, જગ. ૪૩૪
—પ્ર. પૃ. ૧૬૮ થી ૨૨૩ જૈનરાસ સંગ્રહ ભા. ૧ (ભ્રાતૃચંદ્ર ગ્રં. પુ. ૩૨ થી ૩૯)

---

## ૯૪૦ અજ્ઞાત

### (૧૯૬૩) સાધુવંદના

વંદિય ગુરૂઆ સિદ્ધ અનંત, તીર્થંકર ગણધર ભગવંત
કરજોડી રિષી-વંદન કરૂં, જિમ લાભઈ ચારિત્ર અતિ ખરૂં. ૧
અનંત ચઉવિશિ કાલ અનાદિ, મુનિવર તણિ ન લાભઇ આદિ
આગઈ હુઉઆ અનંતા નામ, પહિલું તેહનેં કરૂં પ્રણામ. × × ૨
**અંતે—**
તે વાંદીનઇ કરૂં ખામણું, ખંડિઉં વચન જિકો તીહંતણું
વિરાધના જે કીધા કિસી, દૂહવિ ચીડી નિંદી હસી ૨૫૦
કાલ અનાદિ અનંતે ભવે, તે અપરાધ ખમાવું સવે
સૂત્ર વિરૂદ્ધ જે કાંઇ હોઈ, શુદ્ધ કરૂ ગીતારથ સોઈ. ૨૫૧
—(૧) ૧૩-૧૧ વિજાપુર જૈનજ્ઞાન મંદિર પ્રત નં. ૬૩૦ (૨) ૧૦-૧૪ પુ. મં. (૩) સં. ૧૮૬૫ પોસ કૃ. ૯ સોમે લ. **પદ્મવિજયગણી** આત્માર્થે ગોધાવી નગ્રે ૧૦-૧૭ નં. ૧૫૩ વીજાપુર જ્ઞા.મં.

---

## ૬૭૭ શિવસુંદર (ખ૦) પૃ ૬૧૮

**(૧૪૦૭ક) લુંકટમત નિર્લોઠન રાસ** (ઐ.) ગા. ૩૮ સં. ૧૫૯૫
(૭) (પૃ. ૬૧૮)

શાસનનાયક પ્રભુ નમૂં, **ત્રિશલા** રાણી નંદન **વીર** કિ
રાસ કરઉં સોહામણઉ, અલવઈ પામઉ ભવજલ તીર કિ. ૧
સંવત **પનર સતાણવઇ**, જયવંતઉ **જિનમાણિક** સૂર કિ
**ખરતર** ગચ્છનઉ રાજિયઉ, શ્રી **શિવસુન્દર** આણંદ પૂર કિ. ૩૮

—નાહટાજીની ઉતારેલી નકલ પરથી.

---

## ૯૪૦ક અજ્ઞાત

**(૧૯૬૩ક) જીવદયા ચોપઇ**

પહિલૂં પ્રણમૂં **વીર** જિણંદ, તેણઇ તૂઠઈ હોઇ પરિમાણંદ
ચઉવીસ મઉ તીર્થંકર દેવ, સુર નર ઇંદ કરઇં પય સેવ. ૧
**વીર**વાણી અમૃતની ધાર, જીવ સવેનઈ કરઈ ઉપકાર
જીવ યોનિ ચઉરાસી લાખ, તે પ્રીછઇ જૂજૂઇ ભાખ. ૨
**વીર**વાણી યોજિનગામિની, પૂરઇ આસ ત્રભોવન તણી,
દયાસાગર અતિ ગંભીર, બઇઠઉ ચરમ તીર્થંકર **વીર.** ૩××
પ્રથિવી પાણી અગનિ નઇ વાઇ, વનસપતી ત્રસ છઠી કાય,
એહનઈ મરણ દુખ હોઇ જેતલૂં, મરણ દુખ આપણ તેતલૂં. ૨૯
ઇમિ જાણી જીવ રક્ષા કરઉ, જઇણા ધર્મ્મ સૂધઉ આદરઉ,
કુગુરૂ ભ્રંમ છાંડઉ મિથ્યાત, પ્રવચન વચને પ્રીછુ વાત. ૩૦

—૧૫-૧૧ દા. ૭૦ નં. ૯૮ ડે.

---

## ૯૪૧ ભાવકલશ

**(૧૯૬૪) કૃતકર્મ ચરિત્ર રાસ**

**આદિ—** (વસ્તુ)

સકલ પંડિત શિરોમણિ પંડિતશ્રીપ શ્રી સુમતિવિજયગણિ ચરણ કમલેભ્યો નમઃ ।। શ્રી ગુરૂભ્યો નમઃ

પઢમ પણમો પઢમ પણમો **નાભિ**—મલ્હાર,
**સંતીસર** સંતીકરણ, નમું **નેમિ ગિરનાર**—નાયકુ.
**પાસ વીર** વંદું સદા, સયલ સુખ સેવક દાયકુ,
ચોવીસહ પાએ નમિ, કરિસું કવિત અતિ ચંગ.
**ભાવકલસ** મુનિવર કહઇ, સુણતાં હુઈ નવરંગ. ૧
ગવરિ—નંદન ગવરિ—નંદન ગુણહ ભંડાર,
**સિદ્ધિ બુદ્ધિ** વર વિઘ્નહર, પઢમ નામ તસુ તણઉ લિજ્જઈ.
**બ્રહ્માણી** પાએ પડી, તસુ પ્રસાદિ સવિ કામ સીઝઇ,
કવિજણ—મણ—આણંદણી, કાસમીરની રાઇ.
તસ પ્રસાદિં નિતિ માંગિ કરી, ચરિત રચિસું ઉચ્છાહિ. ૨
દાન મહિયલ દાન મહિયલ વડું જગમાહિ,
શીલ સરિરહ આભરણુ, તસ પસાઈ સવિ કમ્મ ખીજઇ.
સુભ ભાવિં હીયડઇ ધરઉં, ધ્યાન માત્ર સવિ કાજ સીઝઈ,
ચ્યાર પદારથ અતિ વડા, દાન સમો નહિ કોય
દાન દિયો વિવહારીઈ, તાસ તણા ફલ જોય. ૩

ચોપઈ.

**કૃતકમ્મ** પુરૂપા તણઉએ ચરી, વાધઇ પુણ્યઇ પણાસઇ દૂરી,
જિણ પરવ ભવિ દીધઉં દાન, પાત્ર પ્રભાવઇ સીધો કામ. ૪

—પત્ર ૯—૧૩ અપૂર્ણ. પછીનાં પાનાં નથી ગો. ના.

---

## ૯૪૨ વિશાલસુંદર શિષ્ય

**(૧૯૬૫) સત્તરિસય જિનસ્ત.** ૧૪ ગા. વિજયદાનસૂરિ વારામાં.
**સમરી સરસતિ** ભગવતિ વાણી, નિજગુરૂ ભગતિ સકલ ચિંતિ જાંણી.
**એકસઉત્તરિ** શ્રી જિન નામ, સમરિ સમરિ કરતાં સપ્રણામ ૧××

શ્રી **તપાગચ્છઈ** દીપઇ સુવિહત મુનિ સમવાય,
સંપ્રતિ યતિનાયક શ્રી **વિજયદાન**સૂરિરાય.
તસ ચરણ–પ્રસાદિઈં, સત્તરિ સય જિન નામ,
ઇમ સમરણ કરતાં સીધાં સઘલાં કામ. ૬૩

કાવ્ય

ઇયિ સકલ જિણવર અમર કિંનર નાગ નર અભિનંદિયા
ભવતાપ વિરમણ નામ સમરણ કરી જિન મઈં વંદીયા,
શ્રી **વિશાલસુંદર** સગુરૂ સેવક કહઇ અવચલ પદ ભણી,
મુઝ હુજ્યો ભવિ ભવિ ભવિ કુસલ કારણી, સેવો શ્રી જિનવર તણી. ૬૪

—શ્રી ગણિ **ચાંપા** તત્ સિષ્ય **પદમકુસલ** લખતં. પ–૧૬
દા. ૮૩ નં. ૭૭ હા. (વિજયદાન સૂરિ સં. ૧૫૮૭ થી ૧૬૨૨)

---

# વિક્રમ સત્તરમી સદી.

## ૬૯૩ખ અને ૭૨૧ક વિદ્યાસાગર કે દેવચંદ્ર ?

પૃ ૬૪૭, ૭૩૨

**(૧૪૨૬ખ–૧૪૭૧ક) સુકોશલ ઋષિ ગીત** ગા. ૪૯ સં. ૧૬૦૨
આસો પૃ. ૬૪૭ તથા ૭૩૨ (બંને સરખાવો.)

---

## ૯૪૩ ધર્મમેરૂ (ખ. જિનભદ્રસૂરિ–સિદ્ધાંતરૂચિ–સાધુસોમ–કમલલાભ–ચરણધર્મ શિ.)

**(૧૯૬૬) સુખદુઃખ વિપાક સંધિ** સં. ૧૬૦૪ વિક્રમપુર (વીકાનેર)માં
**અંતે—**

સંવત્ **મનુ લોચન** સઇ, ઊપરિ વલિ **ચ્યારિ**
**વિક્રમપુર** માંહઈં, શુભ દિવસઇ શુભ વારઈં.
મૂલ નાયક **આદીસર,** તિહુયણ નૃપ જેહ,
તિહિં તણઈં પ્રસાદઇ, કીધી **સંધિ** જુ એહ. ૨૦

હિવ **ખરતર** ગચ્છપતિ શ્રી **જિનભદ્ર** મુણિંદ
જિહના પય સેવઈ, ભગતઇ સુરનર-વૃંદ.
પાઠક વર શ્રી **સિદ્ધાંતરૂચિહિં** તસુ સીસ,
ચઉદહ વિદ્યાનઉ, જગમાંહિ તેહ અધીસ. ૨૧
તસુ સીસ થયઉ વાચક, **સાધુસોમ** ઉદાર,
શ્રુતસાગરનઉ હેલઇં, લીયઉ તિણિ પાર.
તસુ સીસ **કમલલાભ**, વાચક મનિ આણઉ,
તસુ સીસ **ચરણધર્મ**, મહીયલ માહઈ વખાણઉ. ૨૨
જિહિં તણઇ પ્રસાદઇ, પામ્યઉ મઇ શ્રુતસાર,
તિહના પય ભવિ ભવિ, હોજ્યો મુઝ સુખકાર. ૨૩
હિવ સંપ્રતિ શ્રી **જિનમાણિક્ય સૂરિ** સુજાંણ,
જિણિ રાજઇ કરંતઇ, દીપ્યઉ સંઘ જિમ ભાંણ. ૨૪

ઢાલ.

...ણ ધર્મ તણઉ મુનિપ્રભ સીસ અભિનવ સુરતરો,
ચિર જયઉ મહીયલિ દ્રુયની પરિ...ય દિન એ મુનિવરો.
મુનિ **ધર્મમેર** ભણંતિ જે નર સંધિ હિયઇ ધરઈ,
તે લહઇ સમકિત સુણઉ ભવિયણ ભવસમુદ્ર સુખઇ તરઈ. ૨૫

—એકાદશમ અંગ વિપાક શ્રુત વિંશતિ અધ્યયનાનાં સુખદુખ વિપાકાનાં સંધિરિયં સમાપ્તઃ પત્ર ૨૧ જયપુર.

---

## ૯૪૪ લક્ષ્મીમૂર્ત્તિ (સકલહર્ષસૂરિ શિ.)

**(૧૯૬૭) શાંતિનાથ સ્ત.** કડી ૭૦

ત્રિભુવન-પતિ જિન પય નમી, **સંતિ** જિણેસર રાય,
કર જોડી કરૂં વિનતિ, લહિ સહિગુરૂ પસાય. ૧ × ×

કલસ

ઇય **સંતિ** જિનવર નમિત સુરનર **કુમરગિરિવર** મંડણો,
શ્રી **સકલહરષ** સુરિંદ સુહકર સકલ દુઃખ વિહંડણો,

વીનવ્યો ભગતિં ભાવ યુગતિં સુણી **અચિરા**–નંદણો,
શ્રી **લછિમૂરતિ** સીસ જંપઇ દેહિ સુહ મણુ–નંદણો. ૭૦

—લિખિતં **મુનિવિજયેન** ૫-૧૨ દા. ૮૩ નં. ૮૬ હા.

(સકલહર્ષ સૂરિને આચાર્ય પદ સં. ૧૫૯૭ જુઓ ૨–૭૪૫).

---

## ૧૪૩ કુશલલાભ (૧–૨૧૧) પૃ. ૬૮૨

**(૧૯૬૮)+ શ્રીપૂજ્યવાહણ ગીત** (ઐ.) ગા. ૬૭

પહિલો પ્રણમું પ્રથમ જિણ, **આદિનાથ** અરિહંત,
**નાભિ** નરેશ્વર કુલતિલક, આપઈ સુખ અનંત. ૧ × ×

પરતા પૂરણ **પાસ** જિણેસર **થંભણઉ**રે,
શ્રી ગુરૂના ગુણ ગાન હર્ષ ભવિયણ ભણઉરે.
**કુશલલાભ** કર જોડિ શ્રી ગુરૂ–પય નમઇરે,
**શ્રીપૂજ્ય વાહણ ગીત** સુણતાં મન રમઈરે. ૬૭

—પ્ર. ઐ. જૈન કાવ્યસંગ્રહ પૃ. ૧૧૦ થી ૧૧૭

---

## ૯૪૫ માનસાગર (ત. બુદ્ધિસાગર શિ.)

**(૧૯૬૯) ગુરૂ સ્વાધ્યાય** ૧૬ છપ્પય. વિજયસેનસૂરિ રાજ્યે. (સં ૧૬૫૨ થી ૧૬૭૨ વચ્ચે)

**આદિ—** નમસ્કારની દેશી

સકલ મનોરથ પૂરવા, સુરતરૂ (પા.સમર્થ જે) સાચો,
**શાંતિ** જિણેસર દેવ દેખી, મન માંહિ નાચ્યો,
આક ધતુરા સમ દેવ દેખી મમ રાચો,
**અચિરા** રાણિ રયણ ખાણિ જિમ હીરો જાચો.
**શાંતિ** જિણેસર સોલમા એ, તેહના પ્રણમી પાય,
ભગતિ ભાવ આણી ઘણો, કહસ્યું ગુરૂ સજ્ઝાય. ૧

**અંતે—**

શુદ્ધ પરૂપક સુદ્ધ સીલ, સમતા રસ ભરીઉ,
ચરણ કરણ ગુણ રયણ રાસિ તેહનો જે દરીઉ.
ગછ નાયકના ગુણ છત્રીસ અંગઈ છાજે,
**હીર** પટોધર **વિજયસેન** સૂરિસર રાજે.
મહિયલ માંહિ મુનિપતિ એ પ્રતપો કોડિ વરીસ,
**માનસાગર** કવિ ઇમ કહઈ, **બુધિસાગર** ગુરૂ સીસ. ૧૬

—(૧) ૨–૧૩ બી. ડી. ૧૫૭ રો. એ. સો મુંબઇ નં. ૧૮૮૯ (૨) ૨–૧૩ દા. ૮૨ નં. ૬૦ હા.

---

## ૯૪૬ કલ્યાણ(વિજય) (ત. વિજયસેનસૂરિ શિ.)

**(૧૯૭૦) ચોવીસી**

કલશ

અંતિમ **વીર** જિનેશ્વર સંઘ સરોજ સહસ્રકરા,
ચઉવીસ કવિત્ત વિનોદ (ન)વરસેં થુણિયા ભુવણ ચિત્તહરા.
**વિજયાદિમસેન** મુણિંદ વિનેય કહિ કવિ**કલ્યાણ**કરા,
કમલોદય કારણ કેવલ નાણ વિલાસ જયંકર કીર્ત્તિધરા. ૨૫

—સં. ૧૮૧૮ વર્ષે વદિ ૧૦ ભૃગુવાસરે લિખિત પ્રેમવિજયેન શ્રીરસ્તુ કલ્યાણમસ્તુ શ્રી પ્રેમવિજયજી પઠનાર્થં. પત્ર ૪ કમલમુનિ.

---

## ૯૪૭ મુક્તિસાગર—રાજસાગર સૂરિ (ત.)

**(૧૯૭૧) કેવલિ સ્વરૂપ સ્તવન** ૬૮ કડી. સં. ૧૬૭૨ અને ૧૬૮૬ ની વચમાં.

સરસ વચન દિઉ **સરસતી**, વરસતિ વચન વિલાસ
કવિજન કેરી માય તું, આપે બુદ્ધિ પ્રકાસ. ૧
શ્રી **હીરવિજય** સૂરીસરૂ, અભિનવ ધનો અણગાર,
કાંઇ કાંઇ શ્રુતકેવલી, **ગોયમ** સમ અવતાર. ૨

અંતે—

એહ સાંભલ **અરદાસ ચરિત્ર**, સમક્ત રાખજ્યો રૂડોરે
**સમક્ત કોમુદી** ગ્રંથનિ સાખો, કોઈ મત જાંણજ્યો કૂડોરે. ૬
પુજ્ય **ધર્મદાસજી** ધર્મધુરંધર, તાસ સિષ મુની **ધનો**જી
સંજમ પાલત દોષણ ટાલત, એક શિવપુરસેંતી મનોરે. ૭
તસ પાટે પુજ **બુ(ભુ)ધરજી** સોભે તપસીકા કડાભૂતરે
તસ સિષ્ય પુજ્ય **જેમલજી** વદીતા, નાણ દર્શણ ચારિત્ર સુજ્જુતોરે. ૮
પૂજ્ય **રાયચંદજી** તાસુ પાટજ સોભે, વિદ્યા પર્ણ ભરીયારે
મહીયલમાહે નામજ ચાવા, ગ્યાંન ગુણરા દરીયારે. ૯
તાસ પ્રસાદ ગ્રંથ રચ્યો એહે, રિષ **કુસાલચંદજી** કીધી જોડોરે
સુણ ભણને સહુ હોયજો રાજી, કોઇ મત કાઢજો ખોડોરે ૧૦
અલપ બુધિ હું ભેદ ન જાણું, નહી વલ રસ નામ સ્વાદોરે
જે કોઈ સરસ રચના છે અક્ષર છે, જે તો ગુરૂ પરસાદોરે. ૧૧
અધકો ઓછો સમક્તિસેંતી, ઇણિમેં અખર જાણોજી
તેહનો છે મુ મુઝ મીછામિ દુકડો, કેવલી વદે સો પ્રમાણોરે ૧૨
ચોદ ઢાલાં થઇયિ સંપૂરણ, સમકતની ડીઢતાજી
સુણનેં સરધા રાખજ્યો સેંઠી, જ્યાંરી પ્રબલ પુન્યાઇજી. ૧૩
સમ્યકત **અઢાર** વરસ **ગુણીયાસી**એ, **અહિપુર** સહર મજારોજી
માસ વૈશાખ શુકલ પખ તેરસ, શુભ મૂરત ગુરૂવારોજી. ૧૪
સમકત જોત પ્રકાશ ગ્રંથ એ, તિમિર મિથ્યામત દે ટાલારે
જે નરનારી હીરદે ધારજ્યાં રે, ફલસી મંગલમાલારે. ૧૫

—પત્ર ૪૩ પો. ૫૨ નં. ૪૬૮ શેઠીઆ લાયબ્રેરી બીકાનેર.

---

## ૫૫૪ સબલદાસ (લોં.) પૃ. ૩૧૮

**(૧૧૩૪) ત્રિલોકસુંદરી ઢાલ** (રાજસ્થાનીમાં) સં. ૧૮૯૨ ફલોધી

પૃ. ૩૧૮

વિહરમાન વિસે નમું, જયવંતા જગદીસ
અતિ સેવંત અનંત જીન, તારક વીસ્વાવીસ ૧××

શીલ ઉપદેશથી વિસ્તારો, પૂજ **સબલદાસજી** ચિત લાયોરે લો.
ઉછો અધકો આયો હુવે તો મીછામિ દુક્કડં ગાયોરે
**અષ્ટાદસ સો બાંણુવે** વરસે, કીયો **ફલોદી** ચોમાસોરે લો
**સીલરી** મહિમા સુણુ સુણાવે, જીણુ ઘર લીલ વિલાસોરે લો
—૫–૧૯ પો. ૪૬ કુશલચંદ્ર પુ૦ વીકાનેર

---

## ૯૭૯ હરખચંદ શ્રાવક

**(૨૦૧૭)+ચોવીશી** (રાગબદ્ધ) (હિંદીમાં) લ૦ સં. ૧૮૪૩ પહેલાં

**આદિ—** આદિજિન સ્ત૦ રાગ ભૈરવ

ઉઠતત પ્રભાત નામ, જિનજીકો ગાઇયેં
**નાભિજી**કે નંદકે, ચરન ચિત્ત લાઈયેં
આનંદકે કંદજીકો, પૂજત સુરીંદ વૃંદ
ઐસો જિનરાજ છોડ, ઓરકું ન ધ્યાઇયે. ૧ × ×
**આદિનાથ** આદિદેવ, સુર નર સારે સેવ
દેવનકે દેવ પ્રભુ, શિવ સુખ–દાઈયે
પ્રભુકે પાદારવિંદ, પૂજત **હરખચંદ**
મેટો દુખદંદ સુખ સંપતિ બઢાઇયેં. ૩

**અંતે—** મહાવીર જિનસ્ત. રાગ પરજચાલ

મન માન્યો **મહાવીર**, મેરે૦ × ×
શાસન નાયક સમરીયે હો, ભજે ભવભય ભીર
**હરખચંદ** સાહિબા હો, તુમ દૂર કરો દુઃખ પીર. મેરે૦ ૪

—(૧) પ્ર. ચોવીશી વીશી સંગ્રહ. (૨) લિ. ૧૮૪૩ ચૈ. વ. ૬ બુધે ઋષિ **ભાઇચંદ** શ્રી **પાસસાગરગચ્છે ચોક્સી પાનાચંદ** પઠનાર્થં ૬–૧૩ આ. ક.

---

## ૫૫૯ જિનલાભસૂરિ (ખ૦) પૃ. ૩૨૨

**(૧૧૪૦) ચોવીસી** પૃ. ૩૨૨

આદિ— ઋષભ પદ રાગ વેલાઉલ

**ઋષભ** જિણંદ સુખકંદ, આનંદ ભરિ, ભેટયો શ્રી **ઋષભ** જિનંદ
**વિક્રમપુર**મંડન દુખ ખંડન છંડન ભવ ભય છંદ ૧ આ૦
શિવસંપતિકારન જગતારન વંદિત સુરનર વૃંદ
મિથ્યા મોહત મોહનીવારન અદભુત જ્યોતિ દિનંદ. ૨ આ૦
ભવિક કુમુદ પરમોદ પ્રકાશન શરદ પૂનિમ નિસચંદ
ચરણ કમલ સેવત મધુકર સમ, શ્રી **જિનલાભ સૂરીંદ.** ૩ આ૦

અંતે— (કલશ) રાગ ધન્યાસિરી

જિનવર ચોવીસે પ્રણમેવા. × ×
શ્રી **જિનલાભ** અહોનસ સાચી એહિજ મો મન ટેવારી. જિ. ૩

---

## ૫૯૦ જિનકીર્ત્તિસૂરિ (ખ.) પૃ. ૩૨૨

**(૧૧૪૧) ચોવીસી** સં. ૧૮૦૮ ફા. ૧૧ વીકાનેર પૃ. ૩૨૨ અનુ.

આદિ— શ્રી વિદ્યાદાતૃભ્યો નમઃ આદિ જિનસ્ત૦

સાહિબનૈં જબ ભેટીયૌ, તબ ઐસોં મુઝ નેહ
મીંઝી માહરી મન તણી, તિહાં જાય લાગા તેહ. સા. ૧
રૂપૈં તૌં રૂડા ઘણા, લગે ત્યાંસું રંગ
ભમરો તો રસ લેહવા, સેવૈં યમલ સુરંગ. સા. ૨
પ્રથમ જિણેસર પરગડો, શ્રી શ્રી **આદિ**જિનેંદ્ર
ભવવારિધિથી તારજ્યો, પભણૈં **કીર્ત્તિ** સુરિંદ. સા. ૫

અંતે— કલશ ઢાલ ૨૫ જિનમાલિકા એહ વિરાજે.

ઇમ શ્રી જિનમતનેં અનુસારેં, ભાવ ભગતિ મન ભાઇ
**વિક્રમપુર** વાંદ્યાં સુવિવેકૈં, પ્રબલ સુજસ પુન્યાઇ રે. ૧
જિનરાજ સદા વરદાઈ. આંચલી
સંવત **વસુ શિવ સિદ્ધ શશી**, તિથિ ઇગ્યારસ અધિકાઇ
ચિત હરષિત ફાગુણ ચૌમાસેં, ગુણીયણ હિલમિલ ગાઇરે. જિ. ૨

શ્રી **જિનસાગર** સૂરિ પાટોધર, શ્રી **જિનધર્મ્મ** સહાઈ
શ્રી **જિનચંદ** સૂરિ સૂરીશ્વર, શ્રી **જિનવિજય** સવાઇરે. જિ. ૩
પંદ પંકજ તેહનેં પરસાદેં, યા ઉત્તમમતિ આઈ
શ્રી **જિનકીરતિ** જિનગુણ જપતાં, કરીય સફલ કવિતાઇરે. જિ. ૪
સુખકારણ જિનવરની સ્તવના, **ચોવીસી** ચિત લાઇ
અધિક વિનોદ ઘણેં આણંદે, ચતુરનરાં ચતુરાઇ રે. જિ. ૫

—સં. ૧૮૧૦ વૈ. સુ. ૧૨ ચંદ્રે **બી**ડાડા મધ્યે ભ૦ શ્રી **જિનકીર્ત્તિ સૂરેંદ્ર** રાજ્યે લિ. પં. **ભી**મરાજસ્ય મિત્રસ્ય હેતાર્થે વીકા.

**(૨૦૧૮) પાર્શ્વનાથ વૃદ્ધસ્ત.** ઢાલ ૪

સખી **લોદ્રપુરો** રલીયામણો, ચાલો ચાલો હો જાય, ભેટાં જિણંદકી
તીરથ એ તિહુયણ તિલો, મુખ દીઠાં હો ઉપજે આણંદ કિ, લો. ૧××

(કલશ)

ઇમ **લોદ્રપુર** વર મહીયમંડણ જગત્ર સુખદાયક જયો
પ્રભુ દરસ પરસણ શુદ્ધિ સમકિત અધિક મતિ ઉજવલ ભયો
**જિનવિજય** સૂરિ સુસીસ યુગતેં જોડિ **જિનકીરતિ** કહૈ
શ્રી **પાસ ચિંતામણિ** પસાયેં લાભ મનવંછિત લહૈ.

—સં. ૧૮૧૦ શાકે ૧૬૭૫ વૈ. શુ. ૧૨ **બિલાતટપુરે** ભ. **જિનકીર્ત્તિ**સૂરીણાં ચતુર્માસી સ્થિતેન લિ. ભ. **જિન**વિજયસૂરિ શિ. પં. ગુલાલચંદજી શિ. પં. **ભી**મરાજ લિ. દુર્ગદાસ શિ. પં. **જગ**-રૂપગણિ શિ. પં. **થા**નસિંઘ શિ. પં. દુલીચંદ કપૂરચંદ્રાદિ પઠન-હેતાર્થે ઉપરની ચોવીસી સહિતની પ્રત પત્ર ૮-૧૪ કૃપા.

---

## ૯૮૦ મોહન

**(૨૦૧૯) પક્ષીશતકના દોહા** (હિંદીમાં)

ધન્ય કૃતારથ કેહિયેં, શ્રી અરિહંત સુદેવ
સુગુરૂ વસે જિણધર્મ કુન, પાંચ નમણ નિતમેવ. ૧××

**નેમિચંદ્ર ભંડારિકૃત**, ગાથા કેઇક એમ
**વિધિ** મગ મગ્ન ભવિક ભણો, લખો લહો શિવ ક્ષેમ. ૧૬૧
**ષષ્ઠી શતક** પ્રાકૃત થકી, દોધક કિયા સુભાસ
દોધક શોધક બુદ્ધિજન, સેવક **મોહન** તાસ. ૬૨

—ગ્રંથાગ્રંથ શ્લોક ૧૮૫ પત્ર ૮–૧૨ વીજાપુર જ્ઞાનભંડાર પ્રત નં. ૮૪

---

## ૯૮૧ અજ્ઞાત

**(૨૦૨૦) અધ્યાત્મ ચોપઈ** ૧૫૧ કડી (હિંદીમાં)

દૂહા

ઇષ્ટદેવ પ્રણમી કરી, આતમ દ્રવ્યઅ બોધ
અનંત ચતુષ્ટય રૂપમેં, ગુણેં પજ્જવનો થોભ. ૧ × ×
કર્મ–દલ મેલ્યા પછી, વ્યવહાર સત્તા જાણિ,
શુદ્ધ જય વિચારતાં જે જિમ હોઈ નિર્વાણ. ૧૫૦
કો કહીનેં આધીનેં નહી, જે યમ ગ્રહે પરતાય
એણે ભાવેં વર્ત્તે સદા, સઘલેં મંગલીક થાય. ૧૫૧

—ગ્રંથ ૨૨૫ લિ. પં. **વિદ્યાવિજયજી રત્નાવત ઠાકુર** શ્લોક સવા બેચે સહી. ૮–૧૨ પુ. મં.

---

## ૯૮૨ નેમચંદ્ર

**(૨૦૨૧) પંદર તિથિ** લ. સં. ૧૮૮૨ પહેલાં (હિંદીમાં)

નમોકાર સુખકાર સાર મન વચ તન ધ્યાંવૂં
અરહંત સિદ્ધન સૂરિ પાઠિક સાધ મનાંવૂં
નાવ જુપત અઘ પહત લહત શિવસુંદર પ્યારી,
અતુલ અતયંદ્રી અધ્યતમહ સુખ સંપતિ ભારી
અવિચલ અખંડ આનંદમય પરમ અતિંદ્રી સુખ ભહે
તસુ ચરન કમલ વંદન સદા **નેમચંદ્ર** આનંદ લહે. ૧××

પંદરૈ તિથિએ કરી અધ્યાતમરૂપ ધરૈ વાઇ
ભૂલ ચૂક કહ્યુ હોઇ શુદ્ધ કરિ લીજ્યો મેરે ભાઈ,
જો નર ઈનિકૌં પઢૈ સુંનૈ અથવા તે અવધારૈ
તે વિકલ પસવ દૂરિ કૈએ આતમ રસ કા વિસ્તારૈ
નેમચંદ્ર મુનિ ધારિ અધ્યાત્મ સવહી કૌ ત્યારન તરન
જગમાંહિ તરે સાઠ જિનધર્મ ભવિજીવ મંગલ કરન. ૧૬
—સં. ૧૯૮૨ કે. પઠનાર્થે સરસ્વતિ ભવન મુંબઈ

---

## ૫૬૧ કનીરામ પૃ. ૩૨૨

**(૨૦૨૨) ચર્ચા** કડી ૬૯ સં. ૧૮૯૪ પીપાડમાં (રાજસ્થાનીમાં)
પડિમા ધારી આણુ દવક પોતે પાપ ન કરાયોરે
અમ એનેં કહનેં નહી કરાવૈ, અણુમોદે નહિ મનમાર્યો
પડિમા ધર્મ શ્રી જિન આગ્યામૈ. ૧ × ×
**કનીરામ** કહે એહ સાંભલીજી, છોડો પાખંડયાં રો સંગ
સમગર નનજ દોહિલોજી, ઈણુસું રાખો અવિચલ સંગ. ૬૮
**અષ્ટાદસ** વર્ષ **ચોરાણવૈજી, પીપાડ** કીયૌ ચૌમાસ
ધર્મધ્યાન રસરંગમૈજી, શ્રાવક હુવા હુલાસ. ૬૯

---

## ૫૬૩ ભારામલ્લ (તેરાપંથી) પૃ. ૩૨૪

**(૨૦૨૩) શીલકથા** ૫૪૮ કડી (હિંદી)

ચૌપાઈ

પ્રથમ હિ પ્રણુમૌ શ્રી જિનદેવ, ઇંદ્ર નરેંદ્ર કરૈ નિત સેવ,
તીન લોકમૈં મરાલ રૂપ, તે વંદૌ જિનરાજ અનૂપ. ૧
પંચ પરમગુરુ વંદન કરૌં, કર્મકલંક છિનકમૈં હરૌં
વંદૌં શ્રી **સરસ્વતી** કે પાય, **સીલ**કથા જુ કહોં મન લાય ૨
સીલ વડો જગમૈ પરધાન, સીલ સમાન અવર નહિ જાન
સીલકી તૈં જપતપવ્રત સાર, સીલવિના નિફલ અધિકાર ૩ × ×

**સીલકથા** યહ પૂરનભઈ, **ભારામલ્લ** પ્રગટ કરિ કહી,
ભૂલચૂક જો અથિર હોઈ, પંડિત સુદ્ધ કરૌ સવ કોઈ ૫૪૬
જો મતિહીન સુણે અધિકાર, ક્ષિમા વૃદ્ધિ જનસવ નરનારિ
પઢૈ સુનૈ અખ જો મન લાઈ, જન્મ જન્મકે પાતિક જાઈ. ૫૪૭
દુખ દલિદ્ર સબ જાઈ પલાઈ, જો યહ કથા સુનૈ મન નાઈ
જો સુનિ હૈ જો ચરમ મન લાઈ, તે પાવૈ બહુ સુખ અધિકાઇ

દૂહા

**સીલકથા** પૂરન ભઈ, પઢૈ સુનૈ નિત સોઇ
દુખ દલિદ્ર નાસૈ સવૈ, તુરત મહાસુખ હોઈ.

—ઇતિ શ્રી સીલકથા સંપૂર્ણ મિતી કાતિક વદી ૯ ચંદ્રવાર શુભં. (૧૯૧૬ !) એક ચોપડો-ઉત્તરાર્ધ પત્ર ૧ થી ૪૭ પ્રત નં. ૨૪૬૮ મુક્તિ.

---

## ૫૬૫ ચંદ્રભાણ પૃ. ૩૩૦

**(૨૧૫૩) જંબૂકુમાર ચોપઇ** (રાજસ્થાનીમાં) સં. ૧૮૩૮ વોડાવડમાં
પૃ. ૩૩૦ અનુ.

**આદિ—** દૂહા

**જંબૂ**રી ખરી વારતા, **જંબૂ** પઇ નામાહ
પાંચ ભવારો વિસ્તાર એ, તે સુણજ્યો ચિત લાય. ૧
તિણ કાલ નેં તિણ સમે, ચોથા આરામાંહ
**સુગ્રી** નગર સુહાવણો, દીઠા હરષત થાય. ૨

**અંત—** ઢાલ ૩૫ સુખકારણ એ ભવીયણ-દેશી

**પરભવૈ** તસકરૈ, સાંભલ સગલી વાત
પ્રતિબોધ્યો એમો, પાંચસે ચોર સંઘાત. ૧ × ×
તે પિણ હીવ વેગા, કરસી ભવનાં અંત.
સહુ મોખનગરના, લહસી સુખ અનંત. ૩૧
**જંબૂ** મહારીપનો, જોડયો એહ સંબંધ
પ્રસન પડઉતર, મેલ્યા સંધો સંધ. ૩૨

એ વિરત સુણુનેં, કરો ભલી કરતૂત
જયું મોખ નગરના, પામ્યોં સુખ અદભુત ૩૩
સંવત **અઠાર** અર, **અડતીસ** જાણ
**વોડાબડ** મધ્યે, કીયો છિ વખાણ. ૩૪
રીષ **ચંદરભાણજી**, કીધો છિ એ જોડ
સવ ભવીયણ વાંચો, મનમેં ધર કોડ. ૩૫

—(૧) એક ચોપડો વીસમી સદીનો નં. ૩૫૬ મુનિ હરિસાગર જૈન પુસ્તકાલય. વીકા૦ (૨) પત્ર ૩૧ શેઠીઆ. વીકાનેર.

---

**૫૬૮ ગુણચંદ** (સુરજમલ્લ શિ૦) પૃ. ૩૩૩.

(૧૧૫૭–૨) **ચંદ્રગુપ્ત ૧૬ સ્વપ્ન ચોઢાલીઉં** સં. ૧૮૫૦ ભા. શુ. ૪ વીકાનેર પૃ. ૩૩૩ અનુ.

વિમલ બોધ ઉદ્યોતકર, શિવ સુખવલ્લી મૂલ
એહવા જિન વાંદૂ જિણે, કીયા કર્મ નિર્મૂલ. ૧
**ચંદ્રગુપ્ત** રાજા તણો, સોલે સ્વપ્ન વિચાર
સુગુરૂ પ્રસાદે લિવ કહૂં, શ્રોતા શ્રુતિ સુખકાર. ૨××

ઢાલ ૪

**વીકાનેરેં** જાણીયેં સા. સંવત **અઢારે પચાસા** હો
મંગલવાર સંવત્સરી સા. કીમો એહ અભ્યાસ હો. ૧૨
મુનીવર **સુરજમલ્લજી** સા. અંતેવાસી તાસ હો
**ગુણચંદ** કહૈ જિનધર્મથી, લહીયૈ લીલવિલાસ હો. ૧૩

—સં. ૧૯૩૯ માઘ સુ. ૧૫ ઋ. જિવરાજ લિ. પત્ર ૫ હરિસાગરસૂરિ પાસે.

---

**૫૭૭ જયરંગ** (ખ. જિનચંદ્રસૂરિ–ક્ષમાસમુદ્ર–ભાવકીર્તિ–રત્નકુશલ–લાલચંદ–નેણચંદ્ર શિ૦) પૃ. ૩૩૬

(૧૧૬૯) **ભૃગુ પુરોહિત ચોપાઇ** સં. ૧૮૭૨ મધુ કૃ. ૯ લખમણ-
પુરમાં પૃ. ૩૩૬ અનુ.

**આદિ**

**વર્દ્ધમાન** જિનવર ચરણ, નમું સદા ચિત લ્યાય
શ્રુતદેવી મન ધારકૈ, ગુરૂકું સીસ નિમાય. ૧
ષટ્ જીવાનેં જિમ લીયો, તજ ઋધિ સંયમભાર
ગુણ ગાવું તેહનાં સહી, કરૂં અરથ સુવિચાર. ૨
ઉત્તમ જન ગુણ ગાવતાં, પ્રગટૈ આતમબોધ
અનુભવ ગુણ રસ ઉપજે, ઘટૈ માન અરૂ ક્રોધ. ૩
**ઉત્તધ્યયનૈં** જિમ કહ્યો, ચૌદમ અધ્યયન જાંણુ
**ભૃગુ** પિરોહિત સંજમ લીયૌ, તેહ કહૂં ગુણ ખાંણુ. ૪

**અંતે** ઢાલ ૨૩ ધન્યાસરી

**ઇક્ષ્વાગ** કુલ કુમદ વિકાસ કરંદા, સરદ પુનિમનો ચંદાજી
**લખમણપુર** સદા સુખકંદા, રાજતિ **શાંતિ** જિનંદાજી. ૪
તાસ પસાયે પરમ આનંદા, રાસ ભણ્યો સુખકંદાજી
**બૃહત્ ખરતર** ગછ સુખકારી, મહિમા તાસ વધારીજી. ૫
શ્રી **જિનચંદ્ર** સૂરિ સુખદાઇ, પરતિખ સૂર પદ પાઇજી
**ક્ષમાસમુદ્ર ભાવકીરતિ** વાચક, **રત્નકુશલ** પાઠક ગુણગાઇજી. ૬
સંસાર ભાવ અન્યત કર જાણ્યો, સંવેગ પક્ષ મન આણ્યો
વાચક **લાલચંદ** અવધારો, **ચંપાપુર** કીધો ઉદ્ધારોજી. ૭
તાસ સીસ **નેણચંદ** સુખ લાધા, સૌભાગ્યસુંદર જગત–પ્રસિદ્ધજી
તાસ પ્રસાદે એ મેં કીધી, ચોપી રસાલી સંનિધિજી. ૮
સંવત **અઢારે બહોત્તર** જાણો, મધુ માસ તુ વખાણોજી
કૃષ્ણપક્ષ છે અતિ સુખદાઇ, નોમી તિથિ વરદાઇજી. ૯
ઢાલ કહી તેવીસમી મન લાઇ, વાંચે જયો મન ભાઇજી
પંડિત જન એને સુધ કરજ્યો, મુજ પર મહર ધરજ્યોજી. ૧૦××

કહઇ જયરંગ મન વચન કાયાયેં, મિચ્છામી દુક્કડ થાસીજી
આતમ નિરમલ મુઝ હિવ થાસી, પાપ તિમ સહુ જાસીજી. ૧૨
**કાંકરીયો** ગોત્રી સુખદાઈ, **અગરમલ્લ** વડદાઇજી
તાસ પુત્ર વીને ગુણરોજી, **મનુલાલ** વડભાગીજી. ૧૩
તાસ પ્રેરણાસું મેં કીધી, ચોપી રંગ રસ ભીનીજી
શ્રી જિનધર્મ પસાયે લહસ્યાં, ઋદ્ધ સમૃદ્ધ મેં રહસ્યાંજી. ૧૪

—સં. ૧૮૭૩ કા. સુ. ૪ બૃહસપતિવાર લિ૦ પં. **સરૂપચંદ્રેણ લખણેઉ** મધ્યે **મનુલાલસ્ય** પઠનાર્થે ગ્રં. ૫૬૦; ૧૯–૧૫ નં. ૧૦૧૬ અભય૦

---

## ૫૭૮ ચારિત્રનંદી ( ખ. મહિમાતિલક–લબ્ધિકુમાર–નિધિઉદય શિ.) પૃ. ૩૩૬

**(૨૦૨૪) પંચકલ્યાણક પૂજા** સં. ૧૮૮૯ સંભવનાથ ચ્યવન દિને કલકત્તામાં.

**આદિ—** દોહા.

પણ કલ્યાણક જિન તણાં, પૂજૈ જે જન ભાવ,
શ્રી જિ........., અખય અકલ પરઠાવ. ૧

**અંતે—**

ભવિ જન પંચ કલ્યાંણક નમિયેરે ભવિ૦
ચવન જનમ દીક્ષા વર નાણ પરમાનંદ પદ પંચમ જાંણ. ભ૦
એ જિનવરકે પંચસરૂપ. વરણન કિયે ગણધર ગુણ રૂપ. ૧.
જિનકી વાંણી અતિ ગણધીર, વિવિધ અરથ ત્રિપદી ગંભીર,
શ્રી **જિનરાજ** ચરણ યુગ ભક્તિ, વિલસી આતમ–ભાવની વૃત્તિ. ૨
તિણ પ્રભુકે યહ પંચ હુલાસ, કલ્યાણક રચના ઈહાં ભાસ, ભ.
પરમ મંગલ પ્રભુ પંચ કલ્યાણ, ભવિજનદાયક પરમ નિધાન. ભ. ૩
શ્રવણ મનન ધ્યાયન મન લાય, ભવિજન ગાંન કિયે અઘ જાય,
વૃદ્ધ મનોહર **ખરતરાધીશ,** ગણભૃતશ્રી **જિન અખય** સુરીશ. ભ. ૪

તત્પટે ઉદયાચલ ભાંન, શ્રી **જિનચંદ્ર** સુરીંદ સુજાંણ,
તસુ આજ્ઞાયેં ભગતિ ઉદાર, સ્તુતિ કલ્યાંણક સંઘ હિતકાર. ભ. ૫
ગ્યાંનનિધી ગુણમણિ-ભંડાર, **મહિમતિલક** પાઠક સુખકાર,
તત પંકજ મધુકર સુખપીન, ચિત્ર **લબ્ધીકુમર** ગુણલીન. ભ. ૬
તત પદ **નિદ્ધિઉદય** જગભાંણ, જિન આજ્ઞા પ્રતિપાલક જાંણ,
**ભાવનંદી** ગુરૂ પદ અનુરક્ત, ભ્રાત **ચારિત્રનંદિ** કીધી જિનભકત ભ. ૭
**કલકત્તા** મંદિર સુખ ધામ, રાજ ઋદ્ધિ પૂરણ સબ કાંમ, ભ.
તિહાં શ્રાવક અતિ તત્ત્વ વિચાર, ધરમ તણાં જાંણે સુવિચાર. ભ. ૮
ચંદ મહતાવ સકલ શ્રીસંઘ, અરજ કરી ગુરૂથી ઉછરંગ, ભ.
ગુરૂ વિણ શ્રી સંઘ વીનતી જાંન, રચના કીધી જિન ગુણ ખાંણ. ભ. ૯
**નંદ વસુ પ્રવચન શશિ** રૂપ, **સંભવ** ચવન દિવસ દિન ભૂપ,
ભણસ્યૈ સુણસ્યૈ જે નર ભાવ, તસ ઘર થાસ્યૈ નિધિ સદભાવ. ભ. ૧૦

—લિ. **અબીરચંદ્રેણ મકસૂદાબાદસ્ય અજીમગંજ** મધ્યે સં. ચૈ. શુ. ૩ ગુરૂ **સંભવનાથ** સુપ્રસાદાત્ ૧૪-૧૨ પો. ૩૬ કુશલ.

(આ કવિએ જિનાગમોમાંથી જુદા જુદા એવા ૧૫૧ બોલ લઈને સંગ્રહરૂપ **રત્નસાર્દ્ધશતક** નામનો ગ્રંથ સં. ૧૯૦૯ શ્રાવણ કૃષ્ણાષ્ટમીને દિને માલવાના ઇંદ્રનગર (ઈંદોર)માં પિપ્પલી (બજારની) ધર્મશાલામાં પોતાના બે શિષ્ય નામે કલ્યાણચારિત્ર અને પ્રેમચારિત્ર માટે રચેલ છે તેમાં પોતાની ગુરૂ પરંપરા આપી છે કે:—**ખરતર** ગચ્છે (જિન)સિંહ સૂરિના પટ્ટધર **જિનરાજસૂરિ** શિષ્ય **રામવિજય** ઉ.-**પદ્મહર્ષ** વા.-**સુખનંદન** વા૦-કનકસાગર વા૦-**મહિમાતિલક** વા.-લબ્ધિકુમર ઉ૦-**નવનિધિઉદય** વા૦ના પોતે શિષ્ય. પોતાના ઉક્ત બે શિષ્ય પૈકી એકે જ્ઞાનાનંદ નામ રાખી જ્ઞાનવિલાસ અને સમયતરંગ એ નામના પદ-સંગ્રહ રચ્યા લાગે છે.)

---

## ૫૮૦ ચોથમલ. પૃ. ૩૩૭

**(૧૧૭૫) ઋષિદત્તા ચોપઇ** સં. ૧૮૬૪ કા. શુ. ૧૩ દેવગઢ-મેવાડ (રાજસ્થાનીમાં) પૃ. ૩૩૭ અનુ.

આદિ—

સાસણ—નાયક સિમરતાં, પામીજૈ નવનિધ,
સુખવલે પામે સાસતા, કાર્ય થાગે સિદ્ધ. ૧××
રિષદત્તા મોટી સતી, પાલ્યો સીલ ઉદાર,
તેહતણો સંબંધ કહું, સાંભલજ્યો નરનાર. ૫

અંતે—

રિષદત્તા પર સીયલ જે પાલે, તે આત્મા ઉજવાલેજી,
ભવભવરા તે ફેરા ટાલે, મુક્ત—મારગનૈ ભાલેજી. ૮
ઇણિ પર સતી રિષદત્તા કરો, ધ્યાન ધરેજ્યૌ સવેરોજી,
તિણથી સિવપુર થાવે નૈરો, ભાજૈ ભવિ ભવિ ફેરોજી. ૯
સતી કષ્ટમૈ પરીયાં રહી જે સૈંઠી, જાય સિવ નગરીયૈ બૈઠીજી,
ઉપદેશમાલામૈ એ કથન ચાલ્યો, ગ્યાંની દેવાં ધ્રાલ્યોજી. ૧૦
એહ સંબંધમૈ અધિકો ઉછૌ, તે મિછામી દુકડ હોજ્યોજી,
કેવલી વચન સાચા કર જાંણો, મુજને દોસ મ દેજ્યોજી. ૧૧
સંવત ૧૮ સૈ ચૌસઠે, સુદ કાતી તેરસ જાંણોજી,
દેસ મૈવાડમૈ દેવગઢ ચાવૌ, જિહાં એ ગ્રંથ રચાંણોજી. ૧૨
રિષ ચોથમલજી કહી ઢાલ સતાવન, એ રિષદતા અધિકારોજી,
એકચિત કરનૈ સુણનૈ સરધૈ, જ્યાંરૈ વરતે જૈજૈકારોજી. ૧૩

—પુજજી શ્રી ચોથમલજી તત સિષ સુરતમલ લિપ પાલી મધ્યે સં. ૧૮ ચીતરા (૭૬)રા વસાષ સુદ દસમ વાર મંગલવારરે દીન લિષી છે. ૨૨—૧૮ શેઠીઆ.

---

**૫૮૫ વિનયચંદ્ર** (સ્થા. કુંભટ ઓસવાલ શ્રાવક, ગોકુલચંદના પુત્ર અને હમીરમુનિ શિ૦) પૃ. ૩૪૬ અનુ૦

(૧૧૮૪) **+ચોવીસી** સં. ૧૯૦૬ પૃ. ૩૪૬ અનુ૦

**આદિ—** ઋષભદેવ સ્ત. ઉમાદેભટિયાણી હો-દેશી.

શ્રી **આદીશ્વર** સ્વામી હો,
પ્રણમૂં સિરનામી તુમ ભણી, પ્રભુ અંતરયામી આપ-
મોં પર મ્હેર કરીજે હો,
મેટી જે, ચિંતા મન તણી, મારા કાટ પુરાકૃત પાપ. શ્રી. ૧××
**વિનયચંદ**ને આપો હો.
પ્રભુ નિજ ગુણ સંપત શાસ્વતી, પ્રભુ દીનાનાથ દયાલ.

**અંત—** કલશ

ચૌવીશ તીરથનાથ કીરતિ, ગાવતાં મન ગહગહે.
**કુંભટ ગોકલચંદ**-નંદન, **વિનયચંદ** ઇણપરિ કહે.
ઉપદેશ પૂજ્ય **હમીરમુનિ**કો, તત્ત્વ નિજ ઉરમેં ધરી,
**ઉગણીસ સો છે** કે સંવત્સર, મહાસ્તુતિ પૂરી કરી.

—પ્ર૦ અગરચંદ શેઠિયા વીકાનેર, તથા જૈન સ્થાનકવાસી સંઘ રાજકોટ.

---

## ૯૮૨૭ સૂરત

**(૨૦૨૪ક) બારાખડી.** (હિંદી)

દોહા

પ્રથમ નમૌં અરહંતકૂં, નમૌં સિદ્ધ આચાર્ય,
ઉપાધ્યાય સવ સાધકૌં, નમૌં પંચ પ્રકાર. ૧
ભજન કરો શ્રી **આદિ**કો, અંતિ નામ **મહાવીર**,
તીરથંકર ચૌવીસકૌં, નમૌં ધ્યાન ધરિ ધીર. ૨
તિન ધુનિ વાની સૈં વાની ખિરી, પ્રગટ ભઈ સંસાર,
નમસકાર તાકૌં કરૂં, યક ચિત યક મન ધારિ. ૩
જાવાનીકે સુનતહી, બઢત પરમ આનંદ,
ભઈ **સુરતિ** કછુ કહૈ નકું, **બારખડી** કે છંદ. ૪ ××

છંદ

લિયો સિદ્ધ શિવ થાન જિનોંને સોહી સિદ્ધ કહાયે,
દરસન ગ્યાન રતન ચારિત આપ અટલ ઠહરાયે.
જો જો દરસૈ સો સોહી ભાસૈ તિન શિવપુર પહુચાયૈ,
**સૂરતિ** સિદ્ધ કહૈ ઐસેં ગુરુજન પુરાનન ગાયે. ૩૫

દોહા

સમ્યક્ પદકૌં જે લહૈ, કરૈં વૈં ન ગુરૂ પ્રીતિ,
દેવ ધરમ ગુર ગ્યાનકૌં, પરખિ ગહૈં નિજ રીતિ. ૩૬
**બારખડી** હિતસું કહી, નહિ ગુનયનકી રીસ,
દોહા તો ચાલીસ હૈં, છંદ કહે છતીસ. ૩૭

—પત્ર ૧૧૮ થી ૧૨૪ ચોપડા પ્રત નં. ૨૪૬૮ મુક્તિ.

---

## ૯૮૩ પરમલ્લ (દિ૦)

### (૨૦૨૫) શ્રીપાલ ચારિત્ર ભાષા. ( હિંદી )

ચોપઇ

સિદ્ધચક્ર બિધિ કેવલ રિદ્ધિ, ગુન અનંત ફલ જાકી સિદ્ધિ,
પ્રણમો બંરમ સિદ્ધિ ગુરૂ સોઈ, ભવિ સંઘ જયો મંગલ હોઇ. ૧××
તહાં કથા એહ પૂરન ભઈ, કબિ **પરમલ્લ** પ્રગટ કરિ કઈ,
અલપ બુદ્ધિમૈં કિયૌ વખાંન, ફેર સવારૌ ગુનયર જાનિ ॥
થિર મન કથા સુણૈ જો કોય, મનવંછિત ફલ પાવૈ સોય,
અરૂ જો પઢૈ પઢાવૈ કહૈ, તાકૈ પોતે અસુભ ન રહૈ ॥ ૫૩
અરૂ જો નરનારી બ્રત કરૈં, સો ચહુ ગતિ કો ભાર મન હરૈ,
ભવ્યનકો ઊપદેસ બતાય, નિહચૈ સૌ નર મુક્તિ જાય.

—ઇતિ **શ્રી**પાલ ચરિત્રે મહાપુરાણ સમાપ્તં । શ્રી સંવત્ ૧૯૧૬ મિતી કાતી બદિ ૧૪ વાર સોમવારે લિપી । પં. ગુણબલમુનિ **સં**ધપુર મધ્યે । ચતુરમાસકાનાં ૧૭૦–૧૩ (અશુદ્ધ પ્રત) આત્માનંદ સભા ભાવનગર.

---

## ૯૮૪ ઘાનત (દિ. શ્રાવક)

**(૨૦૨૬) તત્ત્વસાર** (ભાષા)

**આદિ—** દુહા

આદિ સુખિ અનંત સુખિ, સિદ્ધ સિદ્ધ ભગવાંન,
નિજ પરતાપ પરતાપ વિન, જગદર્પણ જગઆંન. ૧
ઘાણ દલિન વિધિ કાઠિ દહિ, અમલ શુધ લહિ ભાવ,
પરમ જ્યોતિ પદ વંદિકૈ, કહું તત્ત્વકૌ રાવ. ૨ × ×
**ઘાંનત** તત્ત્વ જૂ સાત, સાર સકલમેં આત્મા,
ગ્રંથ અર્થ યહ ભ્રાત, દેખો જાનૌ અનુભવૌ.

—પહેલાં જિનદાસકૃત ધર્મપચ્ચીસી સાથે આની પ્રત પત્ર ૯–૧૧. નં. ૩૫–૩ આત્માનંદ સભા ભાવ.)

આ કવિએ અનેક પદો વગેરે રચેલ છે. તે એક નામી કવિ થયેલ છે.

---

## ૯૮૫ જીતમલ (તેરાપંથી ભીખમજી નં. ૯૪૮–ભારીમાલજી નં. ૯૫૩–રાયચંદજી શિ) જન્મ સં. ૧૮૬૦ સ્વ. સં. ૧૯૩૮ જયપુર.

**(૨૦૨૭) ચોવીસી** સં. ૧૯૦૦ આસો વ. ૪

ॐ નમઃ અરહન્ત અતનુ, આચાર્ય ઉવઝાય
મુનિ પંચ પરમેષ્ટિ એ, ॐકારરે માંહિ. ૧
વલિ પ્રણમું ગુણવંત ગુરૂ, **ભિક્ષુ ભરત** મઝાર
દાન દયા ન્યાય છાણનેં, લીધો મારગ સાર. ૨
**ભારીમલ** પટ ઝલકતા, તીજે પટ ઋષિરાય
પ્રણમું મન વસ કાય કરી, પાંચૂં અંગ ન માય. ૩
ઈસ સિદ્ધ સાધુ પ્રણમી કરી, ઋષભાદિક ચોવીસ
સ્તવન કરૂં પ્રમોદ કરી, જય જશ કર જગદીશ. ૪

અંતે શ્રી મહાવીર સ્ત૦

ચરમ જિનેંદ્ર ચોવીસમા જિન, અઘ હણવા **મહાવીર**
વિકટ તપવર ધ્યાન કર પ્રભુ, પાયા ભવ જલ તીર. ૧
ઇમ બહુજન તારિયારે પ્રણમૂં ચરમ જિનેંદ્ર
ઉગણીસૈ આસો જ ચોથ વદી, હુઓ અધિક આનંદ. ૭

**(૨૦૨૮) ભગવતી સૂત્ર ઢાલબંધ**

**(૨૦૨૯) ઉત્તરાધ્યયન સૂત્ર ઢાલબંધ** (૩૪ અધ્યયન)

**(૨૦૩૦) દશવૈકાલિકસૂત્ર ઢાલબંધ**

**(૨૦૩૧) પ્રશ્નોત્તર તત્ત્વબોધ**

**(૨૦૩૨) +ભિક્ષુ જસ રસાયન**

**(૨૦૩૩) હેમનવરસા**

**(૨૦૩૪) દીપજસ**

**(૨૦૩૫) જયજસ**

**(૨૦૩૬) શ્રાવકારાધના.**

---

## ૯૮૬ જીવજી.

**(૨૦૩૭) મયણરેહા રાસ** લ. સં. ૧૯૦૪ પહેલાં

**આદિ—** દોહા.

જોવો માંસ દારૂ થકી, કરેં વેસ્યા સો જોખ,
જીવ હિંસ્યા ચોરી કરેં, પર નારી રે દોષ. (સપ્ત વ્યસન) ૧

**અંતે—**

વિસન સાતમો પરનારી રે, જીવ ઘાત ઘર હાંણી,
**મણરથ** રાજા નરકેં પોહતો, કુજસ બાંધનૈ પ્રાણી. સ. ૭૬
એક કુવચન **મણરથ** સેવ્યો, બહુ રૂલીયો સંસારો,
સાત કુવિસન જે સેવે પ્રાંણી, તિણનૈ દુખ અપારો. સ. ૭૭

વિષયારસ તો વિષમ જાંણીનૈ, સદ્ગુરૂ સેવા કીજૈ,
**મણુરથ** રાજાની વાત સુણીનૈ, પરનારી સંગ ન કીજૈ. સ. ૭૮
દાંન સીલ તપ સંજમ પાલૌ, દોષણ સગલા ટાલૌ,
દયા ધરમરી સમતાં આણી, દુર કરો આચારો. સ. ૭૯
ધરમ દયાયૈ કેવલી ભાષ્યૌ, તે સાચો કર જાંણો,
જૈ પ્રાણી સેવૈ ભવ આંણી, દુરગત દુર નિવારૌ. સ. ૮૦
તપ જપ સંજમ પાલોરે ભાઇ, વિષય વિકાર ગમાઇ,
**જીવજી** કેતો માહાસુખ પાઇ, **વીર**વચન મન લાઇ. સ. ૮૧

—લિ. સં. ૧૯૦૪ ૮–૧૩ ઘો.

---

## ૯૮૭ જ્ઞાનાનંદ (ખ૦ ચારિત્રનંદિ નં. ૫૭૮ શિ૦)

**(૨૦૩૮–૧) જ્ઞાનવિલાસ**–૭૫ પદનો સંગ્રહ (હિંદીમાં)
**(૨૦૩૮–૨) સમયતરંગ**–૩૭ પદનો સંગ્રહ (હિંદીમાં)

—બંને પ્રકાશિત ભીમશી માણેક તરફથી તથા સ્વ૦ વીરચંદ દીપચંદ તરફથી શ્રીમદ્ યશોવિજયાદિ સજ્ઝાય પદ સ્તવન સંગ્રહ સને ૧૯૦૧ સં. ૧૯૫૭માં.

[ આ કવિ સંબંધી જુઓ શ્રી અગરચંદ નાહટાનો લેખ સત્યપ્રકાશ પુ. ૪ અંક ૧૨ પૃ. ૫૭૩ અને મારો લેખ જૈન પુ. ૩૮ અંક ૩૫ પૃ. ૮૪૫ ]

---

## ૯૮૭ક સુમતિસાગર સૂરિ શિ૦

**(૨૦૩૮ક) ચરણકરણ છત્રીસી.**

ૐ નમઃ

સુપાસ જિણવર કરૂં પ્રણામ, ગુણ છત્રીસઇ બોલું નામ,
મન વચ કાયાઇ કરી, આગમ વાણી હઇયડઇ ધરી. ૧

...રે પરિગ્રહ આરંભ છાંડઇ નહી,
સાધુ વડા વડેરા કુલ આચાર, આપણિ મૂંકિ કુંણુ આધાર. ૨

અંતે—

આણી રાખઇ જિન-તણી, સંજમ ખપ્પ અપાર,
કરજોડી સહી નિત્ત નમઇ, તેઉ તરઇ ભવપાર. ૫૩
શ્રી **સુમતિસાગર** સૂરીસર નમુ, માનુ અરિહંત આણુ,
અધિકુ ઉછઉ જે હુઇ, તે જોયો સહૂ જાણુ. ૫૪

—૩-૧૧ વીજાપુર જૈન જ્ઞાનમંદિર પ્રત નં. ૬૩૬.

## ૫૮૩ નંદલાલ.

—નં. ૫૪૧ નંદલાલ અને આ બંને એક હોય.

## ૬૦૭ ત્રિલોક ઋષિ ( લોં૦ ઋષિ લવજી-સોમજી-કાનજી-તારા-કાલા-વક્ષુ-ધનજી-અયવંતા શિ. ) પૃ. ૩૮૫

( રતલામના **ઓસવાલ સુરાણા** ગોત્રના દુલીચંદના **નાનૂબાઇથી** પુત્ર, જન્મ સં. ૧૯૦૪ ચૈ. વ. ૩ બુધ, નામ **તિલોકચંદ**, દીક્ષા સં. ૧૯૧૪ માઘ વ. ૧ ગુરૂ અયવંતા ઋષિ પાસે **રતલામમાં**. વિશેષ તેમના છપાયેલ ચરિત્રમાં જુઓ. તેમાંથી નીચેના ગ્રંથોનાં નામ લીધાં છે )

**(૨૦૩૯) પંચવાદી કાવ્ય** સં. ૧૯૩૦ વૈ. વ. ૧૦ સોમ મંદસોર.

**(૨૦૪૦) ધર્મજયકુમાર ચો.** સં. ૧૯૩૦ આષાઢ શુ. ૩ શુક્ર મંદસોર

**(૨૦૪૧) તિલોકબાવની પહેલી** સં. ૧૯૩૩ વૈ. શુ. ૯ શનિ રતલામ.

**(૧૨૩૫) શ્રેણિક રાસ.** ૧૯૩૯ આ. શુ. ૩ ૫ના પૃ. ૩૮૫ અનુ.

**આદિ**—

જે જે જે જિન જગગુરૂ, શ્રી **મરૂદેવીનંદ**,
સમરસ કંદ સિરોમણિ, પ્રણમું **આદિ** જિનંદ. ૧

ચંદ્રવરણ ચંદા પ્રભૂ, ચંદ્રપૂરિ અવતાર,
ચંદ્ર લછન મુખચંદ્ર સો, વંદુ વારમવાર. ૨
શાંતિ જિનેશ્વર સોલમા, સંતિ કરી સંસાર,
વિઘનહરણ મંગલકરણ વીનતડી અવધાર. ૩
સાસણ ધવ વૃધમાનજી, હિરિ સિરિ વૃદ્ધિ વંત,
લબ્ધિ નિધિ ગૌતમ ગુરૂ, આદિ સહુ ગુણવંત. ૪
કરો કૃપા કરૂણા કરી, સુખ સંપત વર બુધ,
આપો અનુચરને સદા, આવે સદગુણ સુદ્ધ. ૫
સહુનો સરણો લેઈને, કરવા જીભ પવિત્ર,
મૂઝ મતિ લાયક વરણવે, શ્રેણિક ભૂપ ચરિત્ર. ૬

—અધૂરી પ્રત. ત્રણ ઉલ્લાસ છે અને ચોથાનું એક પાનું છે. ૩૦-૧૮ ધો.

(૨૦૪૨) ચંદકેવલી ચરિત્ર
(૨૦૪૩) સમરાદિત્ય કેવલી ચરિત્ર
(૨૦૪૪) સીતા ચરિત્ર
(૨૦૪૫) ધર્મબુદ્ધિ પાપબુદ્ધિ ચરિત્ર
(૨૦૪૬) હંસ કેશવ ચરિત્ર
(૨૦૪૭) અર્જુનમાલી ચરિત્ર
(૨૦૪૮) ધન્ના શાલિભદ્ર ચરિત્ર
(૨૦૪૯) ભૃગુ પુરોહિત ચરિત્ર
(૨૦૫૦) હરિવંશ કાવ્ય
(૨૦૫૧) અમરકુમાર ચરિત્ર
(૨૦૫૨) નંદમણિહાર ચરિત્ર
(૨૦૫૩) મહાવીર સ્વામી ચરિત્ર
(૨૦૫૪) પ્રતિક્રમણ સત્યબોધ
(૨૦૫૫) જ્ઞાનપ્રદીપક

[ સમાપ્ત ]

# જૈન ગૂર્જર ગદ્યકારો.

વિક્રમ પંદરમી સદી પહેલાં કોઇ ગૂર્જર ગદ્યકાર કે ગૂર્જર ગદ્ય કૃતિ સાંપડેલ નથી. ઉપલબ્ધમાં આદ્ય ગદ્યકાર **તરૂણપ્રભસૂરિ** થયા કે જેમણે સં. ૧૪૧૧ના દીવાલીને દિવસે ગૂજરાતના પ્રાચીન પાટનગર **અણહિલપત્તનમાં**–હાલના ટુંક નામ **પાટણથી** ઓળખાતા નગરમાં ષડાવશ્યક પર બાલાવબોધની મોટી કૃતિ રચી. મેં જૈનગૂર્જર કવિઓ પ્રથમ ભાગના પૃ. ૧૩ અને ૧૪ માં ૧૫ મી સદીની, પૃ. ૧૮૦ માં ૧૬મી સદીની, અને પૃ. ૫૯૯ થી ૬૦૩ સુધીમાં ૧૬મી અને ૧૭મી સદીમાં લખાયેલ ગદ્યકૃતિઓની ટુંક નોંધ આપી છે; જૈન ગૂર્જર કવિઓના બીજા ભાગના પૃ. ૫૯૦ થી ૫૯૪માં વિક્રમ ૧૮મી સદીની ગદ્યકૃતિઓનું સંક્ષિપ્ત ટાંચણ કરેલું છે.

આ જૈન ગૂર્જર કવિઓ ભાગ ત્રીજાના પૃ. ૪૩, પૃ. ૯૮, પૃ. ૧૦૮ ૧૧૬ ૧૭૯ ૨૭૪ ૩૩૬ ૩૩૭માં ૧૯ મી સદીની ગદ્ય કૃતિઓ મૂકેલી છે, અને પૂર્તિમાં ૧૫મી સદીની પૃ. ૪૪૩, ૪૪૪, ૪૪૫માં, સત્તરમી સદીની પૃ. ૯૦૧, ૯૧૦માં, ૧૮મી સદીની પૃ. ૧૧૨૦–૨૧, ૧૨૦૦, ૧૨૬૮, ૧૩૧૧–૧૨, ૧૪૧૭–૧૮માં અને ૧૯મી સદીની પૃ. ૧૧૦૦, ૧૧૦૯, ૧૪૨૦માં નોંધેલ છે. કવિઓની કાવ્ય-કૃતિઓ સાથે તેમની ગદ્યકૃતિઓ હોય તો તેમને પણ સાથે સાથે આપેલ છે. તે ઉપરાંત બીજી ગદ્યકૃતિઓ કર્ત્તાવાળી અને મોટા ભાગે અજ્ઞાત કર્ત્તાની જુદા જુદા શતકોમાં રચાયેલી અને લખાયેલી મળી આવે છે; પણ સંવત્ વગરની અજ્ઞાત કર્ત્તાની કૃતિઓ પુષ્કળ મળે છે તેનો ઉલ્લેખ કે નિર્દેશ મહત્ત્વનો ન હોઈ કર્યો નથી. કર્તાવાળી ને રચ્યા સંવત્ તથા લખ્યા સંવત્વાળી જે ગદ્યકૃતિઓ હસ્તલિખિત પ્રતોના મારી તપાસમાં આવેલા ભંડારોમાંથી અને ભંડારની સૂચીઓમાંથી મેં નોંધી છે તે સર્વનો સમુચ્ચય શતકવાર એકી સાથે અત્ર આપવો ઉચિત ધારેલ છે. **મો. દ. દેશાઈ**

---

# વિક્રમ પંદરમી સદી.

**તરૂણપ્રભ સૂરિ** [ ખ. જિનચંદ્ર-જિનકુશલ સૂરિ શિ. તથા વિદ્યાગુરૂ યશઃચંદ્ર સૂરિ અને રાજેંદ્ર સૂરિ શિ૦) (૧-૧૩ પૃ. ૪૪૪)

(૧) **ષડાવશ્યક બાલાવબોધ**—સં. ૧૪૧૧ (શશિ શશિ શિવેંદુ મિતે સંવતિ સતિ) પત્તને મહાનગરે (૧-૧૩, પૃ. ૪૪૪ અનુ.)

—(૫) ગ્ર. ૭૦૦૦ પત્ર ૧૫૪ દા. ૧૩ નં. ૬ લીં.

---

**મેરૂતુંગસૂરિ** (અાં. હોય તો આચાર્યપદ ૧૪૨૬ સ્વ. ૧૪૭૧).

૨) **વ્યાકરણ ચતુષ્ક બાલા૦**

—મૂલ સં.માં પત્ર ૨૧ દા. ૭ નં. ૬ વખતજી શેરી ભં. પાટણ.

૩) **તદ્ધિત બાલા.**

—મૂલ સં.માં પત્ર ૨૫ દા. ૭ નં. ૧૫ વખતજી શેરી ભં. પાટણ.

---

**સાધુરત્નસૂરિ** (ત. દેવસુંદર સૂરિ શિ.) જુઓ મારો જૈન સાહિત્યનો ઇતિહાસ પારા ૬૫૩

૪) **નવતત્ત્વ વિવરણ બાલા૦** સં. ૧૪૫૬ આસપાસ.

—શ્રી **સાધુરત્નસૂરિભિઃ** કૃતં સમાપ્ત મિતિ । ૭ । ગચ્છ-ાયક પરામારાધ્ય પરમ ગુરૂ ભ. પ્રભુ શ્રી **સોમસુંદરસૂરિ** પાદ ાસાદેન સા૦ **ખેઢાકેન** લિ૦ પૂસ્તકં ચિરનંદનાત્ ભ. શ્રી **જયચ્ચંદ્ર** ારિપાદપ્રસાદેન લિ. **સર્વસોમ** ગણિ નિત્યં પ્રણમતિ **ખેઢઉ** વાર-ાં ॥ જૂનો નં. ૧૦૫૮ ગોડીજી. મુંબઇ.

---

## ૪ જયશેખરસૂરિ (આં.) (૧-૨૪).

### (૫) શ્રાવકબૃહદતિચાર.

—સં. ૧૯૦૯ માઘ વદિ ૬ સોમે માડવિ બિંદર મધ્યે ચતુર્માસ લિ. મુનિ ગુણચંદ્ર ચિરં. વિનયચંદ તથા જાલમચંદ પઠનાર્થે લિ૦ પત્ર ૯ નં. ૬૪૧ મ. જૈ. વિ. (૨) સં. ૧૯૧૪ માઘ વદિ ૧૧ સોમે વિઢ મધ્યે સુમતિજિન પ્રસાદાત્ લિ. મુ. દેવચંદ્રેણ ચરં. વીરચંદ પઠનાર્થે પત્ર ૧૦ નં. ૮૬ મ. જૈ. વિ.

---

## ૫ માણિક્યસુંદર સૂરિ (આં. ૧-૩૫ પૃ. ૪૪૩)

### (૬) + પૃથ્વીચંદ્ર ચરિત્ર-વાગ્વિલાસ ગદ્ય સં. ૧૪૭૮

પૃ. ૪૪૩ અનુ૦

—(૧) સં. ૧૬૬૧ ભા. શુ. ૫ લિ૦ વાચનાચાર્ય રત્નસાગર ગણિ શિ૦ પં. હેમચન્દ ગણિ શિ૦ હર્ષકેન પત્ર ૧૯ નં. ૮-૨ ગુ. (૨) સં. ૧૫૭૩ વૈ. શુ. ૧ રવૌ લિ. પં. લાવણ્યભદ્રગણિ શિષ્યેણ ગચ્છનાયક સૌભાગ્યનંદિ સૂરિ આચાર્ય પ્રમોદસુંદર સૂરિ વિજયરાજ્યે રાંદેર મધ્યે. નં. ૧૬૦૪ વેબર. (૩) ગ્રં. ૧૨૦૦ પત્ર ૨૬ દા. ૨૨ નં. ૬ લીં. (૪) પત્ર ૧૦ નં. ૧૩૧૩૭ સે. લા.

---

## ૬ મુનિસુંદર સૂરિ શિષ્ય (ત૦)

### (૭) કલ્યાણમંદિર બાલા૦

—લિ૦ સીહુંજ ગ્રામે તપાગચ્છાધિરાજ શ્રી મુનિસુંદર સૂરિ શિષ્યેણ૦ બાલા૦ લિ૦ લ(બ્ધિ)મંદિર ગણિના સીંહુંજ ગ્રામે. દા. ૭૫ નં. ૨૪ સંઘ ભંડાર પાટણ.

---

## ૭ સોમસુંદર સૂરિ (ત૦ ૧-૧૪ ૧-૩૨, પૃ. ૪૩૮ તથા ૪૪૫)

### (૮) ઉપદેશમાલા બાલા૦ સં. ૧૪૮૫ રિ૦ ૧-૩૨

આદિ—

શ્રી **વર્દ્ધમાન** જિનવરમાનમ્ય તનોમિ બાલબોધાય
પ્રાકૃતવાર્ત્તારૂપં વિવરણ**મુપદેશમાલાયા:** ૧
શ્રી **તપાગણસરોજરવિ:** શ્રી **દેવસુંદર** ગુરૂક્રમારેણુ
શ્રાદ્ધવર્ગવિહિતાગ્રહા શ્રી **સોમસુંદર ગુરૂ:** કુરૂતે. ૨××
**બાણેશમૂર્ત્યુદધિ શીત** મહો ૧૪૮૫ મિતેબ્દે
શ્રી **સોમસુંદર** ગુરૂપ્રવરૈ: પ્રણીત:
આકલ્પમેવ જયતાદુ**પદેશમાલા**
**બાલાવબોધ** ઇહ સર્વજનોપયોગી. ૧

—(૧) પત્ર ૧૨૨ જૂની પ્રત ઘોઘા ભં. (૨–૩) જૂની પ્રતો ગ્રં. ૫૦૦૦ પત્ર ૯૩ દા. ૨૧ નં. ૧ તથા ગ્રં. ૩૫૦૦ દા. ૨૯ નં. ૧૧ લીં. (૪–૫) જીર્ણ પ્રતો પત્ર ૯૮ અને ૧૦૭ નં. ૧૫૧૭ અને ૧૫૧૮ હંસ૦ (૬) સં. ૧૫૪૬ **સોમસુંદર** સૂરિપદે **જયચંદ્ર** સૂરિ પદે **લક્ષ્મીસાગર** સૂરિ **સોમજય** સૂરિ પદે **સુમતિસાધુ** સૂરિ ઇંદ્રનન્દિ સૂરિ પં૦ **તીર્થ**જય ગણિ શિષ્ય **અભયકીર્ત્તિ** ગણિના લિ૦ **અહમ્મદાબાદ** નગરે દા. ૫૨ હા૦ (૭) સં. ૧૭૮૪ ચમુદિ ૧૦ પુષ્યાર્કવાસરે **તપા વિજયક્ષમા** સૂરિ રાજ્યે **નવાનગરે ગણિ અજીત**-કુશલ લિ૦ ભ્રાતા ગણિ **વિનોદ**કુશલ વાચનાર્થં પત્ર ૯૭ નં. ૨૧૭ જશ૦ વડવા.

**(૯) ષષ્ટિશતક બાલા૦** સં. ૧૪૯૬ ( રિ૦ ૧–૩૨ પૃ. ૪૩૯ અનુ૦ )

ઇતિ **ષષ્ટિ શત** બાલાવબોધ: સમાપ્તો વિરચિત: ॥
શ્રી **સોમસુંદર સૂરિ** પાદૈ:, સર્વજનોપકારાય ॥
**ક્ષમાખંડામૃતકુંડ વિષ્ટપ** મિતે ૧૪૯૬ સંવત્સરે શ્રી **તપા**-
ગચ્છેંદ્રૈ ગુંરૂ **સોમસુંદર** વરૈરાચાર્યધુર્યૈ રિયં
વાર્ત્તાભિર્વિહિતા હિતાય કૃતિનાં સમ્યકત્વબીજે સુધા–
વૃષ્ટિ: **ષષ્ટિશતાખ્ય** પ્રકરણ વ્યાખ્યા ચિરં નંદતુ.

—મૂળ ખ૦ શ્રાવક નેમિચંદ્ર ભંડારી કૃત (૨) સં. ૧૫૫૩ સને ૧૮૯૫-૯૮ પી. ૬ નં. ૬૩૨ (૩-૪) સં. ૧૬૦૭ પત્ર ૪૬ દા. ૬૨ નં. ૮, તથા પત્ર ૨૨ દા. ૪૫ નં. ૨૨ હા૦ (૫) સારી પ્રાચીન પ્રત પત્ર ૨૯ સુ૦ લા૦ ખેડા (૬) પત્ર ૨૩ દા. ૩૧ નં. ૧૪ લીં. (૭) ગ્રં. ૧૨૦૦ પત્ર ૨ થી ૨૧ દા. ૮૭ નં. ૯૨૯ પ્ર. કા. (૮) ચેનસાગર ભં. ઉદેપુર.

**(૧૦) યોગશાસ્ત્ર બાલા૦** ( ટિ૦ ૧-૩૨ )

—(૧) લ૦ સં. ૧૫૦૬ સન ૧૮૬૯-૭૦ નં. ૨૨૫ ભાં. ઇ. (૨) સં. ૧૮૬૧ આસુ વદિ ૨ શનૌ શંકરાંણા મધ્યે લ૦ પૂર્ણિમા પક્ષે ભ૦ વિમલચંદ્રસૂરિ-ભ૦ લક્ષ્મીચંદ્ર સૂરિ રાજ્યે વા૦ કર્મસુંદર શિ. વા૦ દેવસુંદર શિ૦ દયાસુંદર કલ્યાણસુંદર લાભસુંદરાદિ વાચ્યમાન ચિરં નંદ્યાત્ લિ૦ મુનિ કાન્હજી પત્ર ૮૬ તિલક૦ મહુવા૦ (૩) ગ્રં. ૪૫૦૦ પત્ર ૭૦ દા. ૬૮ નં. ૬૬૪ પ્ર. કા. (૪) તપાધિરાજશ્રી દેવસુંદર સૂરિ પટ્ટાલંકાર શ્રી સોમસુંદરસૂરિપાદૈ વિરચિતઃ યોગશાસ્ત્ર બાલાવબોધ. ગ્રંથાગ્રંથ પંચસહસ્ત્ર સં. ૧૮૯૧ શાકે ૧૭૫૭ જ્યેષ્ટ કૃષ્ણપક્ષે ચતુર્દશમ્યાં તિથૌ સુરગુરૂવારે લિપિકૃત્વા સંવેગી મણિવિમલ ગણી સંવેગી શાંતિવિમલ આત્માર્થે. શ્રી પાદલિપ્તનયરે શ્રી સિદ્ધાચલ ગિરિ પ્રાસાદાત્ ૧૪૨ પાનાં. પુ મં. (૫) જૂની પ્રત ગ્રં. ૪૬૮૫ પત્ર ૫૩ દા. ૩૧ નં. ૧૮ લીં.

**(૧૧) ભક્તામર સ્તોત્ર બાલા૦**

—સં. ૧૫૩૦ ભા. વ. ૭ તપાગચ્છનાયક ભ. સોમસુંદરસૂરિ શિ. હંસલબ્ધિ શિષ્યણી આગમઋદ્ધિ લ૦ પત્ર ૬ નં. ૨૯૩૧ અભય૦

**(૧૨) નવતત્ત્વ બાલા૦** સં. ૧૫૦૨ (?) ( ટિ૦ ૧-૩૨, પૃ. ૪૩૯ અનુ૦ )

—સં. ૧૮૧૫ પત્ર ૨૨ નં. ૧૬૬૧ હંસ૦

**(૧૩) પર્યંતારાધના-આરાધનાપતાકા બાલા૦** (ટિ૦ ૧-૩૨)

—(૧–૨) સં. ૧૭૭૧ પત્ર ૭ દા. ૪૫ નં. ૨૪, તથા પત્ર ૧૦ દા. ૩૫ નં. ૭ હાં૦

**(૧૪) ષડાવશ્યક બાલા૦** (ટિ૦ ૧–૩૨)

**(૧૫) વિચારગ્રંથ બાલા૦** પૃ. ૪૩૯

---

**૭ દયાસિંહ** (વૃદ્ધ તપાગચ્છ–રત્નાકરગચ્છ જયતિલક સૂરિ શિ૦) (૧–૧૮૦)

**(૧૬) સંગ્રહણી બાલા૦** સં. ૧૪૯૭ દ્વિ. શ્રા. શુદ ૧૪ શુક્ર (૧–૧૮૦, પૃ. ૪૪૫ અનુ૦)

—(૩) અપૂર્ણ ગા૦ ૧૮૩ સુધી પત્ર ૨૨ દા. ૨૦ નં. ૧૨ લીં૦ (૪) સં. ૧૫૨૦ ગ્રં. ૧૭૫૭ પત્ર ૩૨ દા. ૪૦ નં. ૫૨ લીં. (૫) પત્ર ૫૪ દા. ૧ નં. ૧૫ સંઘ ભં. પાટણ વખતજીશેરી. (૬) સં. ૧૫૪૮ પત્ર ૨૫ દા. ૫૬ નં. ૨ હાં૦

**(૧૭) ક્ષેત્રસમાસ બાલા૦** સં. ૧૫૨૯ મહા વદ ૧૧ શનિ (૧–૧૮૦)

**આદિ**—શ્રી **ક્ષેત્રસમાસ**ની વૃત્તિ શ્રી **મલયગિરિ** આચાર્ય પ્રૌઢ મોટી કીધી છઇ। સૂત્રવઉ શ્રી **ક્ષેત્રસમાસ**નૂં ૭૦૦ માહેરાં છઇ બીજે કેતલે આચાયઇ આપણી આપણી બુદ્ધિનઇ નવાં નવાં સૂત્ર રચા છઇ નવી નવી વૃદ્ધિ કીધી છઇ। હવડાં શ્રી **રત્નશેખર સૂરિ સવાલખ** ગચ્છના તેહનું કીધઉ સૂત્ર તેહની કીધી વૃત્તિ સંસ્કૃત છઇ। તેહ ઉપરિ જોઇ। **તપાગચ્છ વડી પોસાલ** શ્રી **રત્નાકર** સૂરિનઇ ગચ્છિ ભટ્ટારક શ્રી **જયતિલક** સૂરિનઇ પાટિ ગચ્છનાયક ભટ્ટારક શ્રી **રત્નસિંહ** સૂરિનઇ સાંનિધ્યઇ પ્રતિદિન શ્રી **જયતિલક** સૂરિનો શિષ્ય પંડિત **દયાસિંહ** ગણિ બાલાવબોધ વાર્ત્તારૂપપણઇ, લખઇ છઇ નવો કરઇ છઇ.

**અંતે**—સં. ૧૫૨૯ વર્ષે મહામાસઇ કૃષ્ણપક્ષે ૧૧ તિથૌ શનિવારઇ લિખિત શ્રી **તપાગચ્છ** શ્રી **રત્નાકર** સૂરિનઇ ગચ્છઇ અનુ-

ક્રમઇ વડી પોસાલની સંજ્ઞાઇ ભટ્ટારક શ્રી જયતિલક સૂરિનઇ ગચ્છઇ શિષ્ય પં. દયાસિંહ ગણિ, ગચ્છનાયક સાર્વભૌમ ભટ્ટારિક શ્રી રત્નસિંહ સૂરિનઇ પ્રસાદઇ ભટ્ટારિક શ્રી ઉદયવલ્લભ સૂરિ, ભટ્ટારિક શ્રી જ્ઞાનસાગર સાંનિધિ, ક્ષેત્રસમાસનો બાલાવબોધ આપણુપાનઇ સંભારવાનઇ કાજઇ પં. દયાસિંહ ગણિઇં કીધઉ શ્લો. સં. ૪૮૬૭ સટીકનું બાલાવબોધ. (૧) પત્ર ૯૪ દા. ૫૭ ન૦ (૨-૩) દા. ૨૦ નં. ૭ અને ૮ લીં. (૪) સં. ૧૭૯૭ પત્ર ૧૦૩ નં. ૧૩૧૦ કાથવટે રીપોર્ટ. (૫) સને ૧૮૯૫-૯૮ પી. ૬ નં. ૬૩૪ (૬) નં. ૨૯૭ વિવેકવિજય ભં. ઉદેપુર.

---

## ૮ અજ્ઞાત

**(૧૮) શીલોપદેશમાલા બાલા૦**

—(૧) સં. ૧૪૬૬ પત્ર ૧૮૨ દા. ૨ નં. ૩ સંઘ ભં. પાટણ વખતજી શેરી.

---

# વિક્રમ સોળમી સદી.

---

## ૯. હેમહંસ ગણિ (ત. સોમસુંદરસૂરિ મુનિસુંદરસૂરિ આદિના શિષ્ય) ૧-૧૮૦

**(૧૯) ષડાવશ્યક બાલા.** સં. ૧૫૦૧

શ્રેયાંસિ શ્રી **મહાવીરઃ** સ શ્રી સંઘસ્ય યચ્છતાત્
યસ્યાજ્ઞા કલ્પવલ્લીવ, મનોવાંછિતદાયિની. ૧
શ્રી **વર્દ્ધમાન** જિનશાસન રાજ્યનેતા
વિશ્વત્રયાદ્ભુતચરિત્રયુગપ્રધાનઃ ।
શ્રી **સોમસુંદર** ગુરુ ગુંરુચક્રવર્તી
ભૂયાદમેયમહિમા મમ સુપ્રસન્નઃ ૨

તત્પટ્ટનાયકાઃ શ્રી. **મુનિસુંદર** સૂરયો જયંત્ય ધુના ।
**જયચંદ્ર**સૂરિ **જિનકીર્ત્તિ**સૂરિ પરિવાર પરિકરિતાઃ ૩
સ્વાન્યયોરૂપકારાય લિખ્યતે લેશતો મયા
**ષડાવશ્યક** સૂત્રાણાં વ્યાખ્યા બાલાવબોધિની. ૪

પહિલઉં સકલ મંગલીકનઉં મૂલ શ્રી જિનશાસનનઉ સાર । ઇગ્યાર અંગ ચઉદ પૂર્વનઉ ઉદ્ધાર । સદૈવ શાશ્વતઉ પંચ પરમેષ્ટિ મહામંત્ર નવકાર ॥

**અંતે**—

—ઇતિશ્રી **ત**પાગચ્છનાયક સકલસુવિહિતપુરંદર શ્રી **સોમસુંદરસૂરિ** શ્રી **મુનિસુંદરસૂરિ** શ્રી **જયચંદ્રસૂરિ** પદકમલ સેવિના શિષ્ય મહોપાધ્યાય શ્રી **હેમહંસ**ગણિના શ્રાદ્ધવરાભ્યર્થનયા કૃતોऽયં ષડાવસ્યક બાલાવબોધ આચંદ્રાર્ક નંદ્યાત્–(૧)સંવત્ ૧૭૮૩ વર્ષે ચૈત્ર વદિ ૮ રવિવાસરે શ્રી **અહમમ્મદ** નગરે પં. શ્રી **ગુણસાગર**જી શિષ્ય મુનિ **ષી**મસાગર વાચનાર્થે. ૨૦૨–૮ દે. લા. પુ. લા. ૨૦૧–૯૮ (૨) ૭૪–૧૯ એજન નં. ૯૭ (૩) સં. ૧૮૧૨ પો. વ. ૫ ગુરૂ લ. **ન્યાંન**વિજય ગણિ શિ. પં. **વિવેક**વિજય લ. **વડાલિ** ગ્રામે **ઈડર** દેસે પત્ર ૮૭ નં. ૪૫ વીજાપુર. (૪) પત્ર ૬૮ નં. ૬૨–૭ ગુ. (૫) લ. સં. ૧૮૪૧ ગ્રં. ૪૯૯૭ પત્ર ૧૨૪ દા. ૨૦ નં. ૭ લીં. (૬) લ. સં. ૧૭૬૭ પત્ર ૧૦૯ દા. ૫૬ નં. ૧૭ હા. (૭) પત્ર ૬૨ દા. ૬૦ જૂની પ્રત હા. (૮) ડાં. અ. ભાવનગર (૯) ગ્રં. ૩૫૦૦ પત્ર ૮૦ દા. ૧૩ નં. ૧૫ લીં. **મુનિસુંદર** સૂરિના સમયમાં રચાયેલ (૧૦) સં. ૧૬૧૩ ગ્ર. ૨૭૦૦ પત્ર ૪૫ નં. ૪૭૦૯ સેં. લા. (૧૧) પત્ર ૯ અપૂર્ણ જશ. (૧૨) પત્ર ૩૯ થી ૧૪૩ મોટો ગુટકો પો. ૨૭ યશોવૃદ્ધિ. (૧૩) સન ૧૮૯૨–૯૫ પીટર્સન ૫. નં. ૮૭૨ ભાં. ઇ. (૧૪) સં. ૧૫૩૯ ગ્રં. ૩૭૭૩ પત્ર ૫૮ દા. ૮ વી. ઉ. (૧૫) પત્ર ૮૯ દા. ૮ વી. ઉ. (૧૬) સં. ૧૩ (? ૧૫) ૧૩ વર્ષે આસો વદિ ૯ શનૌ લખિતં સહી પત્ર ૫૦ નં. ૧૩ મ. જૈ. વિ.

---

**૧૦ માણિકસુંદર ગણિ** ( વૃદ્ધ તપાગચ્છ ભ. રત્નસિંહ સૂરિ શિ૦ )

**(૨૦) ભવભાવના સૂત્ર બાલા૦** સં. ૧૫૦૧ કા. શુ. ૧૩ બુધે દેવકુલપાટકમાં.

—( મૂલ મલધારી હેમચંદ્ર સૂરિકૃત ) કોઇ રચ્યા સંવત્ ૧૫૬૩ જણાવે છે. (૧) પત્ર ૧૫૨ દા. ૫૦ નં. ૫ હા૦ (૨) દા. ૬૦ હા૦

---

**૧૧ જિનસૂર** (ત. સોમસુંદર સૂરિ–વિશાલરાજ–સુધાભૂષણ શિ૦ ) (૧–૧૮૦)

**(૨૧) ગૌતમપૃચ્છા બાલા૦** (વસુધાભૂષણ) (૧૬ મી સદી પ્રારંભ.)

આદિ—

નત્વા **વીર**જિનં બાલાવબોધો લિખ્યતે મયા
શ્રીમદ્**ગૌતમપૃચ્છાયા** વાચનાર્થં વિશેષતઃ ૧
શ્રી**સોમસુંદર**શ્રી**મુનિસુંદર**સદ્**વિશાલરાજેંદ્રાઃ**
શ્રી**સોમદેવ**ગુરવો જયંતિ જનકલ્પવૃક્ષસમાઃ ૨

અંતે—

શ્રી**સોમસુંદરાચાર્ય–મુનિસુંદર**વાગ્સુધાં
પીત્વા **વિશાલરાજેંદ્ર–સુધાભૂષણ**સેવિના
શ્રી **ગૌતમપૃચ્છાયા** બાલાવબોધ ઉત્તમઃ
લિખિતો **મુનિવિજય**ગણિનાં હર્ષપુરેણ ભાવતઃ
(પા.) લિખિતો **જિન** સૂરેણ હર્ષપુરેણ ભાવતઃ

—ઇતિશ્રી ગૌતમપૃચ્છા બાલાવબોધ વસુધાભૂષણાભિધા સંપૂર્ણઃ (૧) સં. ૧૮(૦)૪ આસો સુદ ૯ પ્રભવ સંવત્સરે ગુરૂવારે ભ. **વિજ**યક્ષમાસૂરિ શિ. **મુનિવિજય** ગ. લ. ચેલા **વૃદ્ધિ**વિજય ગ. વાચનાર્થં. (૨) નં. ૩૭૯ સન ૧૮૭૯–૮૦ ભાં. ઈ. પૂના (૩) લ. સં. ૧૭૫૯ દા. ૫૯ નં. ૯ પત્ર ૫૯ હા. (આ અને ઉપર જણાવેલ વિશાલ–

રાજકૃત ગૌતમપૃચ્છા બાલા. કદાચ એક હોય ને કર્ત્તા વિશાલરાજને બદલે તેના પ્રશિષ્ય જિનસૂર ખરી રીતે નીવડે એવો સંભવ છે) (૪) સં. ૧૮૩૭ માહા વદિ ૧૩ સોમ લિ૦ પૂજ્ય ઋષિ **સમરથ** શિષ્ય ઋષિ મનીરામ શિષ્ય ઋષિ **મોતીરામ** શિષ્ય ઋષિ ઉત્તમચંદ વૈ હુકમચંદ પઠનાર્થં. પત્ર ૩૫ નં. ૩૮૩ ગોડીજી (૫) ગ્રં. ૧૫૦૦૦ સં. ૧૮૪૧ વૈ. સુદી ૧૩ શૈ પં. **મોતિવિજય** લ. **ભરૂઅચ** મધ્યે પત્ર ૭૬ નં. ૪૧૧ ગોડીજી–સં. ૧૮૮૩ માગસર સુદ ૧૪ બુધ લ૦ **માલવદે** સે **દેપાલ** નગરે ઋ. **સોભાગ્યચંદ્ર** શિષ્ય ઋ. ફતેહચંદ લ. પત્ર ૪૬ નં. ૪૩૫ (૭) ગ્રં. ૧૫૦૦ પત્ર ૩૯ નં. ૫૩ મ. જૈ. વિ.

---

## ૧૨ વિદ્યાકીર્ત્તિ

**(૨૨) જીવપ્રબોધ પ્રકરણ ભાષા**—સં. ૧૫૦૫ માર્ગસિર સુદિ

ભૃગુ દિને હિસાર દુર્ગે પં. **વિદ્યાકીર્ત્તિ** ગણિ કૃતે લિખિત મિદં વા૦ **અભયચંદ્રેણ** ગણિના નં. ૬૦૮ જિ. ચા.

---

## ૧૩ સંવેગદેવ ગણિ (ત. સોમસુંદરસૂરિ શિ. ભ. રત્નશેખરસૂરિ શિ.)

**(૨૨) પિંડવિશુદ્ધિ બાલાવબોધ.** સં. ૧૫૧૩

—(૧) પત્ર ૨૯ શ્લોક ૧૧૫૮=અજીમગંજ ધનપતિસિંહજી ભં. Notices of Jain Mss. Vol. p. 103-104) (૨) પત્ર ૨૫ દા. ૪૯ હા. (૩) ગ્રં. ૧૦૧૦ પત્ર ૧૭ દા. ૨૩ નં. ૧૪૧ લ. (૪) આ. ક. પાલીતાણા. (૫) પત્ર ૪૨ દા. ૬ નં. ૧૭૦ વખતજીશેરી પાટણ. (૬) સં. ૧૫૧૫ પો. શુ. ૧ **વીરમગામે ભાવધીર**-ગણિ લિ. સા. કર્મી યોગ્યં. પત્ર ૪ નં. ૨૮૦૦ અભય.

**(૨૩) આવશ્યક પીઠિકા બાલાવબોધ** સં. ૧૫૧૪

—શ્રી સોમસુંદર યુગોત્તમસૂરિ શિષ્યઃ, સંવેગદેવગણિભિર્દ્વિતિથિ ૧૫૧૪ પ્રમેઽબ્દે, આવશ્યકસ્ય ધુરિસંસ્થિતપીઠિકાયા, બાલાવબોધમતનોત્ સ્વપદાર્થસિધ્ધ્યૈ. (૧) ઇતિશ્રી આવશ્યક પ્રથમ પીઠીકા બાલાવબોધઃ સમર્થિતઃ ૨૦–૧૮ દા. ૭૫ નં. ૬૦ સંઘનો ભંડાર પાટણ. (૨) પત્ર ૧૩ નં. ૮૧૬ પ્ર. કા. છાણી

**(૨૪) ચઉશરણ પયન્ના** (સોમસુંદરસૂરિ શિ. પં. **સંવેગદેવગણિ** વિરચિતઃ **અહમ્મદાબાદ** નગરે લિ. **અમરદેવ** મુનિના પત્ર ૫ નં. ૨૦૩૨ અભય.

---

## ૧૪ ધર્મદેવગણિ (કીર્તિરત્ન–ક્ષાંતિરત્ન શિ.)

**(૨૫) ષષ્ટિશતક બાલા.** સં. ૧૫૧૫

—તેમાં ગ્રંથ પરની **તપોરત્ન** ઉપાધ્યાય કૃત ટીકા પર આધાર રાખ્યો છે. નં. ૪૦૬ સન ૧૮૮૦–૮૧ (કીલ. ૨) ભાં. ઇ. પૂના.

---

## ૧૫ આસચંદ્ર (મડાહડ ગચ્છ કમલપ્રભ શિ)

**(૨૬) કલ્પસૂત્ર બાલા૦** સં. ૧૫૧૭

—ગ્રં. ૩૫૦૦ પત્ર ૧૩૭ સરસ અને વાંચવા યોગ્ય. સાથે મૂળ નથી, તેજ વર્ષમાં લખેલો દા. ૧૨ નં. ૪૨ લીં.

---

## ૧૬ જયચંદ્રસૂરિ ( ત. લક્ષ્મીસાગરસૂરિ શિ૦ )

**(૨૭) ચઉસરણ અધ્યયન બાલા૦** લ. સં. ૧૫૧૮

—સં. ૧૫૧૮ ફાગણ શુદિ ૧૪ લેખિ તિલકકલ્યાણગણિભિઃ કર્ણપુરગ્રામે । શ્રી તપાગચ્છ નાયક સુવિહિત ચક્રચૂડામણિ પરમગુરૂ ભટ્ટારક પ્રભુ શ્રી રત્નશેખરસૂરિ તત્પટ્ટાલંકારેણ શ્રી લક્ષ્મીસાગરસૂરિ શિષ્યેણ પત્ર ૬ જેસલ૦ ભદ્રસૂરિ જ્ઞાન ભં૦ નં. ૧૨૬

---

## ૧૭ ઉદયવલ્લભસૂરિ (વૃદ્ધતપાગચ્છ)

**(૨૮) ક્ષેત્રસમાસ બાલા૦ સં. ૧૫૨૦ આસપાસ.**

—(૧-૨) લ. સં. ૧૭૬૯ ગ્રં. ૪૮૬૦ પત્ર ૯૯ દા. ૫૭ નં. ૧૧ અને લ. સં. ૧૭૬૯ પત્ર ૯૪ દા. ૫૭ નં. ૧૨ હા૦

---

## ૧૮ કમલસંયમ ઉ૦ (બૃહત ખરતર ગચ્છ જિનહર્ષ સૂરિ શિ૦)

**(૨૯) સિદ્ધાંત સારોદ્ધાર-સમ્યકત્વોલ્લાસ ટિપ્પનક-લુંકાની હુંડી** સં. ૧૫૭૪ આસ૦ (લોંકાશાના મંતવ્યના ઉત્તરરૂપે છે.)

—(૧) ૧૮-૧૫ ત્રૂટક (તેમણે સં. ૧૫૪૪ માં ઉત્તરાધ્યયન વૃત્તિ અને સં. ૧૫૪૯ માં કર્મસ્તવ પ્રકરણની રચના કરી. (આદિની ચઉપઈ જૈનયુગ પુ. ૫ પૃ. ૨૪૯ માં છપાઇ છે) (૨) સં. ૧૬૧૨ માર્ગશિર વ. ૪ રિણીમધ્યે **શ્રી**ચંદ શાહ વાચનાર્થં. પત્ર ૨૫ વચમાં ત્રૂ૦ અભય૦ (૩) ગ્રં. ૪૦૦ લ. સં. ૧૮૧૪ પત્ર ૧૫ નં. ૨૧૭૪ સેં. લા. (૪) તપ૦ રાજકુશલ શિ. કલ્યાણકુશલેન લિ૦ હીરવિજય સૂરિરાજ્યે સં. ૧૬૪૬ વૃદ્ધિચંદ્ર ભં. ભાવ. (૫) પત્ર ૬૨ નં. ૧૮૧૦ હંસ૦

---

## ૧૯ મેરૂસુંદર [ખ૦ રત્નમૂર્ત્તિ વાચનાચાર્ય શિ૦]

**(૩૦) શત્રુંજય સ્તવન બાલા૦** સં. ૧૫૧૮

નં. ૧૬૩૮ અને ૧૮૯૧-૯૫ ભાં. ઇ.

**(૩૧) શીલોપદેશમાલા બાલા૦** સં. ૧૫૨૫ માંડવગઢમાં (૧-૬૦૧)

**આદિ—**

શ્રી વામેય મમેય શ્રી સહિતં મહિતં સુરૈઃ
પ્રણિપત્ય સત્યભક્ત્યાઽનન્તાતિશયશાલિનં. ૧

શ્રી **જિનચંદ્ર** ગુરૂણામાદેશાન્ **મેરૂસુન્દર** વિનેયઃ
**શીલોપદેશમાલાં** વિવૃણોતિ શિશુપ્રબોધાય. ૨

**અંતે**—

શ્રીમત્ **ખરતર** ગચ્છે બહુગુણસંભુધરાજ વિદિતે
ષટ્ત્રિંશત્ ગુણસહિતા શ્રી**માર્જીનભદ્ર**સૂરયોઽભૂવન્. ૧
તત્પટ્ટાચલ—શૃંગારહાર—નાયક—સન્નિભાઃ
શ્રી **જિનચંદ્ર** સૂરીન્દ્રાઃ જયન્તિ સપરિચ્છદાઃ ૨
તેષાં ગુરૂણામાદેશં પ્રાપ્ય શ્રી જયમંદિરં
શ્રી **ભદ્રરત્નમૂર્ત્તિ** ગણિ વાચનાચાર્ય શિષ્યકઃ ૩
શ્રી **મેરૂસુન્દર** ગણે ર્ગુણભક્તિ પરાયણઃ
નાનાપુણ્યજનાકીર્ણે **દુર્ગે** શ્રી **મંડપા**ભિધે ૪
ઉદારચરિતખ્યાત **શ્રીમાલ**જ્ઞાતિસંભવઃ
સંઘાધિપ **ધનરાજો** વિજયોઽસ્તિ દયાપરઃ ૫
તસ્યાભ્યર્થનયા ભવ્યજનોપકૃતિહેતવે
**શીલોપદેશમાલાયા** બાલાવબોધો મયા રચિતઃ ૬
**તત્ત્વ વ્રત ચંદ્ર** મિતે વર્ષે હર્ષેણ **મેરૂણા** રચિતઃ
તાવન્નન્દતુ સોઽયં યાવજ્જિન**વીર**તીર્થમિદં. ૭

—(૧) સં. ૧૮૧૪ શાકે ૧૬૭૯ મૃગશિર વદિ ૬ ગુરૂ લિ૦ ઋષિ **અમીધર** વમ્હણ્જી **અજીમગંજ** મધ્યે પત્ર ૧૬૫ નં. ૬૧—૮ ગુ૦ (૨) પત્ર ૨૦૯ નં. ૬૧—૬ ગુ૦ (૩) ગ્રં૦ ૬૨૫૦ શ્રી **વીકાનેર** મધ્યે સં. ૧૫૭૮ આશો શુક્લ દ્વિતીયા ભોમે । **ખરતર વેગડ** ગચ્છે **જિનેશ્વરસૂરિ**—શ્રી **જિનશેખરસૂરિ**—શ્રી **જિનધર્મસૂરિ**—શ્રી **જિનચંદ્ર** સૂરિ—શ્રી **જિનમેરૂસૂરિ** વિદ્યમાન શ્રી **જિનજયસિંહસૂરિ**ભિઃ । પં. **રાજશેખર** લિખિતમ્ પત્ર ૧૫૩ જેસલ૦ ભદ્રસૂરિ જ્ઞાન ભં. નં. ૯૦ (૪—૭) લ. સં. ૧૮૩૧ પત્ર ૧૭૩ દા. ૫ નં. ૧૪; લ. સં. ૧૬૦૮ ગ્રં. ૬૦૦૦ પત્ર ૧૩૧ દા. ૧૪ નં. ૪૧, ગ્રં. ૭૦૦૦ પત્ર ૨૪૨ દા. ૩૫ નં. ૨ અને લ. સં. ૧૮૯૦ પત્ર ૧૭૯ દા. ૩૫ નં. ૩ લીં.

(૮–૧૦) પત્ર ૧૯૦ દા. ૫૧, લ. સં. ૧૬૧૬ પત્ર ૧૫૮ દા. ૫૭ નં. ૨, અને પત્ર ૧૨૨ દા. ૫૭ નં. ૩ હા૦ (૧૧) સં. ૧૮૩૮ કા. શુ. ૬ પત્ર ૨૨૩ થી ૨૩૧ ત્રુટક દા. ૮ નં. ૧૦૭ ખેડા ભં.

**(૩૨) ષડાવશ્યકસૂત્ર–શ્રાવક પ્રતિક્રમણસૂત્ર બાλο સં. ૧૫૨૫**

[ સંવત્ ૧૫૨૫ વર્ષે વૈશાખ સુદી ૫ દિને ખરતરગચ્છનાયક શ્રી જીનરાજસૂરિ પટ્ટાલંકાર શ્રી જીનભદ્રસૂરિ શ્રી જિનચંદ્રસૂરિના આદેશથી વાચનાચાર્ય રત્નમૂર્ત્તિ ગણી શિષ્ય વા૦ **મેરૂસુંદર** ગણીએ ષડાવસ્યક વૃત્તિ બાલાવબોધ શ્રી તરૂણપ્રભાચાર્ય કૃત બાલાવબોધના અનુસારે કર્યો. ]–(૧) મું. રો. એ. સો. (૨) લ. સં. ૧૭૫૦ પત્ર ૮૫ દા. ૫૭ નં. ૮ હા૦ (૩) **આનંદવિમલસૂરિ** શિ૦ **વીરવિમલ** ગણિ નં. ૨૮ ડો૦ અ૦ બાવ૦

**(૩૩) પુષ્પમાલા બાલા૦** લ. સં. ૧૫૨૮

—(૧–૨) ગ્રં. ૬૦૦૦ પત્ર ૧૩૯ દા. ૫ નં. ૧૮ અને ગ્રં. ૧૫૦૦ પત્ર ૭૦ દા. ૨૧ નં. ૧૮ લીં. (૩) લ. સં. ૧૬૧૪ પત્ર ૧૬૬ દા. ૫૭ નં. ૧૬ હા૦ (૪) પત્ર ૩૬૮ દા. ૨ નં. ૬ સંઘ ભં. પાટણ વખતજી શેરી. (૫) સં. ૧૫૨૮ શ્રા. વ. ૨ શનૌ **પત્તને** દા. ૬૦ હા૦

**(૩૪) પંચ–નિર્ગ્રન્થી બાલા૦**

—(૧) લ. સં. ૧૬૧૨ **અહમદાબાદ** પત્ર ૧૭ દા. ૪૯ નં. ૧૫ હા૦ આમાં પોતાને 'ખરતર જિનભદ્રસૂરિ પટ્ટે જિનચંદ્રસૂરિ વિજયમાન શિષ્યાણુ વાચનાચાર્ય' એમ ગણાવેલ છે. (૨) લ. સં. ૧૬૪૨ પત્ર ૧૦ દા. ૯૧ નં. ૯૯૨ પ્ર. કા. વડો૦ (૩) ગોડીજી ભં. ઉદેપુર. (૪) પરમગુરૂશ્રી **આણુંદવિમલગસૂરિ** શિષ્ય પં. ધનવિમલ ગણિ **શિવવિમલ** ગણિ પઠનાર્થે, **હીરાંની** પરતિ પત્ર ૨૧ નં. ૮૨૯ પ્ર. કા. છાણી. (૫) ઇતિ પંચનિગ્રંથી **ખરતરીય મેરૂસુંદર** કૃત બાલાવબોધોઽપિ સમાપ્ત ઇતિ ભદ્રં ભૂયાત્ સં. ૧૬૬૦ આશો વદિ ૭ રવૌ નં. ૧૭૯૧ વેબર.

**(૩૫) યોગશાસ્ત્ર બાલા૦** (૧–૬૦૨)

—(૧) વિવેકવિજય ભં. ઉદેપુર (૨) પત્ર ૧૧૫ લ. સં. ૧૬૨૬ ભા૦ **ચઉડામધ્યે** ઋષિ **ભાણા** લિ૦ **શ્રીવંત** પઠનાર્થં પો. ૨૪ મહિમા૦ (૩) પરમગુરૂ **આણંદવિમલસૂરિ** શિ. પં. **ધનવિમલ** ગણિ **શ્રીકર્ણ શિવવિમલ સીહવિમલ** પઠનાર્થં. પત્ર ૨૭ ગો. ના.

**(૩૬) ભક્તામર પર કથા** ગૂ૦ ગદ્ય

**આદિ—**

પ્રણમ્ય શ્રી **મહાવીરં** નત્વા ચ શ્રુતદેવતાં
શ્રી **જિનચંદ્ર** સૂરીણા માસાદ્યા દેશમુત્તમં. ૧
બાલલોક પ્રબોધાર્થમેષોહં **મેરૂસુંદર:**
**ભક્તામર** મહાસ્તોત્રં કારવ્યે વાર્ત્તયા મુદા. ૨

—ભક્તામરપ્રાકૃત વાર્ત્તાવૃત્તિ : પત્ર ૧૮ સુંદર પ્રત યશોવૃદ્ધિ.

**(૩૭) કર્પૂર પ્રકરણ બાલા૦** લ. સં. ૧૫૩૪ પહેલાં.

—લ. સં. ૧૫૩૪ માર્ગશિર સુદિ ૪ આદિત્યે શ્રી **નાગરજ્ઞાતી વિશ્વનાથ** સત્(સુત)**લક્ષ્મીધર** લિ૦ પત્ર ૧૨૧ દા. ૭૨ નં. ૩૬ જૂનો સંઘ ભં. ફો૦ પાટણ.

**(૩૮) ષષ્ટિશતક વિવરણ**

—ગ્રં. ૭૦૦ પત્ર ૧૬ દા. ૫ નં. ૧૮ સંઘ ભં. પાટણ વખતજી શેરી.

**(૩૯) વૃત્ત રત્નાકર બાલા૦**

—મૂલના કર્ત્તા **કેદારભટ્ટ**. ગ્રં. ૧૧૭૬ પત્ર ૧૯ દા. ૬૪ નં. ૬૧૪ પ્ર. કા.

**(૪૦) ભાવારિવારણ બાલા૦**

—પત્ર ૧૯ દા. ૯૧ નં. ૯૮૭ પ્ર. કા.

---

## ૨૦ જયવલ્લભ

**(૪૧) શીલોપદેશમાલા બાલા૦** લ. સં. ૧૫૩૦ પહેલાં.

—લ. સં. ૧૫૩૦ પત્તન મહાનગરે પં. જ્ઞાનધીર ગણિ શિષ્યેણાલેખિ પત્ર ૫ નં. ૨૦૩૧ અભય૦

---

## ૨૧ નન્ન સૂરિ (કોરંટ ગચ્છ સાવદેવસૂરિ શિ.)

**(૪૨)+ ઉપદેશમાલા બાલા.** સં. ૧૫૪૩ ખંભાતમાં.

**આદિ—** શ્રી **નન્ન**સૂરિ સદ્‌ગુરૂભ્યો નમઃ ।

સિદ્ધેભ્યઃ સ્વગુરૂભ્યશ્ચ નમસ્કૃત્ય લિખામ્યહં ।
શ્રી ઉપદેલમાલાર્થં બાલાનામવબોધકં ॥

ગ્રંથનૈ પ્રારંભિ નમસ્કાર કરઇ છઈ । જિનવરેંદ્ર તીર્થંકર નમસ્કરી નૈ હઉં ગુરૂ નૈ ઉપદેશું ઇ ઉપદેશ તણિ શ્રેણિ કહિસું. જિનવરેંદ્ર કિસિયા છઈ. ઇંદ્ર અનઇ નરેંદ્ર રાજાને પૂજિત છઇ. વલિ કિસિયા છઇ. ત્રિભુવનના ગુરૂ છઇ. ૧

**અંતે—**

જે મઇં અજાણતઈં હૂતઇં । અક્ષર માત્રાઇ ઉછઉં કહિઉં હુઈ । વીતરાગના મુહ થકી નીકલી વાણી । શ્રુત દેવતા તે માહરઉં સહૂ ખમઉ ॥ ૫૪૪ ઇતિશ્રી **ઉપદેશમાલા પ્રકરણં અક્ષરાર્થ બાલાવબોધઃ** સંપૂર્ણઃ ॥છ॥

શ્રી **કોરંટ** ગણાધિપસૂરિ શ્રી **સાવદેવ** ગુરૂ શિષ્યઃ ।
**સ્તંભનકપુરે ત્રિચતુસ્તિથિ** ૧૫૪૩ વર્ષે **નન્ન**સૂરિ ગુરૂઃ ।૧
**ઉપદેશમાલિકાયા** શ્વકાર **બાલાવબોધ**માલોક્ય ।
વૃત્તિં પૂર્વર્ષિકૃતાં તથાપિ શોધ્યોયં મતિનિપુણૈઃ ॥ ૨ ॥ યુગ્મં.

સસૂત્ર ગ્રંથાગ્રં ॥ ૧૯૮૧ ॥ સંવત ૧૫૪૩ વર્ષે આસો વદિ ૧૦ રવૌ । શ્રી **કોરંટ**ગચ્છે શ્રી **નન્નસૂરિ** શિષ્ય ગણિ **ગુણવર્દ્ધનેન** લિખિતં ॥ સાહ રૂપચંદ ભાર્યા સુશ્રાવિકા **મણકાઈ** પઠનાય ॥ છ ॥ શ્રી પત્ર ૫૬ બ્રિટિશ મ્યુઝિયમ ઓ આર ૨૧૧૪ બી. પ્રકાશક ધ. રો૦ એ૦ સો૦ લંડન સને ૧૯૩૫ જેમ્સ જી. ફોર્લોગ

ફંડ વૉ. ૧૪ 'A study of the Gujarati Language' in the 16th century (V. S.) by Dr. T. N. Dave.

---

**૨૨ હેમવિમલસૂરિ** (ત. આચાર્યપદ સં. ૧૫૪૮ સ્વ. સં. ૧૫૬૮)

**(૪૩) કલ્પસૂત્ર બાલા૦**

—પત્ર ૧૨૫ કુલ ૨૪ ચિત્રો સહિત નં. ૪૦૮ ગોડીજી.

---

**૨૩ હરિકલશ** (રાજગચ્છના ધર્મસૂરિ સ્થાપિત ધર્મઘોષ ગચ્છે જયશેખર પાઠક શિ)

**(૪૪) ભુવનભાનુ કેવલિ ચરિત્ર** (ગૂ૦) મલયચંદ્રસૂરિ પટ્ટે પદ્મશેખર સૂરિ પટ્ટે વિજયચંદ્ર સૂરિ રાજ્યે લ. સં. ૧૫૭૨ પહેલાં.

—(૧) ચૈત્ર ગચ્છે શીલચંદ્ર ગણિ શિ. શીલભદ્રે લખી સં. ૧૫૭૨ લીં. (૨) ગ્રં. ૩૦૦૦ પત્ર ૧૩૨ દા. ૩૧ નં. ૧૯ લીં. (૩-૪) પત્ર ૧૬૩ દા. ૩૬ નં. ૧૨ અને પત્ર ૪૬ દા. ૩૯ નં. ૨૧ સંઘ ભં. ફોફલીયાવાડા પાટણ. (૫) ગ્રં. ૩૧૨૫ પત્ર ૧૪૧ દા. ૬૦ નં. ૫૪૮ પ્ર. કા. (૬) લ. સં. ૧૯૧૫ પત્ર ૧૪૯ દા. ૯૩ નં. ૧૦૨૫ પ્ર. કા. (૭) ગ્રં. ૩૦૦૦ લ. સં. ૧૮૩૬ દા. ૫ નં. ૩૩ લીં.

---

**૨૪ પાર્શ્વચંદ્ર** (બૃહત્તપા નાગોરી તપા ગચ્છ સાધુરત્ન શિ૦)

**(૪૫) આચારાંગ બાલા૦**

—(૧) પત્ર ૧૧૭ દા. ૧ નં. ૨૧ ખેડા સંઘ ભં. (૨) પો. નં. ૩૦ યશોવૃદ્ધિ. (૩) દા. ૧ હા૦ (૪) પત્ર ૮૮ નં. ૧૦૩૧ ગુ. (૫) પત્ર ૭૮ ચં. (૬-૭) પ્રથમ શ્રુતસ્કંધ પર—જૂની પ્રત પત્ર ૭૬

દા. ૧૬ નં. ૪૭ લીં. તથા સં. ૧૬૩૮ જ્યે. વદિ ૭ સોમ ગ્રં. ૮૦૦ પત્ર ૬૯ નં. ૫૩૮ ગોડીજી.

**(૪૬) દશવૈકાલિક સૂત્ર બાલા૦** ગ્રં. ૧૦૦૦ પત્ર ૩૩ જેસલ૦

**(૪૭) ઔપપાતિક સૂત્ર બાલા૦**

—(૧) પત્ર ૫૪ દા. ૧૮ નં. ૩૧ લીં. (૨) લ. સં. ૧૮૨૮ ગ્રં. ૩૮૩૩ પત્ર ૧૩૬ દા. ૧૮ નં. ૩૬ લીં. (૩) પત્ર ૧૨૯ દા. ૪૧ નં. ૧૧ લીં. (૪) ગ્રં. ૩૭૫૮ કોડાય૦ (૫) પત્ર ૧૨૫ કચ્છી દ૦ ઓ૦ ભં. મુંબાઇ.

**(૪૮) સૂત્રકૃતાંગ સૂત્ર બાલા૦**

—(૧) દ્વિ. શ્રુતસ્કંધ પર લ. સં. ૧૬૪૭ પત્ર ૮૫ દા. ૩૭ નં. ૯૩ લીં. (૨ થી ૪) પત્ર ૧૦૦ દા. ૫ નં. ૩; પત્ર ૧૫૮ ગ્રં. ૨૧૦૦ લ. સં. ૧૬૬૭ દા. ૫ નં. ૪; પત્ર ૫૯ દા. ૫ નં. ૧૨, હા૦ (૫) અને પ્રથમ શ્રુતસ્કંધપર પત્ર ૫૧ ગ્રં. ૪૫૦૦ દા. ૪૦ નં. ૩ હા૦ (૬) આખું. ગ્રં. ૩૯૦૦ પત્ર ૮૭ ખંભાત.

**(૪૯) સાધુપ્રતિક્રમણ સૂત્ર બાલા૦**

—બહુ સારી પ્રત પત્ર ૧૩ ગ્રં. ૩૦૫ દા. ૪૫ નં. ૮ હા૦

**(૫૦) રાયપસેણી સૂત્ર બાલા૦**

—ગ્રં. ૫૦૦૦ પત્ર ૧૨૮ ક૦ દ૦ ઓ૦ મુંબાઇ.

**(૫૧) નવતત્ત્વ બાલા૦**

—ગ્રં. ૨૫૦ પત્ર ૧૦ નં. ૪૭૯૧ સં. લા.

**(૫૨) પ્રશ્નવ્યાકરણ સૂત્ર બાલા૦**

—(૧) લ. સં. ૧૯૦૩ પત્ર ૧૦૮ ગ્રં. ૭૪૦૦ નં. ૮૮ વિ૦ દા૦ છાણી. (૨) પત્ર ૨૪૭ ચં.

**(૫૩) ભાષાના ૪૨ ભેદનો બાલા૦**

—પત્ર ૬ દા. ૩૬ નં. ૧૦૫ લીં.

**(૫૪) જંબૂચરિત્ર બાલા૦**

—લ. સં. ૧૮૪૫ પત્ર ૬૩ દા. ૩૬ નં. ૧૪ લીં.

**(૫૫) તંદુલ વેયાલીય પયન્ના બાલા૦**

—(૧) ગ્રં. ૧૨૦૦ કોડાય. (૨) પત્ર ૪૫ દા. ૧૨ લીં.

**(૫૬) ચઉશરણ પ્રકીર્ણક બાલા૦** સં. ૧૫૯૭ ફા. શુ. ૧૩ રવિ.

**આદિ**—

વર્દ્ધમાનં જિનં નત્વા વર્દ્ધમાનગુણાલયં
સ્મૃત્વા શ્રી સદ્ગુરોર્નામ વાંછિતાર્થપ્રદાયકં ૧
પ્રકીર્ણકે પ્રધાનાર્થે ચતુઃશરણનામનિ
બાલાવબોધોપકારાય લિખ્યતે વાર્તિકં મયા ૨

એ શ્રી ચઉસરણાધ્યયન પરમપદ પ્રાપ્તિનઉ બીજ રૂપ છઇ.

**અંતે**—ઇતિ શ્રી ચતુઃશરણ પ્રકીર્ણક બાલાવબોધઃ સંપૂર્ણઃ

**મુનિ નંદેષુ ચંદ્રાબ્દે** વ્યતીતે વિક્રમાર્કતઃ
સુનાસિ ફાલ્ગુને માસિ ત્રયોદસ્યાં રવે દિને ૧
પવિત્રે મૂલ નક્ષત્રે ચતુઃશરણવાર્તિકં
ગુરુ શ્રી **સાધુરત્ના**નાં માધુરત્વાનુયાયિનાં ૨
શિષ્યેણ **પાર્શ્વચંદ્રેણ** વિહિતં હિતહેતવે
શબ્દશાસ્ત્રાનભિજ્ઞાનાં સાધ્વાદાદરાત્ ૩
વાચ્યમાનમિદં નંદ્યાદ્યાવત્તીર્થં જિનેશિતુઃ
શ્રીમતો વર્દ્ધમાનસ્ય વર્દ્ધમાનસ્યઃ સદ્ગુણૈઃ !
ચતુર્ભિઃ કુલકં ૪

—(૧) પત્ર ૨૨ પંક્તિ ૧૩ પ્રાચીન પ્રતિ મુનિ જશ૦ (૨) શ્લો. ગ્રં. ૮૦૦ કોડાય.

**(૫૭) ચર્ચાઓ** ( ૧ પ્રતિમા ૨ સામાચારી ૩ પાખી–ઉપર )

—પત્ર ૩ દા. ૩૬ નં. ૧૦૫ લીં.

**(૫૮) લોંકા સાથે ૧૨૨ બોલની ચર્ચા** પત્ર ૪ દા. ૩૬ નં. ૧૦૫ લીં.

---

## ૨૫ સમરચંદ્ર ( પાર્શ્વચંદ્રસૂરિ શિ૦ ૧–૧૫૦ )

**સોળમા શતકના અંતે અને સત્તરમાના પ્રારંભમાં થયેલા.**

**(૫૯) સંસ્તારક પ્રકીર્ણક બાલા૦** લ. સં. ૧૬૩૯ નં. ૮૭૪ સન ૧૮૯૨-૯૫ ભાં. ઇ. (પી. ૫)

**(૬૦) ષડાવશ્યક બાલા૦** પત્ર ૧૬ દા. ૩૮ નં. ૪૫ લીં.

**(૬૧) ઉત્તરાધ્યયન બાલા૦** લ. સં. ૧૭૮૪ પત્ર ૧૯૨ દા. ૪૧ નં. ૩ લીં.

---

## ૨૬ પાર્શ્વચંદ્રસૂરિ શિષ્ય

**(૬૨) સત્તરી કર્મગ્રંથ બાલા૦**

ગણહરપાય નમેયં, સમરી ગુરૂ **પાસચંદ** સૂરિંદં
સત્તરિકમ્મવિયારં, કહિયં રિપિ **કુંભ**સુયસારં. ૧

એ સત્તરી કર્મ ગ્રંથ ગંભીરાર્થ છઇ। હું ટબામાત્ર વિચાર કહિસું ગીતારથ વિચારી ગઇ સુદ્ધ કરિજ્યો. પત્ર ૧૬ અનંત નં. ૨.

---

## ૨૭ કુશલભુવન ગણિ

**(૬૩) સત્તરી પ્રકરણ બાલા૦** સં. ૧૫૯૭ (હા૦)

---

## ૨૮ અજ્ઞાત

**(૬૪) ષડાવશ્યક બાલા૦** સં. ૧૫૧૨

—પત્ર ૧૨૬ જીર્ણ પ્રત દા. ૨૦ નં. ૩૪ સંઘ ભં. પાટણ. (ફોફલીયાવાડા.)

---

## ૨૯ ગુણધીરગણિ

**(૬૫) સિદ્ધહેમ આખ્યાન બાલા૦**

—મૂળ સંસ્કૃતમાં. પત્ર ૧૮ દા. ૫ નં. ૨૫ વખતજી શેરી ભં. પાટણ.

---

## ૩૦ મહીરત્ન

### (૬૬) નવતત્ત્વ બાલા૦

—પત્ર ૨ થી ૧૦ દા. ૮ નં. ૨ વખતજી શેરી ભં. પાટણ.

---

## ૩૧ ઉદયધવલ. ( કમલપ્રભસૂરિ–મુનિપ્રભસૂરિ શિ૦ )

### (૬૭) ષડાવશ્યક બાલા૦

શ્રેયાંસિ શ્રી **મહાવીર** સ શ્રી સંઘસ્ય યચ્છતાત્
યસ્યાજ્ઞા કલ્પવલ્લીવ મનોવાંછિતદાયિની. ૧
શ્રી **વર્દ્ધમાન** જિનશાસનરાજ્યનેતા
વિશ્વત્રયાદ્ભુતચરિત્રયુગપ્રધાનઃ
શ્રી **કમલપ્રભ સૂરિ** (ગુરૂ) ર્ગુરૂચક્રવર્ત્તી
ભૂયાદમેયમહિમા મમ સુપ્રસન્નઃ ૨
તત્પટ્ટનાયકાઃ શ્રી **મુનિપ્રભસૂરિ** ર્યો જયંત્યધુના ।
તત્પટ્ટે વાચકા શ્રી **ઉદયધવલા** પરિવારપરિકરિતા. ૩
સ્વાન્યયોરૂપકારાય લિખ્યતે લેશતો મયા
**ષડાવશ્યકસૂત્રાણાં** વ્યાખ્યા બાલાવબોધિની. ૪

પહિલઉં સકલ મંગલીકનઉં મૂલ શ્રી જિનશાસનનઉં સાર । ઇગ્યાર અંગે ચઉદ પૂર્વનુ ઉદ્ધાર । સદૈવ શાસ્વતઉ । શ્રીપંચ પરમેષ્ટિ મહામંત્ર નઉકાર । × × **અંતે**—પ્રત્યાખ્યાન બાલાવબોધઃ ૭ । ચઉથઉ અધિકાર સંપૂર્ણ હૂઉ । ૭ । શ્રી ષડાવશ્યક બાલાવબોધ સંપૂર્ણ હૂઉ । એહમાહિ ચ્યારિ અધિકાર પહિલઇ અધિકારિ દેવવંદન ૧ । બીજઇ ગુરૂવંદન ૨ ત્રીજઇ પડિક્રમણઉં ૩ ચઉથઇ પચ્ચખાણ ૪ ૧ । પડિમાત્રામાં કથાઓ સહિત જૂની પ્રત. પત્ર ૧૧૫ અનંત નં. ૨.

---

## ૩૨ મહિમાસાગર ઉ૦ (અં. જયકેશરિ સૂરિ શિ.)

### (૬૮) ષડાવશ્યક વિવરણ–સંક્ષેપાર્થ.

—(૧) પત્ર ૫૦ નં. ૧૪૫૧ પ્ર. કા. (૨) પત્ર ૮૯ ગ્રં. ૨૩૭૫ નં. ૧૯ અ મ. જૈ. વિ. (જયકેશરિ સૂરિ સં. ૧૪૯૪ થી સં. ૧૫૪૨)

---

## ૩૩ સુંદરહંસ (ત૦ સુમતિસાધુસૂરિ-સં. ૧૫૧૮ થી ૧૫૫૧-શિ.)

### (૬૯) પાસત્થાવિચાર

—(આની અંદર પાસત્થાના બોલ ઉપરાંત ૧૦૮ બીજા બોલ છે તેમાં પ્રથમ કહેલ છે કેઃ) એ અઠોત્તર સુબોલની સાખ ૪૫ આગમ ૮૪ સાસ્ત્ર પૂરે તો હું વેષધારી **બીજાઇ** ગૃહસ્થ **લુંકા** એતલા બોલ નહી માંને ઉથાપે તે બોલ અણમાંનવાનું જાય તે પાસે માગીઇ ૧ સચિત્ત ફલ ફૂલ પાન નહી દીજઈ ન ઢોઇઇ × × × ૧૦૮ એહનઈ ગુરૂ કોઈ નહી એ અઠોત્તર સો બોલ **લુંકા** મત તણા **તપાપક્ષિશ્રી** ગછનાયકશ્રી **સુમતિસાધુ સૂરી** ચરણસેવી પં. **સુંદરહંસ ગણિઈં** કાઢયા છૈ જે ૪૫ આગમનો જાંણ હોઈ તે એ બોલનો ઉત્તર આપજયો નહીતર કદાગ્રહ છોડી શ્રી જિનધર્મ આદરજયોજી પત્ર ૨ નં. ૫૫૪ વીજાપુર.

---

# વિક્રમ સોળમી સદી.

---

## લખ્યા સંવત્ સહિત, પણ અજ્ઞાતકર્તૃક ગદ્ય કૃતિઓ.

**(૭૦) યોગશાસ્ત્ર બા૦** સં. ૧૫૧૧ શ્રા. શુ. ૫ રહવાડા ગ્રામે પં. ધીરમૂર્ત્તિ ગણિ શિ. ચંદ્રસુર ગણિના લિ. વિ. અ. જ્ઞા. ભં. સાણંદ.

**(૭૧) ષડાવશ્યક બા૦** સં. ૧૫૧૫ આશ્વિન શુ. ૧ **કોટાણકનગરે** પં. રત્નહંસ ગણિ શિ. **માણિકમંદિર** ગણિના લિ. મુ. વિ. શા. સં. છાણી.

**(૭૨) પુણ્યાભ્યુદય સંસ્કૃત સાથે ગૂજરાતીગદ્ય મિશ્રિત.** ઉપદેશકથાઓ સં. ૧૫૩૫ વર્ષે ૧૩ બુધે **પીંપલુઘ** વાસ્તવ્ય **વ્યાસ** ડુંગર નવી પ્રતિમા લિખિતં પત્ર ૪૩ દા. ૩ નં. ૧૨૭ ખેડા.

**(૭૩) અજિતશાંતિ સ્તવ બાલા.**—મૂલ પ્રાકૃત **નંદિષેણ** કૃત. સં. ૧૫૩૮ કા. વદિ પંચમી સોમવારે **તપાગણે**—ભ૦ **સોમસુંદર**-સૂરિ શિષ્ય ભ. **સોમદેવ** સૂરિ શિષ્યમુખ્ય પં. **સંયમહંસગણિ** શિષ્યે. પત્ર ૬ નં. ૫૮૦ મ. જૈ. વિ.

**(૭૪) કલ્પસૂત્ર સ્તબક** સં. ૧૫૩૮ આષાઢ શુ. ૧૩ **સોની** ગોત્રે સા. **નાથૂ** પુ. સા. **સદસરણ** ભા૦ **સિંગારદે** પુ૦ સા. **દોદા** ભા૦ શ્રા. **સૂચ** નામ્ન્યા પુત્રે **શ્રીવત્સ સહભૂ અમીપાલ વસ્તૂ રૂપચંદ** પ્રભૃત્યપર સહિતયા નિજ ભાવનયા પુસ્તકં લિ. ઉપકેશગચ્છે દા. શ્રી **શાલિભદ્ર** મિશ્રેભ્ય ઉપકારિતં હંસ. વડોદરા.

**(૭૫) પ્રશ્નોત્તરરત્નમાલા બાલા૦** મૂલ **વિમલ**કૃત લ. સં. ૧૫૪૩ ગ્રં. ૨૫૦ પત્ર ૬ નં. ૨૧૨૬ સેં. લા. વડોદરા.

**(૭૬) ઉપદેશમાલા પ્રકરણ બાલા૦** સં. ૧૫૪૬ શ્રી**સોમ**-**સુંદરસૂરિ**પટ્ટે શ્રી **જયચંદ્રસૂરિ** તત્પટ્ટે શ્રી **લક્ષ્મીસાગરસૂરિ** શ્રી **સોમજય** સૂરિ તત્પટ્ટે શ્રી **સુમતિસાધુ** સૂરિ શ્રી **ઇન્દ્રનંદિ** સૂરિ પં. **તીર્થજયગણિ** શિ૦ **અભયકીર્ત્તિ** ગણિના લિ. **અહમ્મદાવાદનગરે** દા. ૫૨ **હાલા**. (૨) સં. ૧૫૪૬ પત્ર ૧૧૦ દા. ૪૫ નં. ૧૦ હાલા.

**(૭૭) શીલોપદેશમાલા બાલા૦** સં. ૧૫૫૧ ખ૦ ગચ્છે જિનવર્દ્ધનસૂરિ જિનચંદ્રસૂરિ જિનસાગરસૂરિ જિનસુંદર સૂરીણાં પટ્ટે જિનહર્ષસૂરિ **અણહિલ્લપાટકે ઓકેશ** વંશે **હાટીયા** ગોત્રે સા. **વેલા** પુત્ર સા. **હુખાં** પુત્ર સા૦ **નાગરાજ** પઠનાર્થં મુ. વિ. શા. સં. છાણી.

**(૭૮) શ્રાદ્ધવિધિ પ્રકરણ બાલા.** સં. ૧૫૫૬ ફા. વ. ૭ **તપાગચ્છાધિરાજ હેમવિમલસૂરિ** રાજ્યે પૂજ્યારાધ્ય પં. **ધર્મમંગલ** ગણિ શિ. **સુંદરધર્મ** ગણિના લિ. **શ્રીરંગ** વાંચનાર્થં. દા. ૧૧૨ નં. ૧૩ હા.

**(૭૯) યોગશાસ્ત્ર બાલા.** સં. ૧૫૬૨ ભા. શુ. ૧ શનૌ લિ. અણહિલ્લપુર પત્તને લિખાવિતં. શાલાપતિ વાટકે સિદ્ધાંતે ગચ્છે ભ. દેવસુંદરસૂરિ શિષ્ય કીર્ત્તિસુંદર લિખાવિતં. પત્ર ૨ થી ૧૧૨ સંઘ જૂનો ભં. પાટણ.

**(૮૦) શ્રાવકપ્રતિક્રમણ સૂત્ર બાલા૦** સં. ૧૫૬૯ અસાડ શુદિ શનૌ લેખિતો વા. કલ્યાણતિલક ગણિભિઃ મં. લોલા વાચનાર્થં ગુટકો પત્ર ૪૯ થી ૧૫૫ નાહટા.

**(૮૧) જંબૂસ્વામીચરિત્ર ગદ્ય** સાધ્વી ગણિની વાચનાર્થં શ્રી ખરતર ગચ્છ વાસિના સત્યતિલક મુનિના લિ. પ્રલ્હાદનપુરે સં. ૧૫૭૩ વર્ષે ૧૪–૧૪ દા. ૧૬ નં. ઘોઘા ભં.

**(૮૨) ઉપદેશરત્નકોશ બાલા૦** સં. ૧૫૭૫ કા. શુ. ૪ ગુરૂ સ્તંભતીર્થે ગચ્છનાયક હેમવિમલસૂરિ શિ. ભ. આણંદવિમલસૂરિ શિ. વિજયચંદ્ર ગણિના લિખાવિતા. પ્ર૦ કા. વડોદરા.

**(૮૩) વનસ્પતિ સપ્તતિકા બાલા૦** સં. ૧૫૭૫ પત્ર ૪ દા. ૮૯ નં. ૯૬૬ પ્ર. કા.

**(૮૪) અજિતશાંતિ સ્તોત્ર બા૦** સં. ૧૫૭૭ આસો શુ. ૧૪ ચાંગા ગ્રામે ભ૦ સુમતિસૂરિ પટ્ટે હેમવિમલસૂરિ રાજ્યે પં. ચારિત્રશીલગણિ શિ. સૌભાગ્યકલશ ગણિઃ લિ. મુ. વિ. શા. સં. છાણી.

**(૮૫) દંડક બાલા.** લ. સં. ૧૫૭૯ પત્ર ૮ નં. ૬૮૨ પ્ર. કા. વડો.

**(૮૬) સિદ્ધાંતવિચાર ગદ્ય.** સં. ૧૫૮૨ વર્ષે ગ. પુંજા પં. ધનસાર ગ૦ હર્ષઈ ભંડારિ મુંકી. સંઘ જૂનો ભંડાર દા. ૭૨ નં. ૨૪ પાટણ.

**(૮૭) ષડાવશ્યક બાલા.** સં. ૧૫૮૩ ભા. શુદિ ૪ પત્તને લિ૦ ધનસાગર બૃહદ્ગચ્છે ગચ્છાધિરાજ પૂજ્ય મલયહંસ સૂરયઃ જૈન સંઘ જ્ઞા. ભં. પાટણ

**(૮૮) કર્મગ્રંથ બાલા.** સં. ૧૫૮૫ શાકે ૧૪૫૦ માઘ સુદી ૮ રવૌ ગંધાર બંદિરે ગૂર્જર જ્ઞાતીય દોસી પહિરાજ પઠનાર્થં. દા. ૬૦ હા.

**(૮૯) આરાધના બાલા.** સં. ૧૫૮૬ પ્ર. વ. શુ. ૭ સોમે પં. માણિક્યચારિત્ર ગણિ શિ. પં. વિવેકચારિત્ર ગણિના લિ. શ્રા૦ હંસાઇ પઠનાર્થં. જૈન વિ. શા. જ્ઞા. ભં. અમદાવાદ.

**(૯૦) શ્રાવકપ્રતિક્રમણ (ષડાવશ્યક) બાલા.** લ. સં. ૧૫૯૦ ગ્રં. ૧૬૦૦ પત્ર ૪૩ નં. ૧૭૭૨ સેં. લા.

**(૯૧) પાંડવ ચરિત્ર ગદ્ય.** સં. ૧૫૯૧ આ. શુ. ૮ શનિવારે વડગામ મધ્યે લિ૦ ગ્રં. ૨૫૦૦ પત્ર ૬૨-૧૫ દા. ૭૨ નં. ૨૨ સંઘ ભંડાર પાયણ.

**(૯૨) ભવભાવના કથા બાલા.** લ. સં. ૧૫૯૧ ગ્રં ૫૦૦૦ પત્ર ૧૮૬ દા. ૧ નં. ૧૬ સંઘ ભં. પાટણ વખતજી શેરી

**(૯૩) ષડાવશ્યક બાલા.** (ખ. જિનચંદ્રસૂરિવારે રચાયેલ) લ. સં. ૧૫૯૬ પત્ર ૫૭ દા. ૧૩ નં. ૧૩ લીં.

---

# વિક્રમ સત્તરમી સદી.

---

## ૩૪ વિવેકહંસ ઉ૦

**(૯૪)** ઉપાસક દશાંગ બાલા૦ લ. સં. ૧૬૧૦ પહેલાં.

—લ. સં. ૧૬૧૦ પત્ર ૨૮ નં. ૮૯૩ પ્ર૦ કા૦ છાણી.

---

## ૩૫ સાધુકીર્ત્તિ (ખ૦ ૧-૨૧૯)

**(૯૫)** સપ્તસ્મરણ બાલા૦ સં. ૧૬૧૧ દીવાલી. વીકાનેર (સંગ્રામ મંત્રીના આદેશથી) —જિ. ચા.)

**(૯૬)** અજિત-શાંતિ સ્તવન બાલા૦

---

## ૩૬ હર્ષલાભ ઉ૦ (ગજલાભ શિ૦)

**(૯૭)** અંચલમત ચર્ચા

—(૧) સં. ૧૬૧૩ ફા. શુ. ૧૧ ભોમ લિ૦ 'ગજલાભ તેહના શિષ્ય હર્ષલાભ ઉપાધ્યાયે આંચલિયા ગુરૂનઇ કાજિ એ લિખ્યા છઇ। અમ્હે પિણ ઘણાઇ જાણઉ છઉં. સં. ૧૬૬૭ **સાચઉરે.** પત્ર ૪ નં. ૨૧૮ (૨) પત્ર ૫ નં. ૨૧૭ અભય૦

---

## ૩૭ સોમવિમલસૂરિ (૧–૧૮૩, ૧–૬૦૨, પૃ. ૬૪૮)

**(૯૮) દશવૈકાલિકસૂત્ર બાલા૦** (૧–૬૦૨)

—પત્ર ૩૪ દા. ૨ નં. ૫૯ ખેડા સંઘ ભં.

**(૯૯) કલ્પસૂત્ર બાલા૦** (૧–૬૦૨)

—(૧) સં. ૧૬૫૬ આસો વદિ ૬ શનિ પંન્યાસ **જ્ઞાનવિજય** ૫૦ **સવસી** લ૦ પત્ર ૧૭૦ ખેડા ભં. (૨) પત્ર ૧૭૮ પો. ૭ તિલક. મહુવા. (૩) ચિત્રમય પત્ર ૧૦૦ વીજાપુર. (૩) ગ્રં. ૪૦૦૦ પત્ર ૧૩૩ લ. સં. ૧૬૫૯ દા. ૮ નં. ૧૨ લીં. (૪) પત્ર ૧૪૪ દા. ૮ નં. ૧૪ લીં. (૫) ગ્રં. ૫૦૦૦ લ. સં. ૧૬૭૮ પત્ર ૧૧૩ દા. ૧૨ નં, ૪૦ લીં. (૬) લ. સં. ૧૭૪૦ પત્ર ૭૦ દા. ૧૦૦ નં. ૧૦૬૫ પ્ર૦ કા૦ (૭) લ. સં. ૧૭૮૬ પત્ર ૧૪૭ દા. ૮૪ નં. ૮૮૦ પ્ર૦ કા૦

---

## ૩૮ ચંદ્રધર્મ ગણિ (ત૦)

**(૧૦૦) યુગાદિદેવસ્તોત્ર પર બાલા૦** લ. સં. ૧૬૩૩ પહેલાં.

—આ ૨૫ સં. શ્લોકમાં છે કે જેના છેલ્લા શ્લોકમાં ત૦ મુનિસુંદર (સૂરિ), લક્ષ્મીસાગર (સૂરિ) અને શુભસુંદરનો ઉલ્લેખ છે. સં. ૧૬૩૩ લિ૦ નં. ૨૩૮ સન ૧૮૮૨–૩ ભાં૦ ઇ૦

---

## ૩૯ ચારિત્રસિંહ (ખ. મતિભદ્ર શિ.) નં. ૧૫૦ (૧–૨૪૨ પૃ ૭૩૬,–૧૫૧૪

પ્રુનિ વસંતરાજ રસ ગાવૈ, જામૈ ઇસર કામ દઝાવૈ
તાકી કહિ લીલા વિરતારી, રસ કનિ(વિ)રસ શ્રવણ સુખકારી. ૮૮૪
રસ હોય સુ નવરસ ચાહૈ, અધમ પુરૂષ આગમ આગાહૈ
ચાતુર પુરૂસ હોય યહ સોઈ, ઇયિરસ કલા સમઝિલૈ કોઈ. ૮૮૫
**કૃષ્ણદેવ**કૌ પુત્ર કહાવૈ, પ્રદવનિ કામ અંસ મધુ ગાવૈ
પુત્ર કલત્ર સબૈ સુખ પાવૈ, દુખ દાલિદ નનુ રોગ આવૈ. ૮૮૬

શ્લોક

कामार्थे लभ्यते कामं निर्धनो धन प्राप्यते
अपुत्रो लभ्यते पुत्रं व्याधं तस्य न पीड्यते ॥८८७॥

દોહરા

જા પઢૈ સુરાજગતિ, મંત્રી પઢૈ સબુદ્ધિ
કામી કામિનિ સરસ, ગ્યાની ગ્યાન પ્રસિધિ. ૮૮૮
સંપૂરણુ **મધુમાલતી**, કલસ ચઢૈ સંપૂર
શ્રોતાવકતા સબનકૌ, સુખદાયક દુખ દૂર. ૮૮૯

—(૧) ઇતિશ્રી **મધુમાલતી** સંપૂર્ણમ્, પત્ર ૨૩ અનંત૦ (૨) એક બીજી પ્રતમાં કુલ ૧૪૪૭ કડીઓ છે–કૃતિનું નામ **મધુમાલતી** કથા ઉપરાંત **મધુકુમર માલતિ કુમરિ ચરિત્ર** આપેલું છે. તેમાં આદિમાં પ્રથમના બે દુહા નીચે પ્રમાણે છે:—

**સરસતિ** નામ લેય કવિ, કરિ **ગનપતિ** જુહાર
કવિજન સાચે અક્ષરે, કહે **મધુમાલતિ** સાર. ૧
સકલ બુદ્ધિ દિયે **સરસતિ**, વંદૂ ગુરૂ કે પાય
**મધુમાલતિ વિલાસ**કૌં, કહત **ચત્તુભુજ** રાય. ૨

આની અંતે ઉપર જણાવેલી 'સંપૂરણુ **મધુમાલતિ**'થી શરૂ થતો છેલ્લો ૮૮૯ મો દુહો છે તેનો નંબર આ પ્રતમાં ૧૪૪૬ છે ને પછી નીચેનો દુહો છે:—

એહ કોઇ ભાવે ધરી, સુને **મધુમાલતિ વિલાશ**
તા ઘેર કમલા થિર રહે, **હરિ શંકર** પુરે આસ. ૧૪૪૭

—શ્રી ૫ **ચત્તુભુજ ભક્ત** વિરચીત શ્રી મધુચરિત્ર સંપૂર્ણ સંવત ૧૮૮૯ના વર્ષે શાકે ૧૭૫૫ પ્રવર્ત્તમાંન્યે શ્રી માશૌત્તમ માસે પુંન્ય પાવત્ર માસ શ્રી માર્ગસીર્ષ માસ્યે પુ. કૃષ્ણપક્ષે શ્રી એકાદશી ૧૧ તિથૌ શ્રી ભોમવાસરે ॥ **પેથાપુર** નગ્રતો શ્રી **ખ્યત્રી** જ્ઞાતિય **ઠકર** શ્રી ૫ **કાહાંનજી** તસ્ય સ્ત્રી શીલાવસત્યલંકારધારણી જયકારણી પ્રતિવ્રતાવ્રતપાલન બાઈ **હરષ** ॥ કુષ્યે શુભમાસે શુભપક્ષે શુભદિને શુભવારે શુભનખ્યત્ર શુભયોગે તાદય પુત્ર પ્રસુતં । તસ્ય નામ : । **ઠકુર** શ્રી ૫ **ગંગારામ** । તસ્ય પઠનાર્થં એક ચોપડીના આકારમાં પત્ર ૯૦ તેમાં ઘણાં દર્શનીય ચિત્રો છે. ગો૦ ના૦ (૩) સં. ૧૭૮૫ આ. વ. ૧૩ શુક્ર વૃદ્ધ કુડપા ગામે ઋષિ **વિરધીમન** (વર્ધમાન) લિ. પત્ર ૨૩ પો. ૧૩ દાન. (૪) સં. ૧૭૯૧ જે. વ. ૯ **બાક**રોદ મધ્યે પં. દુર્ગદાસ શિષ્ય **જગરૂપ થાન**સિંહ સહિત લિ. પત્ર ૨૬ પો. ૪૫ નં. ૭૮૨ કૃપા. [**मिश्रबंधु विनोद** નં. ૧૦૨૨(૨) પૃ. ૮૧૭માં રચનાકાલ ૧૮૨૭ની પૂર્વે મૂકે છે; પરંતુ આની પ્રત ઉપર પ્રમાણે સં. ૧૭૮૫ની મલે છે એટલે તેની પૂર્વે રચનાકાલ હોવો ઘટે. ]

---

# વિક્રમ અઢારમી સદી

## ૫૬ દલપતિ (પ્રાયઃ અઢારમી સદી)

**(૪૪) બારમાસ** (કવિની એક અજ્ઞાત કૃતિનો એક ભાગ) રાજસ્થાનીમાં

**આદિ—** દુહા રાગ મલ્હાર

તાત–ચરણ પ્રણમી કરી, આયો પદમણ પાસ
સીખ દીયૈ સસનેહ સું, પાદવિ પ્રેમ પ્રગાસ. ૧
સોલ વરસ રી કામિની, વીસ વરસ પ્રીય વેશ
ઘર ઘરણી મુંકી કરી, કયું ચાલો પરદેશ. ૨

પ્રીઉ પ્રીઉ હો પદમણ કહૈ, આયો **મિગસિર** માસ
સયણ ન છંડૈ સીત રિત, અબલા પૂરો આસ. ૩

ઢાલ—મ્હાંરા પગલ્યાંતે જેહડ ચાલ્યોહો રસીયામારૂ ! ઉપર જાજ્યો હો જેહડ વાજાણી–દેશી

પ્રીઉ મત ચાલો પરદેશ હો ધણુરા વાલા
અબલા મુકી હો મંદિર એકલી
વિલખી બાલક વેશ હો ધણુરા વાલા
નયણ નિહાલૈ હો પ્રિયાનૈ વલિવલિ. ૪

**અંતે**— દૂહા

**કાતી** વિરહ કબાંણુરા, તાય ઉર લગો તીર
પ્રીઉ જિણુરા પરદેશમેં, જકડી વિરહ જંજીર. ૨૬

ઢાલ

પ્રીઉસું ધણ ઓલુંભા હો ધણુરા વાલા
સાસૂ વાલો હો વેગ પધારજ્યો
સહિનાંણી ગુઝ સાચી હો ધણુરા ઢોલા
લાજ્યો વાલો હો માંન વધારજ્યો. ૨૭

દૂહા

સીખ કરી **સસનેહસું**, પીઉ ચાલ્યા પરદેશ
ઢાલ ભણી એ **તીસરી, દલપતિ** વયણ વિશેષ. ૨૮

—ઇતિ બારૈમાસ વર્ણનં સમાપ્તં લિ.લબ્ધીદુના (લબ્ધિસાગરેણ) પત્ર ૧ પોથી ૪૦ કુશલ૦ વીકાનેર, ( આની નકલ ઉતારીને મારી પાસે રાખી છે. )

---

**૫૬ जसवन्तसिंह** (જોધપુરના રાજા રાજ્યકાલ સં. ૧૬૯૫ થી સં. ૧૭૩૮.)

**(૪૫) भाषाभूषण** (હિંદી પદ્યમાં) ૨૬૧ દોહામાં અલંકારનો ગ્રંથ.

—સંવત ૧૮૨૯ વર્ષે શ્રાવણ વદિ ૫ ભામે લિખિતમિદં ૧૬-૧૭ મુનિ જશવિજય સંગ્રહ. (જુઓ **कविताकौमुदी १** પૃ. ૩૭૪) તથા **मिश्रबंधुविनोद** પૃ. ૪૧૬)

---

## ૫૮ જનતાપી-તાપીદાસ (ભરૂચનો બંધારો)

**(૪૬)+અભિમન્યુ આખ્યાન** સં. ૧૭૦૮ શક ૧૫૧૪ (? ૧૫૩૪)
આસોવદ ૨ શુક્ર

**આદિ—**

વિઘ્નહરણ વિદ્યાદાતાર, તે પૂજ્યનેં પ્રથમ નમસ્કાર
સ્વામી ! તું છે ગિરૂઉ દેવ, મનવંછિત ફલ આપો સેવ. ૧
આગેં કવિત્ત હવાં છે બહુ, તુઝ આધારેં બોલ્યા સહુ,
વિઘન હરો સ્વામી ગુણનાથ, બોલું હરિ ! યશ દેયો હાથ. ૨
આદિ શક્તિ માતા ઇશ્વરી ! આપો આઇ ! બુધ્ય કરૂણા કરી
મહારા મનમાં સબલી હાંમ, કહિવા અભિમન્યના ગુણગ્રામ. ૩
મહાભારથનો અતિ વિસ્તાર, મુઝ મંદથી કિહાં લાભે પાર,
દ્રોણપર્વમાં છે એ કથા, સંક્ષેપ માત્રેં કહિશું યથા. ૪
તે માટિ મા કરો પસાય, યમ એ ગ્રંથ સંપૂરણ થાય,
જન્મજેંરાય વાંણી વદે, સાંભળો વૈશંપાયન ઋદે. ૫
સ્વામી ચક્રવ્યૂહ ગઢ જેહ, કેહી પરેં અભિમન્ય ચઢયો તેહ,
પારથનેં પુત્ર વલ્લભ ઘણો, ભાણેજ હરીનેં પોતાતણો. ૬
તે શ્યા માટે મરાવ્યો હરી, તે કારણ મુનેં કહો વિસ્તરી,
કવણ વૈર હુંતો તે સાથ્ય, આદ્ય અંતની કહિયો વાત. ૭

**અંતે—**

પછિ હર્ષ પામ્યા સવ વીર, કૃષ્ણેં તેહનેં દીધી ધીર,
એહ કથા સંપૂરણ કીધી, બુધ્ય સાર સંક્ષેપેં લીધી. ૧૯
સંવત **સતરઆઠજ** વર્ષે, અશ્વન માસ ઉત્તમ કૃષ્ણપક્ષે,
તિથિ દ્વિતીયા નિ શુક્રવાર, સ્વાતિ નક્ષત્ર તે દિન સાર. ૨૦

શાકે **પનરચૌદાત્તરે (? ચુમોતરે)** લીધુ, અશ્વન માસમાં સંપૂરણ કીધું,
એ આખ્યાન સુણિ જે કોઇ, પાતિક તેહનાં પ્રલય હોય. ૨૧
કવિના કુલ **બંધારામાહિં**, હરિ આધારેં બોલ્યો ત્યાંહિ,
છિ ગુજ્જર ખંડમાંહિ વાસ, **ભૃગુકછ** એ **નર્મદા**નિં પાસે. ૨૨
**જનતાપી** કહિ બોલ્યું જેહ, હરિ સમર્પણ કીધું તેહ. ૨૩

—કડવાં ૨૨ ઇતિ અભિમન્ય કથા સમાપ્તઃ—સંવત ૧૭૫૪ વર્ષે અશ્વન વદિ ૧૦ દિને લિ૦ ઉદયરત્નેન **અમરાવતી** મધ્યે શ્રી. મારી પાસે છે. (પ્ર. અને સંશોધક શ્રી મંજુલાલ મજમુંદાર, તથા પ્રાચીનકાવ્ય સુધા ભાગ ૧; જુઓ ગૂ. હાથપ્રતોની સંકલિત યાદી પૃ. ૪૦, તથા ક. દલપતરામ હ. પુ. સૂચિ પૃ. ૭૬, ૭૭, ૮૩, ૯૧, ૧૩૫, ૧૪૧, ૧૯૪, ૨૨૬, ને ૨૩૨)

---

**૫૯ सुन्दरदास बाबा** (દાદૂ દયાલના અનુયાયી ખંડેલવાલ વણિક)

(૪૭)+ **ज्ञानसमुद्र** (હિન્દી) સં. ૧૭૧૦ ભા. શુ. ૧૧ ગુરૂ.

—પત્ર ૨૮ પો. ૮૬ નં. ૨૩૯૬ જિ. ચા. (જુઓ **कविता-कौमुदी** ૧ પૃ. ૩૩૯ **मिश्रबंधुविनोद** પૃ. ૪૦૩ **सुन्दरसार**-મનોરંજન પુસ્તકમાલા-૨૫)

---

## ૬૦ खेडिया जगा-जगोजी

**(૪૮) राठोड रतन महेस दासोतरी वचनिका** (સં. ૧૭૧૫)

ચારણી ભાષામાં

॥ શ્રી ગણેશાયનમઃ ॥ અથ રાઠોડ રતન મહેસદાસોતરી વચનિકા લિખ્યત્તેઃ **ષેડિયા જગારી** કહી અથ પ્રથ(મ) ગાહાઃ—

**ગણપતિ** ગુણે ગહિરં, ગુણગ્રાહક દાનગુણ દેયણે
સિધિ રિદ્ધિ સુબુધિ સધારં, સુડાલા દેવ સુપ્રસનં. ૧

કવિત

સમરિ **વિસન સિવ સગતિ**, સિધ દાતા **સરસતિ**
વખાણું કિમધજ, પુહવિરાજા છત્રપતિ

અલ્લ જિહાં ચક્કવેં, હુવા જિણ વંસ નરેસર
ત્યાગ ત્યાગ સોભાગ વંસ છત્રીસ તણા ગુરૂ
ગજરાજ દીયણ ભાંજણ ગજાં, ઉભૈ બિરૂદ હા ઉદ્ધરે
કુલ ભાંણ ધરે પ્રગટયૌ કમધ, **રતનમલ્લ** રિણમલ્લ રે ૨
દલપતિ ઉદયાસંઘ, મલ્લ ગંગેવ માહાબલ
વાધા સુજાં જોધ, કમંધ રણમાલ અલંકલ
ચૌડા વીરમ સલષ, સાપ તેરહ ઉજવાલા
છાડા તીડા છાત્ર, હુઆ કમધજ હથાલા
હીંદૂ આણતિલક હિ દૂવીહદ, ધૂહડ આસાસીહ ધન
તો પાટ અછે **મહિસ**તન રૂપ ભૂપ એતા **રતન.** ૩

છંદ હણુ ફાલ.

રહ રાણ ભાંણ રતન્ન, કરતવ્વ ભારથ
નરનાર જૈ મુષ નીર, ગહવંત ગ્નાન ગહીત
સસમાથ સુરસકજ, ગજાદયણ ભાજણ ગજ
પિત માત તારણ પપ, સિંગાર તેરહ સાપ. ૪

અથ છંદ ત્રોટક.

ગુરૂદેવ સુમતિ સમાપિ ગણં, ભૂયપતિ ય જેમ **રતન્ન** ભણે
પતિ જાસ **મહેસ** નરેસપિરં, ગઢવેઢલીયો જિણે **દેવગિરં.** ૫
**અલસાહ** તણા ગ્રહિ પાગછરા, ધૂસૈ ચઢિ લીધ અલક ધરા
સંનમાન કરે સુરતાંણ સઇ, **જાલોર** પટે ગઢ દીધ જઇ. ૬
કવિયાં દલ તંડલ જેણ કીયા, દિન સાસણ લાખ ગજેંદ દીયા
કમધજ કણૈ ગિરરાજ કરૈ. **વિધ એણ** ગયૌ સૂગ કી તવરૈ. ૭
તિણ પાટ **રતનમહેસ** તણૈ, ધ્રણ થાટ લીયા તપ તેજ ઘણૈ
મલરાવ જિહાં જગ આપમલા, ભુજ પુજ્યૈ **સાહિજહાન** ભલા. ૮

અથ દૂહા

છત્રતિ મૃત હુવૈ **સાહિજિહાં, દિલ્લી** વૈ સુરતાંણ
રાતિદિહ અંદર રહૈ, નર મંડૈં દીવાંણ. ૯ × × ×

ગાહા દૂમેલ

ઇમ અંગ હોમ વિમાંણે આઇ, આગૈ સુરત્રીયા સામી આઇ
કરિ બહ કૌડિ પુહ પવરપા કરિ, સામમિલણ ચાલી સઝી સુદર.

॥ અથ વચનકા ॥ તિણ વેલા ગૈબરી આકાસવાણી હુઇ. કહીયૌ માહારાજારૈણે સાહિબ વધાઇ વધાઇ. અગનિ સનાન કરી સતીહી આઇ. બ્રહ્મા વિસનુ મહેસ ઈંદ સુર સાથ સુરત્રીયાનુ કહીયો. માહાસતીયાં સાહ મોહોજાં સાવત્રી યુમયાં શ્રીયાં આગૈ સામ્હી આઇ; સુંદર મંદર લેનેં વધાઇ ॥ ૧

દૂઆ ધવલ મંગલ હરખ, વધાઇઆ નેહ નવલ્લ;
સુર રતન સતીયાં સરસઃ મિલ્લિયા જાઇ મહલ્લ. ૨

ઓ સુર નર પુર ઉધરે, વૈકુંઠ કીધા વાસ
રાજા રયણાયર તણૌ, જાુમિ અવિચલ જસવાસ. ૩

પષ વૈસાષહ તિથિ નવમઃ **પનરોત્તરૈ** વરસ
વાર શુક્ર લડીઆ વદલઃ **હીદૂ તુરક** બહસ. ૪

જોડે ભણે **ખિડીય. જગોઃ રાસો રતન** રસાલ
સુરા પુરાં સાંભલોઃ ભટ મોટા ભૂપાલ. ૫

**દલી**રાઉ વાકાઃ **ઉજેણી** રા સાકા
ચ્યાર યુગ રહસીઃ કવી વાત કહસી. ૬

—ઇતિશ્રી રતનસી મહેસદાસોત્તરા રાઠોડરી વચનકા સંપૂર્ણ। સંવત ૧૮૧૪ વર્ષે શાકે ૧૬૭૯ પ્રવર્ત્તમાન્યેં શ્રી શ્રાવણમાસે કૃષ્ણ પખ્યે ૧ પ્રતિપદા તિથ. રવિવાસરેં । શ્રી કછ દેસે **નલીનપૂરે** શ્રી **અંચલ** ગચ્છે પંડિત શ્રી **દીપસાગરજી** તત્સીષ્યં પં. શ્રી ૫ **વિજેસાગરજી** તત્સીષ્ય મુનિશ્રી ૫ **પ્રીતસાગરજી** તત્સીષ્ય મુનિશ્રી **વવેકસાગર** સીષ્ય **દયાસાગર** તથા **રંગસાગર** તથા **ચતુરસાગર** સહીતેણ મુની **વિવેકાબ્ધેણ** લષીતં ॥સ્વઆત્માર્થેઃ ॥ ૧ પત્ર ૧૩–૧૫ નં. ૨૫૩ મ. જૈ.વિ. (જુઓ **જગોજો** નં. ૪૦૪

ગ્રંથ-રત્નમહેશ દાસોત વચનિકા, રચનાકાલ સં. ૧૭૧૫, વિવરણ-ગદ્યકાર પૃ. ૪૬૧ **मिश्रबंधुविनोद**).

---

## ૬૧ પ્રેમાનંદ

**(૪૯) +સુદામા ચરિત્ર** ૬૬ા કડવાથી. સં. ૧૭૩૮ શ્રા. શુ. ૩ ભૃગુવાર

**અંતે—** કડવાં ૧૪ ॥ રાગ ધન્યાસી

નીજ મંદીર **સુદાંમોજી** ગઆ, તતક્ષેણ રૂપે હરી રાખા થઆ
દંભતી સોભે આએ મંને ભરાં, શ્રી હરીએ દુખ દોહેલાં હરાં. ૧

× × ×

વેદાધન્ન અગ્નીહોત્ર હોમે, રાખે અંતર હરી મન ધાંન
માલા ન મુકે ને ભગ્તી ન ચુકે, માહા વૈશ્ણવ રૂપી ભગવાન. ૧૦
જે **સુદાંમા** ચરીત્ર શાંભલે, તેહેનાં દાલીદ્ર દોહેલાં જાએ
જનમ દુખ વાંમે ને મુગ્તી પાંમે, મલે **માધવરાએ**. ૧૧
છે વીરક્ષેત્ર **વડોદરૂ, ગુજરાત** મધે ગામ
ચતુરવંશી ગ્નાત બ્રાંહ્મણ, કવી **પ્રેમાનંદ** નામ ૧૨
સંવત સતર **આડત્રીસા** વરખે, સાવણ સુદી નીધાન
તીથી ત્રીતીએ ભ્રગુવારે, પદબંધ કરૂ આખ્યાંન. ૧૩
ઉદર નીમત કરી સેવું ગાંમ **નંદરબાર**
**ની**દીપરામાંહાં કથા કીધી, જથા બુધી અનુસાર. ૧૪

વલણ

બુધીમાંને કથા કરી, કરનારે કથા લીલા કરી
**ભટ પ્રેમાનંદ** નાંમ મીથ્યા, શ્રોતાજંન બોલો શ્રીહરી.

—કડવાં ૧૪ ॥ ઇતીશ્રી સુદાંમા ચરીત્ર સંપૂરણ લખુ છે. ॥ જેહવી પરત હુતી તેહેવૂ ઉતારૂ છે ॥ લખનારાને દોસ નહી સંવત ૧૭૯૮ નાં વરખે ભાદરવા વદ ૬ વાર બુધવારે શંપુરણ લખુ છે ખોટ વરધ અક્ષર તપાસી વાંચજો લખનાર **અધારૂ ગોવંદરાંમ નારણજીએ** લખુ છે પ્ર. ચોપડો. દે. લા.

**(૫૦) +અભિમન્યુ આખ્યાન.** (સં. ૧૭૨૭)

**કડવાં ૧૦ ની ૮ મી કડીથી ૫૨ મા કડવાની ૨૫ મી કડી સુધી.**

કડવું ૯.

પુરવે પીતા જે તાહરો હુતો, તેણે જીતા સુરપતી વાર
સંજીવીની વીદ્યા માહારે પાસે, તાહારે માથે રાજનો ભાર. માઆ. ૮
સુકાચારજ તાં નામ માહારૂ, હુંથી કાલ પામે બીક
જીરણ થઓ જનમાંન મરતે, આજ ઘેરે ઘેર માગુ ભીખ. માઆ. ૯×

કડવું ૫૧.

**અરજુન** પુત્રને ઘણું વલવલે, તેથી **ત્રીકમ** બમણું રડે
દ્રુપદ રાએ આશવાશનાં કરી, રોએ કુએર નહી આવે ફરી ૧

ઢાલ

ફરી ન આવે રૂદન કીધે, પછે નાહા **અરજુન** ને વીસ્વાધાર
સાવચીત થઇ **સીવસાચીએ**, **ભીમ**ને પુછે સમાચાર. ૨
કેમ પડીઓ પુત્ર માહારો ? કુલ બોલુ કે તારૂ ?
નાહાસતાં મુઓ કે નાંમ બોલુ, કે કોણે મારીઓ ? ૩ × × ×
**પારથ** પ્રતે બોલઆરે, અશરણાં તે શરણ
જે મસ્તક પડસે હેઠું તો, તાહારૂ પડસે ધરણ ૨૩
**પારથે** સીસ ઉરાડીઉ તે, ગઉ ગંગામાંહે
સાધ કરતો હુતો **જેદ્રથ**નો પીતા, તેહનું નામ **વેહદ્રથ** રાય. ૨૪
દીકરાનુ મસ્તક દેખી, બાંણુ રૂદઆ વાગુ
હાથે પડુ મેહેલતાં પડુ, પોતાનુ સાથે લાગું. ૨૫
વરદાન માગુ શીવકને તે........અપૂર્ણ

(ઉપરનો ચોપડો સં. ૧૭૯૮ માં લખેલ—એજ અક્ષરમાં.)

**(૫૧)+ નરસિંહ મહેતાનું મામેરૂં** સં. ૧૭૨૮ આસો શુ. ૯ રવિ.

॥૯૦॥ શ્રી ગણેસાય નંમઃ મતા નરસઇનું મામેરૂં લખ્યૂ છે,

॥ ચોપૈ ॥

શ્રી ગુરૂ **ગણપત** ને **સારદાઃ** સમરૂં તે સુખદાયક સદા ॥
મન સુદ્દે માંમેરૂં **મેતાતણું** ॥ પ્રબ્ણુ થાયો તો હુંઅજ ભણું. ૧

રાગ રાંમગ્રી ॥ ઢાલ ॥

**મામેરૂં મેંતા** તણું પદબંધ કરવા આસ ॥
**નરસીંહ મેંતો** નાગર બ્રાહ્મણ **જુનાગઢ**માં વાસ ॥ ૧ ॥
ભાભીએં દુષ્ટ વચન કહું : **મેંતોજી** થેઆ ઉદાસ
પરી ત્યાગ કીધો ઘર તણો । મેંતો તે ગેઆ વનવાસ ॥ ૨ ॥
એક દેરૂં ડીઠું વંન વીષેં । અપૂજ્ય **સવ**નું લગ
તેનીં **નરસઇ મેંતૈં** પૂજા કીધીઃ અંતરમાંહે આનંદ ॥ ૩ ॥
અપવાસ સાત મેંતેં કરાતાં ॥ તારેં રીઝાં શ્રી **માહાદેવ** ॥
કમલની પરેં વદન વકસી ॥ પ્રભૂ પ્રગટયા તતષેવ ॥ ૪ ॥
**જુનેંગઢ મેતાજી** આવ્યા : સમરે તે શ્રી **ગોપાલ**જીઃ
**વીરક્ષેત્ર વડોદરા** કહાવે : **ગુજરાત** મધે ગામજી. ૨૭૯
ચતુરવંસી સા(ઝા)તી વ્રહાંમણ : કહે તે **પરમાનંદ**જીઃ
સંવત ૧૭૨૮ વીસે : આસુ સુદ નોમ રવીવારેજી ૨૮૦
પુરણ ગ્રંથ થએો તે દિવસેઃ કહુ તે બુધ પ્રકાસજી
પ્રીત કરીને ગાએ સાંભલે : પાતક તેહનાં જાએજી. ૨૮૧
કહે **પરમાણંદ** પરમેશ્વરસુ : રાષો તો રદયમાં ધ્યાનજી
અવીચલ પદ આપે **નારાયણ** : નામે નવે નિધાનજી. ૨૮૨

—ઇતિ મેતા નરશઇનો મામેરો સમાપત શ્રી ધમડકે લષ્યુ છે સહી. ૧૨–૧૬ નં. ૧૧૪ મ. જૈ. વિ. ( અન્યત્ર રચનાકાલ સં. ૧૭૩૭ ભા. વ. ૩ ગુરૂ–ગૂ. કા. દો. માં જણાવેલ છે. )

---

## ૬૨ શામળદાસ–શામળભટ્ટ

**(૫૨) + પંચદંડ ચોપાઇ**

—પદ સંખ્યા ૫૯૭ સંવત ૧૯(૦)૮ ના વર્ષ વઇસાખ્ય વદ છઠ વાર સુજેં લખીતંગ ઠાકોર ફૂલા હર્ષચંદ જે વાચે તેહને હમારા જનાય નમઃ છે ॥ શ્રી શ્રી ૨૭–૧૪ મુનિ જશવિજય સંગ્રહ.

**(૫૩)+ નંદ આખ્યાન (નંદબત્રીશી)** ૫૦૪ કડી.

—લિ૦ મુનિ **વીરવિજયજી** ગામ **નારિચાણ ધાંગધ્રા પાસે**નાં લખો છે. **રામવિજયજી** સંવત **૧૯ સાતના** વરષે શ્રાવણ શુદ અગીયારસ વાર ગુરૂ સંપૂરણ. એક ગુટકા જેવી ચોપડીમાં ૪૦ પાનામાં–ડાહ્યાભાઇ શેઠ પાસે ખેડામાં—

[ કવિ શામળભટ્ટ સંબંધી જુઓ શ્રી અંબાલાલ બુ. જાનીથી સંપાદિત. તે કવિની સિંહાસન બત્રીશીના ભાગોની પ્રસ્તાવના અને વડોદરા સાહિત્ય સભાથી **પ્રકાશિત** 'કવિ શામળ'. ]

---

**૬૩ વૃંદ** (ઔરંગજેબનો દરબારીકવિ, પછી તેના પૌત્ર અઝીમુસ્શાન પાસે રહેતો હતો.)

(૫૪)+ **सतसैया–वृन्दविनोद** સં. ૧૭૬૧ કા. શુ. ૭ સોમ. ઢાકામાં

સંવત **શશિ રસ વાર શશિ,** કાતિ શુદિ શશિવાર.
સાતૈં ઢાકા સહરમેં, ઉપજ્યો યહૈ વિચાર.

–સં. ૧૮૨૨ રા મહા વદિ ૩ દિને ચંદ્રવારે લિપતં પં **ચારિત્રો**દયમુનિ ભ્રાતૃ પં. **માણિક્યોદય** મુનિ સહિતેન શ્રી **વાલોતરા** મધ્યે ચતુમાશી ચક્રે. પત્ર ૧૭ અનંત. (જુઓ **कविता कौमुदी** ૧ પૃ. ૪૧૧ તથા **मिश्रबंधुविनोद** પૃ. ૪૯૫)

---

**૬૪ લાસકુંઅર**

(૫૫) **ભાગવત કથા** લ સં. ૧૭૬૮ પહેલાં

॥ ૯૦ ॥ શ્રીગણેશાય નમ: ॥

**સરસતી** સામણ વીનવું, **ગણપત** લાગું સું પાયરે
ભાવના ચંદન અરઘીયૈ, રીસા ગડદા માઇ રે
બે કર જોડી વીનવું, માંગૂં છું અવચલ જાંણ રે
દસમ કથાની હૂં કહૂં, જેતૂં જુગતો જાંણ રે
વિસ્તર ચીરોદક ઝલહલૈ, વયણા પુસ્તક હાથ રે

**સરસતી** માય કૃપા કરો, મુઝ વાંણી આલો છો માય રે :
રિપ ગેહા છે વનનૈ : આલ્યા મનનૈ દીધા માંણ :
આલ્યા અમનૈ દીધા દાંન : કાંઈ સંભાલાવો અમ સરીખો કાંમ
આજ સષી દિને સાર
કોટૈ ઘાલ્યો મૂયો સાપ, પુત્રૈ આવૈ દીધો સરાપ
કુણૈ દૂહવ્યો મારો તાત, તણૈ પાઝે ત્રાસગ નાગ.
(આમ પ્રવાહમાં કથા ચાલી જાય છે) × × ×
**વાસુદેવ નંદ**નૈ જાઈનૈ મિલ્યા, આષ તિણા તે આંસૂ પડયા.
કુશલ તણા તિહાં પૂછી વાત, તુમે ઉઠે ચાલો પરભાત
જલવિણી માછડીં ટલવલૈ, ભરતાર વિણી નારી રડવડૈ
હૈ કરમ વિધા વલી, સોસૈ સણ માડયો સાસ્ત્ર ભણી
હૈ રો તું જોરાસણ જાય, થે જોવતાં થઈ ન અપાર
હૈક કીધો છે દંતજ હીણ, હૈક કીયો છે નિકજ હીણ
એકતણા વિછૂટા પ્રાંણ,
વલૈ છૂટા નાહા જાય, એક ઉઠીને પૂછૈ ધાય
વિલતા બોલ્યા વચને રે હરી,
ઉધવ ઉપદેસે આવૈ સાંભલ આયો રે અકરૂડ કાલ
મલૈ ચદીન જોઇયો કંસ તણે મન કાલ
ગરભાવાસ તણૈ અવતાર
અલ્યા મન નૈ દીધા નાંમ, આલ્યા અન નૈ દીધા દાંન
આલ્યા હસતી ઘોડા સાર, મણિ માણકનૈ પાર ન પાર
શ્રી **ભાગવત કથા** મુખ પાઠૈં ભણે, સાંભલસી નરનારિ
કવિ **લાસકુંયર** ઇમ ભણૈ, એકસો **સલોકા** માંહિ. ।

—ઇતિ શ્રી **ભાગવત** કથા સ્કંદ પુરાણે સંપૂર્ણ : સંવત્ ૧૭૬૮ વર્ષે વૈસાખ સુદિ ૧૩ દિને પં **અમૃતપ્રભ** લિપીકૃતં. એક પાંચ પત્રની પ્રતિમાં પ્રથમનાં બે પત્ર કે જે પછી અગાઉ મૂકેલી **સૂર–સૂરદાસ**? કૃત **ભ્રમરગીતા** છે. મારી પાસે.

(બિલ્હણ ચરિતના કર્ત્તા તરીકે **લાસ** નામના વિપ્ર કવિનો ઉલ્લેખ અગાઉ નં. ૭ના દલ્હ કવિએ કર્યો છે-પૃ. ૨૧૧૩ તે અને આ **લાસકુંઅર** બંને જૂદા જણાય છે.)

---

## ૬૫ શિવદાસ (ચારણ)

### (૫૬) અચલદાસ ભોજાવતરી ગુણ વચનિકા

(આમાં અચલદાસ ભોજાવત પાદસાહ સાથે લડતાં મરાયો તેની વારતા ચારણી ભાષામાં છે) લ. સં. ૧૭૯૫ પહેલાં.

શ્રી સદ્ગુરૂભ્યો નમઃ ।। અથ વચનકા ષીચી અચલદાસ જીરી લિખ્યતે ।।

દૂહા

તેવીસ હથી વિરોલ, તેવીસ હથી વિરોલી યૈ
ભાવડ ભાંમી તુ તણૈ, હુવે **સ**કત હી ગોલ. ૧
પોદમ પરહસ્તયાંહ, આયસ કજ ઉપર અસુર
દેવી દ્વાર થીયાંહ, વીનતી યાયત વીસ હથિ. ૨
કેહૂં કંટક યૈ કાલ, ડહડહીયા ડમરૂ ડહક
ઉસરે છેડી આલ, તે વાજારત વીસ હથ. ૩
**રાં**માયણ હી **રાંમ**, કીયો જેહુતી કન્હૈ
**સ**કતિ વિહુણો સ્યાંમ, વિહણુ ન હોવૈ વીસ હથ. ૪
**મ**હિપાસુરી જ માય, મુરજૈ **મ**હિપાસુર
સુર છુટે સુરરાય, વાર તુહારી વીસ હથ. ૫
ભગતિ હુવૈ જ્યાં સાથિ, અસકતિ કા આવૈ નહી
ભડ જીપૈ **ભા**રથિ, વલૈ વિગતાલા વીસહથિ. ૬
તૈ હું તીયાં ન હોય, દાલિદ ધરિ દુષી તણૈ
કુરંગ ન બૈસે કોય, વાઘતણી થલ વીસ હથિ ૭

વાર્તા—અસી એક તાય દેવી ધણકંણ સાંહણ પુત પરિવાર ઉદો દેણહાર તાસ ગુણ નમો । ચરણં વેણા પુસ્તકધારિણી કાસમીર ગિરકંદરે વસતી ગીતનાદ ગુણ સુણગાહ દૈયણ દેવ કવીયણાં દાયન ।।

દૂહા

સાપે સારદ સાંભરો, બાંધુ ગરથ અપાર
સુરિત રાખુ અચલકી, ખુદાલિમ સિગાર. ૮

વાર્તા ॥—એક સિંહનૈ પાંખર્યો, સૂર અરસૈ હાત આવર્યો, પંચાગ્નિત અમી પરગડૈ, મહાદાંન આંચૈ ઘડે, દૂધમૈ સાકર પડૈ, સોનો અર સુવાસ, અચલ અને કથે **સિવદાસ,** અૌ તો **ચારંણ** કહે છે એવડી વડાઇ પૂછીયે સૌ તૌઇ તૈહી કાંમ જૈ આગલૌ રાજા સભા સહૈત સુચીત હોય કર સુણે પિછાંણે તો સુકવિ કુકવિકી પારખા જાંણે ॥ × × ×

કવિત્ત

સાતલ સો મહમીક નડચૌં જમહર જાલે
ચડે ખેત **ચહુઆંણુ** આદિ કુલવટ ઉજાલે
મુગતિ ચહુર સત મંડિ વપ કંઠિ કુલ છવાસે
**ભો**જાઉત ભુજબલહ કહર કિરમર કાલાસૈ
ગઢ ખાંડ પડંતી ગાગિરણુ દિઢ દેખે સુરતાંણુ દલ
સંસાર નાંમ આતમ સરગ **અચલે** ઐ કીધા અચલ.

અથ વાત—માહારાજાજી રિણખેત પોઢચા, દલ વાઢીયા, વિહંડચા ખાંડીયા દૂણા દોઢા અસી હજારકા સાકા સકરણુ હોય નીવડચા **અ**સુરાંણુ પારપખે વિણા ચચાલ પડચા પાતિસાહકે દલકી નિગાહ સાકે **ક્ર**રણુ કહ્યા બટલાખ રહ્યા × × × ધનધન રાજા **અ**ચલેસરજી **ભોજ** જાયા એક જમલોક નાયા મહારાજજી રથવિમાંણ બૈસ ચલાયા ત્રિલોકનાથજીકી હજૂર આયા આપ ત્રિલોકનાથજી અંક માલ ધારે રૂદ્રજી દુઆ ઉધારે બ્રહ્માજી આસરી વચન ઉચારે ઓમ્યા જીકે કાર સારે ઇંદ્રજી બિરૂદ અવધારે હીંદૂયા ધર્મ રહાયા અસુરાંણુ ખપાયા મગર પચીસી ઉમર વૈકુંઠ આયા ધન ધન રાજા **અચલેસર ભોજ**જાયા માહારાજજી વિશ્વકર્મા બોલાયા વિશ્વકર્માજી આયા

ત્રૈશ્વક્રમાજી ।વસનપુરી રૂદ્રકી રૂદ્રપુરી બ્રહ્માકી બ્રહ્મપુરી વિચૈ અચલપુરી સાવો એક અધખણુ માહે ઉપાવો રાજા અચલેસરજીનૈ પાટ ધરાવો.

—ઇતિશ્રી ગુણુવચનકા ખીચી અચલદાસ ભોજાવતરી સંપૂર્ણુ ંવત્ ૧૭૯૫ વર્ષે શાકે ૧૬૬૦ પ્રવર્ત્તમાને માસોત્તમ માસે શુકલ ક્ષે પોસ માસે દ્વાદશી તિથૌ બુધવાસરે લિખિતં પૂજ્ય સ્થિ-રજી ઋષિ શ્રી ૬ શ્રી હમીરજી તત્સિષ્ય પૂજ્ય સ્થિવરજી ઋષિશ્રી શ્રી જસવંતજી તત્સિષ્ય પૂજ્ય સ્થિવરજી શ્રી ૬ અમરાજી તત્પદે સ્થવરજી પૂજ્ય ઋષિ શ્રી ૬ શ્રીનેતસીહજી તત્પદે પૂજ્ય પ્રવર ેદ્રજન વાદીમદભંજન સ્થિવરજી શ્રી શ્રી શ્રી શ્રી ભીમસેનજી ત્સિષ્ય પૂજ્ય ઋષિશ્રી પં. સુજાણુજી ઋષિશ્રી ૫ મોટાજી ઋષિશ્રી ચોજી લિષિતં ઋષિ અમીધર ઋષિશ્રી કરણુ ઋષિ મહાનંદ શ્રી રુપ્રસાદાત્ ઋષિ અમીધરેણુ લિપીકૃતં ।। શ્રી રસ્તુઃ કલ્યાણુમસ્તુઃ ુભં ભવતુઃ ।। ૧૪-૧૫ પ્રત નં. ૨૪૨૮ શ્રી મુક્તિ વડોદરા.

---

## ૬ ચતુરંગ (ચારણુ)

**૫૭) કૃષ્ણુ બારમાસ** લ. સં. ૧૭૯૧ પહેલાં

પ્યારો પ્યારો કરતી, માહરાં નયણાં નીંદ ન પડતી
ખાસી દાસી હો રામ તુમારી, તમે કરજ્યો ખબર હમારી
હો રામ પ્યારો પ્યારો કરતી. ૧
સખી ચૈત્ર મહીને ચાલ્યા, ગોવિંદજી દ્વારિકા માલ્યા
જેહને સોલ સહસ વ્રજનારી, રાધાજી અધિક પીયારી
હો રામ પ્યારો પ્યારો કરતી. ૨ × × ×
સખી આયારે માસજ ફાગુણ, કેશવરાયજી બેઠા આંગણુ
ઉડત હૈ અબીર ગુલાલા, ખેલતહૈ નંદજીકા ગુઆલા. હો રામ૦ ૧૩
અરે હાં ચતુરંગા ચારણુ; પ્રભુ તીનલોક ભવતારણુ
જેણે બારહ માસો ગાયો, શ્રીરંગને આપ સુણાયો. હો રામ. ૧૪

—ઇતિશ્રી કૃષ્ણુ બારમાસા સંપૂર્ણુ, સંવત્ ૧૭૯૭ આસુ વદમાં ખેલ ગુટકામાંથી-પાલણુપુર ?

## ૬૭ જીવો જીવણદાસ (સં. ૧૭૯૮ લગભગ હયાત, ધોળકાનો સાધુ)

**(૫૮) રાધાકૃષ્ણના બારમાસ.**

સખિ આવિલો **કારતક** માસ પ્રભૂ ઘર આવિયા
મેં તો કીધલો સોલ સણગાર વાલો મન ભાવિયા
જીરે આભૂષણ સારા અંગ કે વાલા ઓપતાં
મેં પેર્યાં નવરંગ ચીર કે સારાં શોભતાં.
એજીરે માથાની ગુંથી વેણ કે કુલે બસગસી
રાધા ચોલી પેરી અંગ કે તાંણી કસકસી.
જીરે નાકે સમાર્યો મોર કે મસ્તક રાખડી
રાધા સેંથે ભરીરે સીંદુર કે અંજન આંખડી. ૧
એમ કરંત વિલાસ **આસો** માસ આવીયો
કે રાધા કુંકમ કેસર ગાર કે ચંદન સણગારિયો
એજીરે મોતીયે પુરિયો ચોક કે ચઉદસે દીપક કરે
એજીરે સેજે પધારો મહારાજ પ્રેમે સેવા કરે. ૧૨
**રાધાકૃષ્ણ** તણા **બારેમાસ** ગાયે ને સાંભલે
તેહને આવાગમન ન હોઇ કે ફેરો ભવનો ટલે
જીરે મન રાખે વીસવાસ વાલો તેહને મલે
પ્રભુ રાખો ચરણનિવાસ **જીવો** વિનતિ કરે. ૧૩

—એક પ્રતમાંથી પાલણપુર ભં. (?) (જુઓ ગૂ. હાથ પ્રતોની સંકલિત યાદી પૃ. ૪૨, તથા ક. દલપતરામ ગુ. પુ. સૂચિ નં. ૬૨૭ અ પૃ. ૧૮૪

---

## ૬૮ હરદાસ

**(૫૯) ભંગીપુરાણ** (મિશ્રભાષા) લ. સં. ૧૮૦૧ પહેલાં

અથ ભંગીપૂરાણ લિષ્યતે ॥ ગાથા

પહિલો સરસ માત પ્રણુંમાં, પ્રણુમુ તે સિર અક્ષર પરમાં

બાજણ ભરમ ગુણેવી બ્રંમા, નમો ઈસ ઉમયા દસનમાં. ૧ × × ×
જપેં હરદાસ દૂનેં કરજોડિ, કીયા અપરાધ અછિ મિ કોડિ
મહેસર માપ કરો મનમાઇ, પ્રભુજી રાષેં તોરેં પાયેં. ૩૩૪

—ઇતિશ્રી ભંગીપૂરાંણ સંપૂર્ણ સંવત ૧૮૦૧ વર્ષે પોસમાસે કૃષ્ણપક્ષે તિથૌ ભૌમવાસરે લિષ્યતં સેવક જગનાથ ગ્રાંમ મહાહડ મધ્યે લષું છે સહી ॥ ૧૩-૧૫ દા. ૧૪ ઘોઘા ભંડાર.

---

## ૬૯ प्रह्लाद

(૬૦) **वेतालपचीसी** લ. સં. ૧૮૦૭ પૂર્વે. (હિંદીમાં)

—સં. ૧૮૭૭ કા. શુ. ભવાનીદાસ શિષ્ય હરચંદ લિ. પત્ર ૪૧ પો. ૮૬ નં. ૨૨૮૮ જિ. ચા.

(એક પ્રહ્લાદ નામના કવિનો રચનાકાલ સં. ૧૭૩૦ એવો નં. ૪૬૭ ને પૃ. ૫૦૩ માં **मिश्रबंधुविनोद** માં ઉલ્લેખ છે.)

---

# વિક્રમ ઓગણીસમી સદી.

## ૭૦ અજ્ઞાત

(૬૧) **રૂપસેનની કથા** સં. ૧૮૦૮ (?) પહેલાં.

**આદિ—** ૐ નમઃ સિદ્ધ શ્રીં અંબાજી સત્ય છે.

દૂહા રાગ રામગીરી

ગવરીપૂત્ર સમરૂં ગણનાહ, વીરકથા મૂઝ કરો પસાહ
નવતેરી નગરીનૂં રૂપ, રાજા રાજ કરે ગણભૂપ
ત્રણસઇ સાઠ અંતેવરી નાર, કરે રાજ રૂડે વીસ્તાર
પાષાણમઇ ગઢ પોલ પ્રકાર, જન્યમા પૂત્રે બેજ રૂડૂયે સાર
રૂપસેન નઇ રૂપકુમાર, રાજા નઈ મનિ હર્ષ અપાર × ×

**અંતે—**

આગઇ લાખી સીખાંમણ દીધ, વડે વીસામો તા નવી દીયે.

વધાણીપૂર પોતો તે રાયે; તવ વલીઆ નીસાંણે ધાયે,
કવ્યતા કહે સોગ ઇમ ટલ્યાં, રૂપસેન માવીત્રાંનઈ મલ્યાં.

—ઇતીશ્રી રાજા રૂપસેનનો રાસ સંપૂર્ણ ગ્રથાગ્રથં ૧૨૧ ।
સંવત ૧૦૮ (?)ના પોસ વદ ૨ લખી ૮–૯ દા. ૪૬ નં. ૧૯ પાલ-ણપુર સંઘ ભંડાર.

---

## ૭१ अज्ञात

**(૬૨) शालिहोत्र-अश्वचिकित्सा** (હિંદીમાં) ૧૮ અધ્યાય લ. સં. ૧૮૩૨ પૂર્વે.

અથ અશ્વ કચ્છવિદ્યા લિખ્યતે । દૂહા.

પ્રથમ ગુરૂ પરનાંમ કરિ, **સરસતિ** લાગું પાય
તાહિ ક્રિયાતેં પાઇઈ, ગ્રંથે સુમતિ બઢાય. ૧
જયતિ સ **પાંડવ** નાથકૌં, **યુધિષ્ઠિર ભીમાર્જુન**
**સહિદેવ** સહિત એંકે સએં, **નિકુલ** વિમાસે મન. ૨
**અશ્વચિકિત્સા** નાંમ ધરિ, શાસ્ત્રહ બંધ પ્રમાન
લક્ષન સબ વરનન કરત, નીકે મધ્યમ જાંન. ૩ × ×
**નિકુલ**કૃત યહ ગ્રંથ હે, **અશ્વચિકિત્સા** જાંન
યાકૌં પઢે વિચારહી, તાકૌં હોય કલ્યાંન
ગ્રંથ પરિપૂરન ભયો, **શાલિહોત્ર** વિચાર
અષ્ટ સિદ્ધ તાકૌં હુઇ, જુ યાકો કરે વિચાર. ૫

—ઇતિશ્રી નકુલ કૃત અશ્વચિકિત્સે અશ્વશાલા વિધિ અષ્ટ-દશમો ધ્યાય ॥ ૧૮ ॥ ઇતિશ્રી શાલિહોત્ર ગ્રંથ સંપૂર્ણઃ સંવત ૧૮૩૨ જયેષ્ટ શુદિ ૪ ભોમે લિપતં । પં. **નારાણજી જીર્ણદૂર્ગે** (બીજા અક્ષરમાં—માલજીની પરત છે) પત્ર ૫ મો. સે. લાયબ્રેરી

---

## ૭૨ अज्ञात

**(૬૩) भोगल (भूगोल) पुराण** (ગદ્ય ઓલિમાં) લ. સં. ૧૮૪૦ પૂર્વે
અથ ભોગલપુરાંણ લિખ્યતે ॥

ॐ સ્વામી ભવણ મંડાણ, ભૌમમંડલકા કથૌ પ્રમાંણ
ઉત્પતિ શિષ્ટકા કહીં વખાણ.
કેતી ધરતી કેતા આકાસ, કેતા મેરૂમંડલ કેલાસ.
કેતી પવન પાંણી વિસતાર, કેતા ચંદ સૂર આકાર.
કેતા દ્વીપ સમંદ અરિ ખંડ, કેતા પર્વત સારિ બ્રહ્માંડ
કેતા તારામંડલ મેઘ, કિસવિધ રચીયા હૈ અલેખ
નહી તાંહિ કિસવિધિ કીયા, કવણ ઉર ઉઢંગા દીયા. ૪
ઇશ્વરોવાચ સુણો દેવી પારવતી × ×

—લિપતં પં. **ચારિત્રોદય** મુનિ । સંવત્ ૧૮૪૦ રા. ભાદ્રવા સુદિ ૩ દિને શનિવારે શ્રી **સેરડી** ચતુર્માસીકૃતા પત્ર ૫ અનંત.

---

## ૭૩ अज्ञात

**(૬૪) सामुद्रिक** (હિંદી પદ્યમાં) લ. સં. ૧૮૪૬ પૂર્વે.

—સામુદ્રકે સુભાસુભ પુરૂપ સ્ત્રી લક્ષણ સંપૂર્ણમ્ સંવત ૧૮૪૬ વરષે માસોત્તમ માસે શુકલપક્ષે મિતિ પોહ સુદિ ૧૧ ભોમવાસરે લિપતં પં. **સૂરતા કલ્યાંણપુરા** મધ્યે પત્ર ૭ શ્રી યશોવૃદ્ધિ જૈન બાલાશ્રમમાં ગુલાબમુનિનો સંગ્રહ મહુવા.

---

## ૭૪ દેવીદાન નાઈતા (બારોટ કે ચારણ લાગે છે)

**(૬૫) વૈતાલપચીસી.** સં ૧૮૩૬

૯૦, શ્રી સારદાય નમઃ શ્રી ગણેશાય નમઃ શ્રી ગુરૂભ્યો નમઃ અથ વૈતાલપચીસી લિખતે ॥ દૂહા

પ્રણમું સરસતિ પાય, વલે વિનાયક વીનવું
બુદ્ધિ સિદ્ધિ દીલાય, સન્મુખ થાયે સરસ્વતી. ૧

આરંભીયો પરમાંણ, ચાઢે ચકિ ચામુંડરા,
ક્ષેત્રાધીસ ખલાણ, ભૈરવ ભાંજે વિઘનભય. ૨
દેશ મરૂસ્થલ દેખિ, નૌ કોટીમેં કોંટ નવ
પિણ વીકાનેર વિશેષ, મન નિશ્ચૈ કર જાંણજ્યો. ૩
તિહાં રાજ કરૈ રાઠોડ, કરન સૂર સુત કરનસો
મહી ક્ષત્રિયાં સિરમૌડ, ખત્રવટિ ખુમાણાં ખરો. ૩
તસુ સુત કુંવર અનૂપ, સિંત્ર પ્રાક્રમ સિંઘસો,
ભેદક ભલ ગુણ ભૂપ, આગેં તેડ આયસ દીયો. ૫
સંસ્કૃતથી સદભાઇ, કથા વિક્રમ વૈતાલરી,
ભાષા કહિ સંભલાઈ, તું દેઈદાન નાઈતા ૬
વૈતાલરી પચવીસ, સંભલાયે સરસી કથા,
સિંહાસણ બત્રીસ, લગ તીસૌ ભૌ નામ રૈ. ૭

અથ અગ્રે ભાષાકથાપ્રબંધ કથ્થતે.

દક્ષિણ દિશરૈ વિષૈ માલવો દેશ તઠૈ ઉજેણી નામ નગરી તિહાં રાજા વિક્રમાદિત્ય રાજ કરૈ તિનકો રાજા મહાદાંની પરદુખકારણ સૂરવીર બત્તીસ લક્ષણ સહિત એકદા રાજા મુખ્ય પ્રધાંન મુંહતા મંત્રવી સિકદાર સિતર ખાંન બહૂતર ઉમરાવ સભા સહિત બૈઠો. સો રાજા કિસોક સોભે છે?

દૂહો

રૂપ સરસ કંદર્પ્પસો ઉદધિ જિસો ગંભીર
જનનુ વલ્લભ મેહ સો, શસિ સો અમલ શરીર. ૧
વિધિ વિધિરો સુંધો પહરિ, રતનાં ભૂષિત દેહ,
સુભટાં સિર તપ સૂરયો, પરજા સિર સંનેહ. ૨

વાત ગતિયેં રાજાનું સભામાંહિ બૈઠાં એક જોગી આંબારો ફૂલ ભેટ દે આશીવાદ કર ઊભો રહ્યો. ઇણ ભાંત નિત્ય આંબ ફૂલ દેઇ મુજરો કરૈ. મુખસેતી કાંઇ ન કહૈ. આંબ રાજા × × ×

અંતે— દૂહા

કરતા ઉપર જો કરૈ, તિણરો હૂવૈ સોભાગ
નિરપરાધ ન વાહીયૈ, કાહૂ તરસિર ખાગ. ૧
કથા હૂઇ મન ભાવતી, ઉપની **વી**કાનેર
જા હૈ ગાજ ન સાભલ્યાં, મિલિ મિલ રૂચિ સૌ ફેર. ૨
કૌતુક કુંવર **અનૂ**પસિંઘ, કાજૈં લિખી વણાઇ
વાત પચીસ વૈતાલરી, ભાષા કહી બહૂ ભાઈ.

—ઇતિશ્રી વૈતાલ પચીસીમી પચીસરિ કથા ૨૫. સં. ૧૮૧૬ વરખે માસ વૈશાખ શુકલ તૃતીયા તિથૌ રવિવાસરે લિખતં **માન**સિહેન ગામ **શિવગઢ** મધ્યે. ૩૯–૧૩. દા. ૬ નં ૪૭ ખેડા ભં.

---

## ૭૫ થોભણ

**(૬૬) બારમાસ** લ. સં. ૧૮૪૪ પહેલાં.

**કારિતીક** માસે મેહલિ ચાલ્યા કંતરે વાલાજી
પ્રીતડલી તોડિ આંણ્યા અંત મારા વાલાજી
પ્રીઉજી માહરા ! સ્યૂં ચાલ્યા પરદેશ રે વાલાજી
મંદિરીયામાં હૂં બાલે વેસ મારા વાલાજી—૧ × × ×
સુખસજ્યામાં નંદના લાલ વાલાજી
**વી**ઠલવર ! હસી લડાવો લાડ મારા વાલાજી
જન્મ જન્મના ચરણે રાખો વાસરે વાલાજી
**થોભણ**ના સાંમી પૂરો આસ મારા વાલાજી

—ઇતીશ્રી બાર માસો સંપૂર્ણ. સંવત ૧૮૪૪ના માસોતમ માસે ચંદ્ર પખ્ખે ૯ દીને મધ્યાંન સમયે શ્રી શ્રી શ્રી શ્રી **પાર્શ્વ**દેવ પ્રસાદાત્ શ્રી શ્રી શ્રી **હીર**વીજયસૂરી । તત્ સીષ્ય પં. શ્રી શ્રી શ્રી શ્રી **વનેં**ચદ્ર ગણી તત્ સીષ્ય પં. શ્રી શ્રી શ્રી પં. **નય**વીજય ગણી । તત્ સીષ્ય શ્રી શ્રી શ્રી **કૂં**વરવીજેય ગણી । તત્ સી. પં શ્રી શ્રી શ્રી **લાલ**વીજેય ગણી તત સીષ્ય પં. શ્રી શ્રી શ્રી **ઋદ્ધિ**વીજેય ગણી ।

તત્ સીષ્ય પં. શ્રી શ્રી શ્રી **વી**વેકવિજય ગણી તત્ સીષ્ય પં. શ્રી શ્રી શ્રી **રૂ**પવિજય ગણી તત સીષ્ય મુની **ભ**ક્તિવજે લપીકૃત કંબોઇ ગ્રામે। પં શ્રી શ્રી શ્રી **રં**ગવીજેય ગણી તત્ સીષ્ય પં શ્રી શ્રી શ્રી **ભેં**મવીજય ગણી। તત્ સીષ્ય પં શ્રી શ્રી શ્રી **હે**ંમવીજય ગણી। તત્ સીષ્ય મૂની **તે**જવીજે વાંચનાર્થે। મુંન્ત **ભ**ક્તિવજે લપીકૃત સુભવેલાય ભવંતૂ શ્રી મંગલ। છ। ૩--૧૩ દા. ૪૮ પાલણપુર સંઘ ભંડાર. પ્ર. બ. કા. દો. ભા. ૧ કૃષ્ણવિરહના મહિના (જુઓ ગૂ. હાથ પ્રતોની સંકલિત યાદી પૃ. ૪૮ અને ક. દલપતરામ ગુ. પુ. સૂચિ નં. ૪૫૨ ૨)

---

## ૭૬ અજ્ઞાત

**(૬૭) જામ રાવલરો બારમાસો** લ. સં. ૧૮૫૪ પહેલાં

સાલ લૈ બારે મેઘ **શ્રાવણ** અંધધારા ઉછલે
બાબહીયા દાદૂર મોર બોલેં ખાલ ચિહું દિસ ખલહલેં
કડમચે સહિરાં વીજ ચમકે મિલે અનિલ ફરહરે
રાજિંદ પાત્રાં **જાંમ રાવલ** સાંમ તિણ રિત સંભરે. ૧××
**આસાઢ** માસેં કરેં ઉ બાંહલ નિદ્રા અતિ ઘણી
લૂ જાઈ નિસરગ્ર માયજ કૂઅ હર ઢીલા કંકણી
વીજલી ચમકે વલૈ વાદલ અસ્તિકા દિન ઉધરેં
રાજિંદ પાત્રાં **જાંમ રાવલ** સાંમ તિણ રિત સંભરે. ૧૨

—ઇતિશ્રી જામરાવલરો બાર માસો સંપૂર્ણઃ—પત્ર ૬૫ થી ૬૬ સં. ૧૮૫૪ની લખેલી પ્રતમાંથી લિ. ઋષિ શંભૂરામ (અનેક જૈન સ્તવનાદિ સંગ્રહની પ્રત) જિનદત્ત ભં. મુંબઇ. કે મુક્તિ. વડોદરા.

---

## ૭૭ અજ્ઞાત

**(૬૮) સદયવચ્છ સાવલિંગાની વાર્તા**

**આદિ—**

॥૬૦॥ શ્રી ગણેછાય નમ; ॥ અથ સદયવચ્છરી વાત લખ્યતે ॥

દૂહા

શિવગતિ પાય લાગ કરિ, સદગુરૂ ચરણુ પસાય
સુખરંજન અનોપમ તેહની, કહીયેં વાત બનાય ૧
નાય સુતારા નરવાહણ, સુગુણ કરિ સલામ
**સાવલિંગા** સુંદર **સરસ,** તેણ ભવંતર નામ ૨
લિપત લેષ **સુદો** લિષે, **સાવલિંગા** સુપસાય
બ્યાહ તણો છે વર અવર, વણી અચંભમ વાત ૩

વાર્ત્તા

પુર્વલેં ભવે સુગુણ માહતમારો જીવ । **અમરાવતી** નગરી કોઇક સરદાર હૂંતો । નામ **સુજાંણસિંઘ પંચોલી** । તિહાં **અમરાવતી** નગરીયેં **માધવ** નામા સુપ્રવી રહેં છેં । તે **સદયવચ્છરો** જીવ છેં એહજ નગરીયે રૂપવતી સ્ત્રી છેં સો મનોહર સુત્રવીરે સ્ત્રી છે તે રૂપવતી સ્ત્રી **સાવલિંગારો** જીવ છે. હિવે × × ×

**અંતે—**

રાજા **સદયવચ્છરે સાવલિંગારે** ઘણી પ્રીત હૂઇ ઘણા સુખ વિલાસ કીધા પૂર્વલો લેપ ઇણભવ ભોગવ્યે **સદયવચ્છ સાવલિંગારી** વાર્ત્તા મન સુદ્ધ સાંભલે કહેં વાંચેં તિણને ઘણો સુષ હોવેં ખુસ્યાલી ઉપજેં ચતુર વિચક્ષણ હોવેં સોગ ચિંતા ઉદ્વેગ મિટે ઘણા મંક(ગ)લીક હોવે મન વંછિત સુખ પામેં ઘણા વિલાસ પામેં ઇતિશ્રી સદયવચ્છ સાવલિંગારી વાર્ત્તા સમાપ્તા.

દૂહો

નયણે સનેહી જગતમેં પૂર્વ પૂન્ય પ્રમાંણ
કવિ ચતુરાઈ કેલવી, રચીસ વાત સયાંણ, ૧

—ઇતિ શુભં ॥ શ્રી **પાર્શ્વનાથજી** પ્રાસાદાત્ પત્ર ૧૪–૧૮ ગો. ના.

## ૭૮ અજ્ઞાત

**(૬૯) વીસહથી માતાજીનો-ભવાનીનો** છંદ ૬૫ કડી

**આદિ—** અથ વીસહથી માતાજીનો છંદ

ૐકાર અથાહ અપારં બાવન અકખ્યર સરોવર બંધં
સિંધ સાધિક સુરસારં, ભેદ ન લપૈ કોઇ ભારથી. ૧
આદિ અનાદિ જેણિ ઉપાયા, હરિ હર બંભ સયલ સંસારં
જગદંબા જગ જાયા, માયા રૂપ ધરૈ બ્રહ્માંણી. ૨ × ×

**અંતે—** કલસ

મોટી સુર મહિમાય, ઘાય દાંણવ દલ ઘડીયા
યુદ્ધ કરંતાં જોગિણી, રૂંડ રાય સરડ વડીયા
સિંભ નિસંભ સારિયા, પ્રાંણ દાંણવ પછાડે
જુગમાં દે જાલપા, પાર નહીં કીધ પવાડે
સુખ દેયણ સુરાંયલણ સંકટ સદા સકલ જગિ સુંદરી
ભગવાંન ભગતાં ભગવતી ઉંણત મેટે ઇશ્વરી.

—ઇતિશ્રી ભવાની છંદ સંપૂર્ણ । લિ. પં. વિજૈચંદ પાલ નગરે. શ્રીરસ્તુ આ પછી અભય ચિંતામણી લાલ કવિ કૃત ૮૫ કડીનો છે પત્ર ૪-૧૭ અનંત નં. ૨

---

## ૭૯ લાલ

**(૭૦) અભય ચિંતામણી** છંદ કડી ૮૫.

**આદિ—** દૂહા

ગરભાવાસકી ત્રાસ મૈં રહ્યો, રહ્યો ઊર્ધ્વ દસ માસ,
હાથ પાવ સુક ચ્યાર હૈ, દ્વાર ન આવૈ સાસ. ૧ × ×

**અંતે—**

લાર પડયૌ છોડૈ નહીં, ભરભર રાલૈ બાથ
લાલ કરૈ જમસું જો ઊગરઇ, જિનકૈ સંબલ સાથ. ૮૩

સંબલ જિનકે સંગ હૈં, તે સુખ પાવત જીવ
જિહાં જાયૈ તિહાંઇ સુખી, રાખૈ સમરથ પીવ. ૮૪
જે ભવ તારણનું આવસી, જે જમલોક ન જાય
સદા સનેહી પીવનૈં, સહજે રહૈ સમાય. ૮૫

—ઇતિશ્રી લાલ કથિતં અભૈચિંતામણી સંપૂર્ણ. પહેલાં ઉપર નોંધેલ વીસહથી માતાજીનો–ભવાની છંદ ૬૫ નો છે, પછી આ છે. પત્ર ૪–૧૭ અનંત. નં. ૨

---

## ૮૦ અજ્ઞાત

**(૭૧) કોકશાસ્ત્ર** ૨૨૫ કડી.

**અંતે—**

ઈમ અનેક કાંમેસ્વર તણાં, આસન બોલ્યું થોડાં ઘણાં
કામકલા પ્રીછીજે ભોગ, જિમ સ્ત્રી સુખ પાંમે સંભોગ. ૨૫૪
જીવે નર સ્ત્રી હોય જોબના, માનમત્તા સારંગલોચના
ચોરાસી આસન પરમાંણ, કોકદેવ કહે સુંણ રાજાન. ૨૫૫

—ઇતિ કોકશાસ્ત્ર સંપૂર્ણઃ ॥ ૧૫–૧૧ પ્રથમનાં ત્રણ પત્ર નથી. ગો. ના.

**(૭૧ક) કોકશાસ્ત્ર**—ગૂજરાતીમાં લ. સં. ૧૮૪૯ પૂર્વે
લી. સં. ૧૮૪૯ પત્ર ૧૪ નં. ૮૪૨ પ્ર. કા. વડોદરા.

---

## ૮૧ अज्ञात.

**(૭૨) अमरसिंह शलोको.** ગાથા ૪૩ લ. સં. ૧૮૫૭ પુર્વે

—સં. ૧૮૫૭ મા. સુ. વિક્રમપુર મધ્યે કેસરામુનિ લિ. પત્ર ૪ પો. ૪૯ નં. ૯૩૦ કૃપા.

---

## ૮૨ बाजंद

**(૭૩) चंद्राअणां दूहा** લ. સં. ૧૮૭૬ પહેલાં

ડોંઢી બાંધૈ પાઘ ચલૈં ગજ ચાલ રૈ
ઝલકંતી સમસેર ઢલકંતી ઢાલ રૈ
એ તો બી અભીમાંન કિહાં ઠેહરાયગો
હરીહાં **બાજંદ,** જ્યું તીતર યું બાજ ઝડફ લે જાયગો. ૧
જ્યાં ધરનાર ફુનાંર જમાંરા હારીઆ
દીનાં દાન કથીર કૈં બ્રાહ્મણ માંરીઆ
આઠો પહોર ઉપધ ઉસીકા જીવસું
હરીહાં **બાજંદ** કહૈ બે, એક ઝડાંકો લેઇ જિમાંવિ પીરસું. ૩૬

—ઇતીશ્રી ચંદ્રાયણા બાજંદરા ાાદુહાાા પં. **મોતીવજિ** (વિજય)જી પઠનાર્થં ાા સંવત ૧૮૭૬ પ્રથમ જેષ્ટ સુદ ૧૪ દને ાા લે. ઋ. ઉગરચંદ ૪-૧૩ પ્રત નં. ૨૪૦૮ શ્રી મુક્તિ. વડોદરા. (સરખાવો **बाजिदजी** નં. ૧૫૭૨ ગ્રંથ-વાાજદજીકે અરેલા પૃ. ૯૮૬ તથા **बाजींद्र** નં. ૪૮૦ પૃ. ૫૦૬ **मिश्रबंधुविनोद).**

---

## ૮૩ अजयराज

**(૭૪) सामुद्रिक भाषाग्रंथ** (હિંદીમાં) લ. સં. ૧૮૯૦ પૂર્વે.

**આદિ—** ચોપઇ

એ બાલક સુભ લછન પૂરે, દેખત જાઇ દોષ દૂખ દૂરે
આગમ અગમ આદિ સુંન સાખી, યા સામુદ્રિક ગ્રંથનમેં ભાખી. ૧
આગમ લછન અંગ જનાવે, સવે અવધ પૂરે ફલ પાવે
તાકા અબ કછુ કહું વિચાર, સમઝત કહત સુંનત સુખકાર. ૨

**અંતે—** સોરઠા

જો જાંને સો જાંન, દાતા હોહિ અજાંન પુનિ.
જાંનપનો અરૂ ધ્યાંન, **અજેરાજ** દુવિધિ નિપુન. ૬૭

દુહા.

જો કોઉ યા ગ્રંથકો, ચતુર પઢે ચિત લાય
લછન તિય પુરૂસકે, સમઝે સખિ સભાય. ૬૮

—ઇતિ સામુદ્રિક ભાષાગ્રંથ પુરૂષ સ્ત્રી વર્ણન સંપૂરણ સં. ૧૮૯૦ ચૈત્ર સુદિ ૫ ભોમે લિષતં ગુરજી જયવંતજી પઠનાર્થે પત્ર ૯ મો. સેં. લાયબ્રેરી.

---

## ૮૪ અજ્ઞાત

### (૬૫) રૂકિમણી હરણ

અથ રૂષમણી હરણ લિષ્યતે ।।

વડ કવિ-વયણ ભલા ગુણ ભરીયા, ઉકતિ વિસેષ પાર ઉતરીયા
કાલા હીવાલા જિણ કરીયા, તાપઇ આપ આપહી તિરીયા. ૧
સબદ જિહાજ વયણ ટંકસાલી, તરક વિસેષ ગયા તિણ તાલી,
મહણ સંસાર તરણ વનમાલી, જોડી સહતી તુંબા જાલી. ૨
દરીયા ઉપર પથર ડારે, ઉપર પાથર સેન ઉતારે
સુવચન તણા ક્રિસન મત સારે, તુબૈ બેઠા કે મન તારે. ૩

અથ દૂહા

હું ગાવીસ **રૂષમણીહરણ**, મંગલ ચ્યાર **મુકંદ**
કુલ **જાદવ** પૂરણ કલા, પ્રગટી પ્રમાણંદ. ૧

છંદ જાત ઝંફ તાલ.

પ્રગટ થંયા **ક્રિસન વસુદેવ જાદવ** પિતા
શ્રીયા **રૂષમણી** હુઈ રાવ **ભીમક** સુતા
વિમલ પિત માત કુલ ચાત્ર જણાવીયે।
લારિ ભરતાર અવતાર લષમી લીયો. ૧ × × ×
**ઉરવસી મેન રંભા** જસી અપચરા
**મોહણી રોહણી રંભરા** મૂઝરા

સુણૈહ દહેક **નારદ** મિલૈ સા સદા
નાદ અહિલ્રા પહિલા દસું નારરા. ૨૧૫
ગંધ્રપા ચારણા ભાટ મોટા ગણી
ચોજરૂપા કરી રાગરી ચાચણી
વેદ ચા પાર ઉદાર મોટી વજા
ચાચ આદર લહૈ કૂપા વૈસજા. ૨૧૬
કેસરાં કરણચી ધરમ કાંમા કરૈ
પાપ લે ઘાતીયો લોહરૈ પંજરૈ
જેથ આવિ રમૈ સંગ સુર હી ઘટા
સીહ નૈ બાકરી મીનડી સૂવટા. ૨૧૭
આવતૈ થૈ હસૈ રસ વરણા વરણ
માંડીયો **દ્વારામતી** મહ મહણ
કરણ લીધો જિહી તિમો બસું હઠ કરી
સાંધ્યૈ રાષીયો ત્યાગ **વ્રજસુંદરી.** ૨૧૮

—ઇતિશ્રી રૂષમણી હરણ સંપૂર્ણ । લિષતું **ચંદા** પઠનાર્થં ।। પત્ર ૧૧ પંક્તિ ૧૫. મારી પાસે.

---

## ૮૫ અજ્ઞાત

### (૭૬) નાગદમણ

અથ નાગદમણ લખ્યતે ।।

વરતો **સારદ** વીનસું, **સારદ** ! કરિ સુપસાય
**પવાડા** પનંગાં સરસ, **યદુપતિ** કીધો જાય. ૧
પ્રભુ અણાવે પાડીયા, દેત વડંચાં દંત
કે પાલણે પોઢીયા કે પયપાન કરંત. ૨
કોઇ ન દીઠો **કાન્હૂયા**, સુણ્યો ન લીલા સદ્દ
આંપ અંધાવણ ઊખલણ, બીજાં છોડણ બંધ. ૩

અવની ભાર ઊતારિવા, જાગ્યો એણુ જુગત
નાથ વિહાણે નિત નવે, નવે વિહાંણે નિત. ૪

જાતિ ભુજંગી

વિહાંણે નવે નાથ જાગો વહેલા, દિએ દોહિવા ઘેનુ ગોવાલ હેલા
જગાડે **યસોદા યદૂનાથ**! જાગો, મહીમાટ ઘૂમે નવે
નિધિ માંગો. ૫ × × ×
મહાકાલ કાલી તણો માંણ મોડે, **જસોદા** દિસા આવિયો પાંણ જોડે
વાતાં **વ્રજરી** નારિ ઉચ્છાહવાલી, કહંતા અલૂઝે વ્રહમા કપાલી. ૧૧૬
**ગોવિંદરે** આસરે ગુણ ગાયો, વાંચતાં ન પૂજે બહુ સેસવાયો
સમવાદ કાલી તણો મત્તિ સારે, ચવે દાસ દાસાનુ
સાંધ્યો ચીતારે. ૧૧૭

કલશ

સુણે પુણે સમવાદ, **નંદ** નંદન અહિનારી
સમુદ્ર તણે સંસાર હુવે **દ્રૂપદી** અણુહારી
અનંત અનંત જી ભજે, સએ વપુ તાસ સુણાવૈ
ભગતિ મુગતિ ભંડાર, **ક્રિસન** મુગતાહ કરાવૈ
રમીયો ચરિત **રાધા** રમણિ, દુહું ભુજ કાલી દમણ
તે તવણ સુણુણ અહિ રાવ તણ, ગમણ કાજિ આવાગમણ. ૧૧૮

—ઇતિ શ્રી નાગદમણ સંપૂર્ણ:-પત્ર ૯ ની પ્રતમાં પ્રથમનાં પાંચમાં ઈશ્વરકૃત હરિરસ છે ને પછીનાં ચાર પત્રમાં આ નાગદમણ છે. મારી પાસે

---

## ૮૬ કૃષ્ણદાસ (અજ્ઞાતસમય)

### (૭૭) કૃષ્ણ રૂક્મિણી વીવાહલો

**વિદ્રભ** દેસ **કુંદણપુરનગરી, ભીષમ** નૃપ તહાં નવનિધિ સગરી
પંચપુત્ર જાકઇ કન્યા રૂપમણી, તીન લોક તરણુ સિરિ હરણી

ગનીય ત્રિભુવનતરણુ સિરહર સોહિત બ્રહ્માપતિ રચે
એક રંગ મૂરતિ રમઈ સરિ ભરિ એક અંગ નાહિ ન વસે
જુગલ ખોડિ સલક્ષન લલના, ભરથ પિંગલ પારિખી
કોડિ સભૂષણુ અંગિ વિરાત, દિન ન ખોડિ સવાર કે
મિરગરાજ કટિ તટિ મૃગજલોચન, મિરગ અંગ વદન સુ દે સહી
કહત **કૃસ્નાંદાસ ગિરધર** ઉપજ્યે વિદ્રભ દે સહી. ૧ ×
**રૂ**પમણિ **જા**મઉતી **સ**ત્યભામા, **સ**દા **ભ**દ્રા આણી
**લ**ક્ષમનિ કુલહી **નિ**તવિદા, એ આંઠઉ પટરાણી
દસ દસ પુત્ર એક એક કન્યા, તરણિ તરણિ વૃત દીના
નિરાકાર નિરલેપ નિરંજણુ, યો માયા રસ ભીના
**રૂ**કમણિ વ્યાહુ કથે કૃષ્ણુઇ જન, સીપ સુણુઇ અર ગાવઇ
અર્થકામના મુગતિફલ, ચ્યારિ પદારથ પાવઇ
ભગતિ હેતિ અઉતાર વિમલ રસ, ભૂતલ લીલાધારી
ગિરવરધર રાધા વાલંભ પરિજન જાડો બલિહારી

—ઇતિ વીવાહલો સમાપ્તઃ ॥ ઉગ્રસેનપુરે લિપતં. પત્ર ૩–૧૩ મારી પાસે.

---

## ૮૭ ભોજો (અમરેલીનો સં. ૧૯૦૦ લગ.)

### (૭૮) ચાબખા

॥ ૯૦ ॥ અથ ભોજાના ચાબખા લખ્યા છે ॥

(૧) મંન કરતો મોટાયુ, રે તેનિ ઉંપડી ગઈ પાયુ. ૫ કડી
(૨) પ્રાંણિયા ભજિ લનિ કિરતાર, આ સપનું છે સંસાર. ૭ કડી
(૩) મુરખા મત મુંઝાણિ તારિ, હિયેથિ પ્રભુ મેલ્યા વિસારિ. ૪ કડી
(૪) મુરખા જનમ ગિયો છે તારો, બાંધી કર્મતણો ભારો. ૪ કડી
(૫) જિવ તું રાખે ભજનમાં ભલિ, વેલા જાય છે રે વલિ. ૫ કડી
(૬) પછે મંન પછતાવો થાસે, રે જમ તારો જિવ લેઈ જાસે. ૫ કડી

(૭) મુરષો મોહને અડે, એક ત્યાં અભાગિયો માથે
મોતનગારોં ગડે. ૪ કડી
(૮) મુરષો મરિ મરિ કમાણો, માથે મેલસે મોટા પાણો. ૪ કડી
(૯) પુટલ પરપરો થાસે રે બાજિ હાથથિ જાસે. ૪ કડી
(૧૦) મુરષો કાલનિ વાતુ કરે, માથે કાલનો ચકર ફરે. ૫ કડી
(૧૧) જિવને કેણિવિદ્ધે સમઝાવું, મુરષને નિશ્ચે નરકે જાવું. ૪ કડી
(૧૨) જિવને સાસતણી સગાઇ,રે ઘરમેં ઘડી ન રાષે ભાઇ. ૩ કડી
(૧૩) મુરષો મોહિ રહ્યો માહરૂં, એમાં કોઇ નથી તારૂં. ૩ કડી
(૧૪) જગતમાં સુ રહ્યો માલિ રે, ભરાંણિ પાપતણિ પાલિ. ૩ કડી
(૧૫) દુનિયાં દોલવા લાગિ, રે જિવ તમે જુયોને જાગિ. ૩ કડી
(૧૬) વાણિયા જોઈ કરો વેપાર, આગલ છે પંડાદાર. ૩ કડી

—૪ પત્રની પ્રત. મારી પાસે.

---

## ૮૮ अज्ञात

(૭૯) **जगदेव परमार वार्त्ता** લ. સં. ૧૬૧૧ પૂર્વે.

—સં. ૧૬૧૧ માગ. સુ. ૪ સોમે પત્ર ૨૬ પો. ૪૯ નં. ૯૩૧ કૃપા.

---

## ૮૯ સુદામો (વિપ્ર)

(૮૦) **કૃષ્ણ રાધાનો રાસ**, ૨૪ કડી.

॥ ૯૦ ॥ રાગ ચૂર્ણ ॥

આજ મહાપર્વ મલી કરી **હરજી** રમસું રે હોલી,
તેવ તેવડી જાંતાં મલી ગોરીની ટોલી. ૧
**રાંધાજી** રમવા સંચરાં સણગાર સર્વ સારી
હંસાગમની **હર** ભણી ચાલંતી ઠમકે :૨:

કટ ત્રટ સોહિ મેખલા કર કાંકણુ પલકે
માંગ સિંદુરે સુધરચો મણિ રાખડી ઝલકે : ૩
હરિ ગોવાલ હુંકારીયા, ગ્વાલે ગોપાને ઘેરી
રાધાઇ હલધર આગીયા રાસ રમસુ ફેરી. ૨૧
રયને ઉગો રવિ છોઇઓ અંબર થયો રાતો
જમનાંજી ને 'કાંઠડે' રાસ કરીને માતો. ૨૨
કૃષ્ણજી કેરે કામની રાધા રમતિ રાશે
જેરે જોઇએ તે આગજો, ભાંમથી મન ભાખે. ૨૩
ગાઈ સીષ નેં સાંભલે, રાધા હરનો રાસ
વીપ્ર સુદામો વર્ણવે તિનેં વઇકુઠ વાશ. ૨૪

—ઇતિ કૃષ્ણ રાધાનો રાસ સંપૂર્ણઃ–પત્ર ૧ ની પ્રત. મારી પાસે

## (૮૧) બારાખડી (હિંદીમાં)

શ્રી ગણેશસાય નમ ।। શ્રી શારદાઅ નમ ।।

અથ શ્રી સદામાજિ કિ બાલ્યષડિ લષતે ।।

કકા કલિજુગનાંમ આધારા, પ્રભુ શમરો ભવ ઉતરો પારા
સાધ્યં સંગત્ય કરી હરીરસ પિજે, જિવન્ય જનમ શુફલ કરી લિજે. ૧૪
સસા સદગુરૂકિ કાહા કરો બડાઇ, મહિમા અતિ કછુ વરનિ ન જાઈ
ચિત લાગો સદગુરૂકે ચરનાં, રસ નાયક કાહા લિગિ બરના. ૨૯
ખખા ખેચિ લિયે ગરૂ અપનિ યોરા, માયા જાલ પલકમે તોરા
નિરભયો ય ભયો સબે ભવ ત્યાગિ, ગરૂકે ચરનનમેં ચિત લાગિ.
શશા સોચ વિચાર મટ જબહિસે, દિપક જ્ઞાંન દિયો જબહિસે
નાસ્યો તિમર તબ ભયો પ્રકાસા, માંનો રવિ પૂરણ પ્રભાસા (પ્રકાસા).

—અપૂર્ણ હહા વગેરેનું પત્ર છેલ્લું નથી. પાંચ પત્રની એ રીતે ત્રૂટક અશુદ્ધ પ્રત મારી પાસે છે.

**મિશ્રબન્ધુવિનોદ** પૃ. ૧૧૪૮ માં નં. ૨૧૦૨ માં સુદામાજીની બારહખડી જણાવી તેનો કવિત્વકાલ સં. ૧૯૧૭ ની પૂર્વે કહે છે.)

---

## ૯૦ अज्ञात

### (૮૨) नरसोजी रा माहेरा

—પત્ર ૧૦ પો. ૧૦ ચતુ.

---

## ૯૧ પ્રકીર્ણ

### (૮૩) સોરઠીરા દૂહા

સોરઠડી સો નારિ, સિરિ સોનારો બેહડો
ચઉકા તણા જ ચ્યારિ, હસી દિખાડો દેવડી. ૧
ચઉકા તણા જ ચ્યારિ, દિનય રહી દીઠા નહી
દેખૈ રાવ ખંગાર, કૈ વલિ દાતણ દેખસી. ૨
ખિણ આવે ખિણ જાઈ, લારૈ લાગો હી રહૈ
વીંઝા! વેદન વિરહકી, કયું તોમ્હાંઇનું કહૈ. ૩
વેદન કહાં તોમારજાં, કહા તાલા જમરાંહ
થે વેલી મ્હે કરહલા, કહો તો ચરિ ચરિ જાહ. ૪
થે છો કાચા કરહલા, મ્હે છાં કડવી વેલિ
નીરસ્યાં પિણ ચરસ્યો નહી, જાસ્યો ઊભા મેલ. ૫
સુણ વીંઝા! સુનિલ (સોનલ) કહૈ, બીહૂં વિણા જણાંહ
માંટી મોસર ફૂટતાં, ઘણ ઊડતાં થણાંહ. ૬
વીંઝા! વાડ પલાસરી, અણછેડી ખહરાઇ
નિગુણ માંણસરી ગોઠડી, પતિ સુગુણાંરી જાઇ. ૭
વીંઝા! મ્હે થાનું અટકલ્યા, ભરીહ થાઇ માંહ
જાંણુ કિ મોર્યો કેવડો, ચંગી વાડીમાંહિ. ૮
સોરઠિ! મ્હે થાનું ઓલખ્યા, ઝાઝા ઝૂલરિમાંહિ
જીણિ ચમક્કી વીજલી, કાલાડંબર માંહિ. ૯
વીંઝા! વેદન વ્યાપસી તુમ્હ પરદેસ ગયાંહ
દિલ ભીંતર દવ લાગસી, મિટસી તો મિલિયાંહ. ૧૦

વીંઝા ! જાં ધરિ અપ્પણે, ઊભૌ ઝંઝમ લેઈ
ચિત ચલીયૌ વેલા ચુરી, રખે ટપારૈ કોઇ. ૧૧
વીંઝા ! સુણિ સોનિલ કહૈ, નેહ કિતા મણ હોઈ
લાગૈ તો લેખો નહી, ટૂટૈ ટાંક ન હોઈ. ૧૨
સોરઠિ ! દ્યે ઓલંભડા, ચૌબારાકી છાંહ
આંગુલીયાંરી મૂદડી, આવણ લાગી બાંહ. ૧૩
સોરઠિ ઊભા ગોખ ભણિ, જાંણિ અખાડૈ મલ્લ
મત્ત ગયંદ્દા ઊપરૈ જાંણિ ઢબકી ઢલ્લ. ૧૪
દીસંતા દાવૌ કરૈ, ચાલંતા હાથીહ
સદા સુરંગી સોરઠી, સુગુણાં રીઇ સાથીહ. ૧૫
વીંઝા ! વદનાં મી ચઢી, લાજણ લાગૌ તાંમ
ઘર દસ આડા દે રહૌ, છોડી મ જાવૌ ગાંમ. ૧૬
વદનાં મીસું જે ડરૈ, સે કયું નેહ કરીઈ
વાગ વિછૂટા હિરણ જિમ, હાકલીયાં ચરિ જાંઇ. ૧૭
વાંઝા મારૂ તૌ ભાંણિજ્યો, સોરઠિ મારૂ તે જોઈ
બિહું પવાડે સજજનાં, લંછન લાગૈ મોહિ. ૧૮
ખિમ તજ મરૂં ખંગાર, જેણિ ઉઘાડા ઢંકિયા
દોઇ કુલ તારણહાર, વીંઝો નૈ સોરઠિ દેવડી. ૧૯
વીંઝ રા વાંસ થયાંહ, ગિરિનારે ગાંછા કરે
ફિરિ ફિરિ ફાડંતાહ, મારંતા મુલ કા નહી. ૨૦
સોરઠિ સૂર તાજણ કરૌ, ચતુર મ લાગૌ ચપ્પ
ઊગતૌ ન્હાલ્યૌ નય ભરિ, મ્હેઇ પાયઉ લપ્પ. ૨૧
વીંઝા ! પાણી પીવ, કહ્યૌ તુમ્હીણૌ કીજસી
પંજર માંહિલો જીવ, હાથ તુમ્હીણે દીજસી. ૨૨
સદા સુરંગી સોરઠી, આજ વિરંગી કાઇ
મન પછતાવૌ મત કરૌ, વસસ્યાં એકણિ ગાઇ (ઠાઇ). ૨૩
સોરઠિ સુગુણાં માણસાં, નિહચૈ અવગુણ હુંત

કે વિધવા કે વિરહણી, કે સંતાન ન હુંત. ૨૪
સોરઠિ સૂઆ ન સંચર્યાં, ચઢયા ન ગડ ગિરનારિ
સ્નાન ન કીધો ગોમતી, ગએ જમંતરિ હારિ. ૨૫
સોરઠિ સૂઆ ન સંચર્યાં, વંનર કેલિ કરંત
ગંગોદકસું ચંચ ભરિ, હરિચરણે ઢોવંત. ૨૬
—ઇતિ સોરઠિ રા દૂહા.

(૮૪) જેઠુવારા દૂહા

ઊચ્યા તે અલગાંહ, ભઇ પડીયા ભાવૈ નહી
થુડિ પાછલિ ફિરતાંહ, ગયો જમારો જેઠુવા. ૧
જેઠુવા તણી જગીસ, મનહુંતા મેલ્હિસ નહી
બીજા મિલૌ જ વીસ, જોડી તેસું જેઠુવા. ૨
જેઠુવા ઘડી ન જાય, જમવારો કિમ જાયસી
મોવિલ કંત વિહાય, મોર તણી પરિ મેહ ઊત. ૩
તુરી એ ત્રાપી તેહ, આખે ઉરી તેથ
કે લાધો લૂકે તેહ, જલ સારીખો જેઠુવા. ૪
લાગા લોયણ ચાહ, અણીયાલી અલતા તણાં
સરસોં સેર થયાંહ, જડીયો પંજર જેઠુવા. ૫
રૂ નીર નેવ નેહ, જાતેહી જોયો નહી
વેગી વલણ કરેહ, જુગ જાઇસી જેઠુવા. ૬
કેસરિ વાલિ વિતૂતિ (વિભૂતિ) કરી, સોવન મુદ્રા કાંન
જેઠુવા થાકે કારણૈ, મઢી જ બાંધી રાંન. ૭
ટોલી હું ટલીયાંહ, વાલ્હાહું વિછોહીયા
થોરી હાથ થિયાંહ, સેઇ જીવૈ જેઠુવા. ૮
ઇડા અનલ તણાંહ, માલૈ વિણ મૂકી ગયાં
પગ નૈ પાંખ વિણાંહ, સેઇ જીવૈ જેઠુવા. ૯

—ઇતિ જેઠુવા રા દૂહા સંપૂર્ણ, ૪ પત્રની પ્રતમાંથી પોથી નં. ૧૨ ભુવન. વીકાનેર.

---

# પરિશિષ્ટ ૨

## જૈનગચ્છોની ગુરૂપટ્ટાવલીઓ.

**પ્રસ્તાવ:**—મેં જૈન ગૂર્જર કવિઓના બીજા ભાગમાં પરિશિષ્ટ ૨ માં પૃ. ૬૬૧ થી ૭૭૯ સુધીમાં જે ગુરૂપટ્ટાવલીઓ આપી છે તે મુખ્ય વિદ્યમાન જીવંત ગચ્છો નામે (૧) ખરતર (૨) તપા (૩) અંચલ તેની શાખા વગેરે સહિતની ગુરૂપટ્ટાવલીઓ છે. તે પ્રકટ થયા પછી એક પુસ્તકાકારે સં. ૧૯૩૩ માં શ્રી પટ્ટાવલી-સમુચ્ચય પ્રથમ ભાગ મુનિશ્રી દર્શનવિજયથી સંપાદિત થઇ વીરમગામ શ્રી ચારિત્રસ્મારક ગ્રંથમાલા તરફથી પ્રસિદ્ધ થયેલ છે. હવે અત્ર (૪) શ્રી લોંકાશાહથી સ્થાપિત સંપ્રદાય-ગચ્છ કે જે હાલ વિદ્યમાન છે અને જેની અનેક શાખા પ્રશાખા થઇ છે તેની, અને એક કાલે વિદ્યમાન અને હાલ પ્રાય: અસ્ત પામેલા કેટલાક ગચ્છોની પટ્ટાવલીઓ ઐતિહાસિક સાધન તરીકે આપવામાં આવે છે. લોંકાગચ્છની પટ્ટાવલી માટે લીધેલા આધાર: ૧ સ્વ. શ્રી વાડીલાલ મોતીલાલ શાહ લિખિત 'શ્રી સાધુમાર્ગી જૈન ધર્માનુયાયીઓએ જાણવાજોગ 'ઐતિહાસિક નોંધ' સને ૧૯૦૯, ૨ જીવણલાલ કાલીદાસ વોરા પ્રકાશિત 'જૈનધર્મદર્પણ' (પટ્ટાવલી સાથે) સં. ૧૯૪૨, ૩ સ્થા૦ મુનિશ્રી મણિલાલજી લિખિત 'શ્રી જૈનધર્મનો પ્રાચીન સંક્ષિપ્ત ઇતિહાસ અને પ્રભુવીર પટ્ટાવલી' સં. ૧૯૪૧—એ પ્રકાશિત પુસ્તકોનો, અને ૪ અપ્રકાશિત એવી ખ૦ મુનિશ્રી કાંતિસાગરે પૂરી પાડેલ સ્થા. મુનિ તેજસિંહે રચેલી અને તેના શિષ્ય કાનજીએ પૂરી કરેલી ગુરૂગુણમાલા—૧૧ ભાસ નામની સં. ૧૭૫૧ ની પદ્યકૃતિ, તથા એક લોંકાગચ્છની હસ્તલિખિત પટ્ટાવલી, મેં ઉતારી લીધેલી ઋષિ ભવાંનકૃત ૧૮ કડીની (રૂપ ઋષિથી તે મેઘરાજ સુધીની) 'ચઉદ પાટની ભાસ' પદ્યકૃતિ તથા બીજી કેટલીક નાની ગુરૂભાસો વગેરે છે. આથી જણાશે કે તેને બને તેટલી સાચી અને વિશ્વસનીય કરવામાં કાળજી રાખવામાં આવી છે.

સાથે સાથે 'લોંકા શાહ ક્યારે થયા ?' એ મારો લેખ જૈનયુગ પુ. ૫ પૃ. ૩૨૯ માં જોઇ જવા વિનંતિ છે.

## (૪) લોંકાશાહના લોંકાગચ્છ—સ્થાનકવાસી (સાધુમાર્ગી) સંપ્રદાયની પટ્ટાવલી.

**લોંકાશાહ**પોરવાડ વણિક સમય સં. ૧૫૦૮, 'લહીયા સં. ૧૫૨૬ વર્ષે કાલુપુર મધ્યે માં. **લકા*** અને શાહ **લખમસી** થકી

* આ સંપ્રદાયમાં નં. ૧૬મા તેજસિંહે રચેલી અને ૧૭ મા **કાન**જીએ પૂરી કરેલી ગુરૂગુણમાલા ભાસ ૧૧ ઢાલમાં છે તેની હસ્તપ્રત મુનિ કાંતિસાગરે મને પૂરી પાડી તેમાંથી પ્રથમની બે ઢાલ અત્ર મૂકી છે:—

**લકે** જિનવચનની લબધ તેં પાઈ
**પોરવાડ** પ્રસિદ્ધ **પાટણ**મેં **લકા** નામે **લુકા** કહાઈ—**લકે**. ૧
સંવત **પનર અઠયાવીસે**, **વડ**ગચ્છ સૂત્ર સિદ્ધાંત લિખાઈ
લિખી પરતિ દોઈ એક આપ રાખી, એક દીએ ગુરૂને લે જાઇ. **લીં** ૨
દોય વરસ સૂત્ર અર્થ સર્વ સમજી, ધર્મ્મ વિધ સંઘને બતાઈ
**લકે** મૂલ મિથ્યાત ઉંથાપી, દેવ ગુરૂ ધર્મ સમઝાઇ. **લકે**. ૩
**ત્રીસે વીર** રાસી ભસ્મગ્રહ ઉતરતાં, જિમ **વીર** કહ્યો તિમ થાઈ
ઉદે ઉદે પુજ્યા જિનશાસન નીતિ, દયાધર્મ દીપાઈ. **લકે**. ૪
**ઈગત્રીસે ભાણુજી**એ સંજમ લેઇ, **લુંકા**ગચ્છ 'આદિજતિ' થાઈ
**લુંકા**ગચ્છની ઉતપતિ ઈણુવિધ, કહે **તેજસંઘ** સમઝાઈ. **લકે**. ૫

---

**લુંકા**ગચ્છ આદિ થયા અધિકારી
**ભાણા ભીદા નૂન ભીમ જગમાલ**, સાથ **સરવા**સું વિચારી **લુંકા** ૧
ભગવંત ભાખ્યો તિણે સરવ રાખ્યો, દયાધરમ ચિત ધારી
**કેશી ગોત**મની પર મિલિને, વિચાર્યો સુધ આચારી. **લુંકા**. ૨
વિનયાદિક વિવેકેં સવ વિધસું, કરે જિનવચન વિચારી
દેશદેશન શ્રાવક સમઝાવ્યા, થયા સવે ઉગ્રવિહારી. **લુંકા** ૩
સંવત **પનર પેસઠે લુંકા**થી, **વજે** કીધી વિધ ન્યારી
**વિજામતી** તિણેં નામ કહાયો, જાણો સો જાણ વિચારી. **લુંકા** ૪
સાધ સાધવી સહસ દોય સંખ્યા, શ્રાવક બહુ ધનધારી
અઠત્રીસ વર્ષ ઇણ પરિ વિચર્યાં, પછે **રૂપ** ઋષિ થયા ગણધારી—**લુંકા**. ૫

દયાધર્મ પ્રકટ થયઉ. '—એક લોંકાગચ્છની પટ્ટાવલી. ધર્મસાગરજીની તપાગચ્છ પટ્ટાવલી જણાવે છે કે લુંકા નામના લહીઆથી જિનપ્રતિમાનું ઉત્થાપન કરનાર લુંકામત પ્રવર્ત્યો, તેઓ સં. ૧૫૩૩ માં થયા તેમાં પ્રથમ ઋષિ **ભાણા**, (જી' એ માનવાચક પ્રત્યય દરેકને લગાડાય છે.)

૧ **ભાણાજી**—શિરોહીના ગામ અરહટવાડા (હાલનું અટવા-વાડા) પોરવાડ, સ્વયમેવ દીક્ષા સં. ૧૫૩૧ અમદાવાદમાં. તે લુંકા ગચ્છના આદિ સાધુ. સ્વ. સં. ૧૫૩૭.

૨ **ભીદાજી**—શિરોહીના ઓસવાલ સાથરીઆ ગોત્ર, સં. તોલાના ભાઈ. દીક્ષા સં. ૧૫૪૦ અમદાવાદમાં ૪૫ જણ સાથે ઋષિ ભાણા પાસે.

૩ **નુનાજી**—શિરોહીના ઓસવાલ, દીક્ષા સં. ૧૫૪૬ (પાઠાં-તર ૧૫૪૫)

૪ **ભીમાજી**—મારવાડના પાલીના ઓસવાલ લોઢા ગોત્ર, દીક્ષા સં, ૧૫૫૦

૫ **જગમાલજી**—ઉત્તરાધવાસી—ઉત્તરાધમાં સવર—નવરંગ—નાનપુરાના ઓસવાલ સુરાંણા ગોત્ર, દીક્ષા સં. ૧૫૫૦ ઝાંઝર ગામે.

૬ **સરવાજી**—દિલ્હીના શ્રીમાલ ('વીસા ઓસવાલ ?') સીધડા ગોત્ર, દીક્ષા સં. ૧૫૫૪. તેના વખતમાં સં. ૧૫૬૫ માં લુંકાગચ્છથી જૂદા પડી **વીજાએ** અન્ય પક્ષ સ્થાપ્યો—તે **વીજામતી (વિજયગચ્છ)** કહેવાણો.

૭ **રૂપજી**—અણહિલપુર પાટણના વેદ ગોત્રી ઓસવાલ, પિતા દેવો માતા મરઘાબાઇ, જન્મ સં. ૧૫૪૩, દીક્ષા સ્વયમેવ સં. ૧૫૬૮ માહ શુદ ૧૫, તેણે 'પાટણગચ્છ' સ્થાપ્યો. (**ગુજરાતી લોંકાગચ્છ** કહેવાયો) સં. ૧૫૭૮ માં જીવજી સંજમપદ દઇ સ્વપાટે સ્થાપ્યા. ૭ વર્ષ ગુરૂશિષ્ય સાથે વિચર્યા. સ્વ. સં. ૧૫૮૫ પાટણ. ગૃહ ૨૫, સંજમ ૧૭ વર્ષ.

સં. ૧૫૮૦ માં નાગોરમાં હીરા આચાર્યે ચૌદશને પાખી માની **લુંકા નાગોરી** ગચ્છ કાઢ્યો. વળી તેના સમયમાં '**લાહોરી ઉત્તરાધ**

લોંકાગચ્છ'+ પ્રકટયો. જ્યારે સાધુ સરવાના પરિવારે 'લુંકા ગચ્છ'નું બિરૂદ કાયમ રાખ્યું.

૮ **જીવજી**—સુરતના ઓસવાલ દેસલહરા ગોત્રી પિતા તેજલ તેજપાલ માતા કપૂરાંબાઈ, જન્મ સં. ૧૫૫૦, દીક્ષા અને પટધર પદ સં. ૧૫૭૮ મહા શુદ ૫ ગુરૂવારે સુરતમાં રૂપજીએ આપ્યાં. (સં. ૧૫૯૭માં જિનમતિગચ્છ ઘણો દીપાવ્યો) સં. ૧૬૧૨ વૈ. શુ. ૭ દિને વરસિંહને પટ્ટધર કર્યા. સ્વ. સં. ૧૬૧૩ જેઠ શુદ ૬ સોમે અણુશણ લીધું. ગૃહ ૨૮, સંજમ ૩૫ વર્ષ પાળી ૫ દિન ચોવીહાર અણુશણ કરી ૬૩ વર્ષનું આયુષ્ય ભોગવી સ્વ. એમનાથી **'ગુજરાતી લોંકાગચ્છ'** ઓળખાયો ને તેની આઠ પાટ સુધી અમદાવાદમાં ગાદી રહી. (સ્થાપના ગાદી સુરતની, ગુજરાતી લોંકા કહેવાયા. તેના શિષ્ય રૂષિશ્રી **હાનો** પ્રત્યનીક થઈ હેમવિમલસૂરિને ઉપાદીને **ઋષિમતિ** ગચ્છ સં. ૧૫૮૨ માં કાઢયો. ને તપા એવું નામ તપસ્યા કરતાં રાણા ઉદેપુરનાએ તપાબિરૂદ આપ્યું. મહાત્મા પોસાલ વીઝોવાની વરકાણા પાર્શ્વનાથ પાસે ગોઢવાડ દેશે.–એક પટ્ટાવલી.) આ જીવજી–જીવરાજના શિષ્ય નારાયણે સં. ૧૬૧૪ (૧૬૮૪?) માં રચ્યો. (પૃ. ૧૦૦૦).

૯ **વડા વરસિંઘજી**—સોરઠના દેવકાપાટણના ઓસવાલ નાહટા ગોત્રના પિતા સુમીયા (સમયો), માતા કસ્તુરાંબાઈ, જન્મ સં. ૧૫૬૪, દીક્ષા સં. ૧૫૮૭ ચૈત્ર વદિ ૫, પદધર સં. ૧૬૧૨ વૈ. શુ. ૬, જીવજી સાથે સવાવર્ષ વિહાર, સ્વ. સં. ૧૬૪૪ કા. શુ. ૩ ખંભાતમાં.

---

+ ઉત્તરાધ ગચ્છના સરવર શિષ્ય અર્જુન શિષ્ય દુર્ગદાસે સં. ૧૬૩૫ માં ખંધક ચો. રચી. પૃ. ૭૪૦. ડા. કુમારસ્વામી પાસેના 'સમવસરણ' ના ચિત્રમાં 'સંવત ૧૬૮૦ વર્ષે ભાદ્રવ શુદિ ૨ શ્રીમદુત્તરાધ ગચ્છે આચાર્ય કૃષ્ણચંદ વિદ્યમાને લિ. ઋષિ તારાચંદ શુભે ભૂયાત્ ચકલ્યાણમસ્તુ' એમ છે. નાહર. ૧ નં. ૩૯૭.

સં. ૧૬૧૩ જ્યેષ્ઠ વદિ ૧૦ દિને વડોદરાના ભાવસારોએ શ્રીપૂજ્યની પદવી આપી. ત્યારથી **'ગુજરાતી લોંકાગચ્છ મોટી પક્ષ'** એ નામ તેમના પક્ષનું પડયું.

સં. ૧૬૧૬ માં અવિધિ કરી 'સિસુધન' એ નામ ધારીને સિસુનો મત નીકળ્યો ને તે અને બીજા અગ્યાર મળી બારે વરસિંગજી વિરૂદ્ધ પ્રરૂપણા કરી–તેનાં નામ લહો, સીવો, પાસો, વિજો, સરવો, કડુઓ, ધરમો, બ્રહ્મો, કોથલીયો, સાકરીઓ, ટાકરીઓ, અને સિસુ. આ બાર 'શિશુમતિ' માં સીવાએ ચૌદશ, પાશાએ બે પડિકમણાં, વજાએ હીરપુલને આકાર માન્યો. સરવાએ દેશથી, કડુઆએ ગૃહવેષથી, ધર્માએ નામાર્થથી ધર્મ માન્યો, કોથલીએ કોથલીમાં પોષો કરવામાં, બ્રહ્માએ નમસ્કારમાં, સાકરીએ વ્રતમાં, ટોકરીએ સમકીતમાં, સિસુએ સૂત્ર વ્યવહારમાં માન્યતા પ્રરૂપી.

આમ મતમાં છિદ્રો પડયાં. કુંવરજીએ અલગ પક્ષ કાઢયો.

બીજા–નાના વરસિંઘજીને સં. ૧૬૨૭ નાં ગચ્છભાર આપી ગુરૂશિષ્ય ૧૭ વર્ષ સાથે વિચરી ખંભાત આવ્યા ને ત્યાં ગુરૂએ કાળ કર્યો. આના શિષ્ય મૂળ ભાવસાર અને પછી મુનિ થયેલ ભીમજીએ શ્રેણિક રાસ ખંડ ૨ સં. ૧૬૩૨ માં અને ખંડ ૩ સં. ૧૬૩૬ માં રચ્યા પૃ. ૭૦૫.

૧૦ **લઘુ વરસિંઘજી**—સાદડીના ઓસવાલ વોરા સાહિલાયા ગૌત્ર પિતા ઝાંઝણુ, માતા સુંદરબાઇ, જન્મ સં. ૧૫૮૯, દીક્ષા લાલજી પાસે સોળમે વર્ષે સં. ૧૬૦૬ (સીરોહીમાં), પદધર–ગણિ પદ સં. ૧૬૨૭ અહમદપુરમાં વડા વરસિંહે આપ્યું. પોતે ૬૦ વર્ષની ઉમર થતાં પદ પર જશવંતજીને દીક્ષા દઇ સ્થાપ્યા સં. ૧૬૪૯. ૧૨ વર્ષથી અધિક ગુરૂશિષ્ય સાથે વિચર્યા. સં. ૧૬૬૨ માહ શુદ ૧૫ ને દિને અણુશણુ કરી ગૃહવાસ ૧૬, સંયમ ૫૬ માં ૩૫ વર્ષ પદ

ધારીને ૭૨ વર્ષનું આયુષ્ય ભોગવી (ઉસમાપુર, સોઝત કે દિલ્હીમાં) સં. ૧૬૬૨ માં કાળ કર્યો.

**૧૧ જશવંતજી**—સોઝતના ઓસવાલ લઉકઉ—લૂકડ ગોત્રી પિતા પરબત, માતા સહોદરા, જન્મ સં. ૧૬૩૪, દીક્ષા અને પદવી સં. ૧૬૪૯ મહા શુદિ ૧૩ ગુરૂ સોઝતમાં, પદધર સં. ૧૬૮૩ વૈ. શુ. ૬ સીરોહીમાં, સં. ૧૬૮૮ માગશર શુદ ૧૫ દિને રૂપસિંહજીને પદ આપ્યું ને પછી માગશર વદ ૨ બુધે અણુશણ કરી કાળ કર્યો. ગૃહ૦ ૧૬, સંયમ ૩૮ ને કુલ આયુષ્ય ૫૪ વર્ષ. આ જસવંત મુનિનો રાસ સં. ૧૬૫૨ માં હાલાર—ખંઢેરામાં બૂરા—શામલજી ને જીવરાજના શિષ્ય ધર્મદાસે રચ્યો. (પૃ. ૮૧૯). તેના શિષ્ય પકરાજ શિષ્ય કૃષ્ણદાસ શિષ્ય કલ્યાણે નેમિનાથ સ્તo સં. ૧૬૭૩ માં સિદ્ધપુરમાં રચ્યું (૧–૫૧૧).

૧૨ **રૂપસિંહજી**—વીંઝવા—વીજેવાના ઓસવાલ વોરા સાહિલેચા ગોત્રના પિતા પીથલ, માતા કનકાદે, જન્મ સં. ૧૬૫૮, દીક્ષા સં. ૧૬૭૫ માગશર શુદ ૧૩ ગુરૂ, પદધર સં. ૧૬૮૮ માગશર શુદ ૮ અહમદપુરમાં, અને સ્વર્ગવાસ સં. ૧૬૯૭ આષાઢ વદ ૧૦ કૃષ્ણગઢ —કીસનગઢમાં ગૃહ૦ ૧૭, સંયમ ૨૧ જેમાં ૭ વર્ષ પદવીધરનાં કુલ ૨૮ વર્ષની આયુષ્ય ભોગવી કર્યો. તેના ગચ્છમાં કુંરપાલ—હાપા—ઉત્તમ શિષ્ય રામદાસે સં. ૧૬૯૩ માં પુણ્યપાલ રાસ રચ્યો. (પૃ. ૧૦૪૧) તથા શોભા—મોલ્હા—પીથા તથા વીરજી—ધર્મદાસ—ભાઉજીના શિષ્ય ચતુરજીએ સં. ૧૭૭૧માં ચંદનમલયાગિરિ ચો. રચી ( જૈન ગૂ. ક. ૨ પૃ. ૫૧૫).

૧૩ **દામોદરજી**—અજમેરના ઓસવાલ લોઢા ગોત્રી પિતા રત્નસિંહ માતા રત્નાદે, જન્મ સં. ૧૬૭૨, દીક્ષા સં. ૧૬૮૯ (જેઠ શુદ ૭), પદધર સં. ૧૬૯૬ (હિંદી ૧૬૯૭ આષાઢ વદ ૬), સ્વ. સં. ૧૬૯૬ (હિંદી ૧૬૯૭) માહ શુદિ ૧૩. ગૃહ. ૧૬, સંયમ ૮ આયુષ્ય ૨૩ વર્ષ. તેના શિષ્ય ખેતાએ ધન્નાનો રાસ સં. ૧૭૩૨ માં મેવાડના વેરાટમાં રચ્યો. ( જૈ. ગૂ. ક. ૨ પૃ. ૨૮૬) ને અનાથી ઋષિ ઢાળો સં. ૧૭૪૫ માં રચી ( પૃ. ૧૨૮૨ ).

૧૪ **કર્મસિંહ**—ઉક્ત દામોદરના મોટા ભાઇ જન્મ સં. ૧૬૬૯, દીક્ષા સં. ૧૬૮૮, પદધર દામોદર પછી સં. ૧૬૯૬ (હિંદી ૧૬૯૭ મહા શુદ ૧૩), સ્વ. સં. ૧૬૯૭ (હિંદી ૧૬૯૮ માહ શુદ ૯) ગૃહ. ૧૭, સંયમ ૧૦, આયુ ૨૭ વર્ષ ભોગવી ખંભાતમાં કાળ કર્યો.

આના સમયમાં યા પછીના કેશવજીના સમયમાં તેના શિષ્ય ધનરાજે જુદો પક્ષ (મારવાડ દેશ મધ્યે જૈતારણ ગામમાં) કાઢયો.

૧૫ **કેશવજી**—છપઇ-છાપીઆના ઓસવાલ ઉસભ ગોત્રી પિતા નેતસી, માતા નવરંગદે, જન્મ સં. ૧૬૭૫, દીક્ષા નવ જણ સાથે સં. ૧૬૮૯ જેઠ શુદ ૭, પદધર સં. ૧૬૯૭ (હિંદી ૧૬૯૮) માહ શુદ ૯ ખંભાતમાં, સ્વર્ગવાસ સં. ૧૭૨૦ જેઠ ( હિંદી આષાઢ) વદિ ૯ કોલદેમાં, વોરા વીરજીને લખી ગચ્છનો ભાર ભળાવી કર્યો. ગૃહસ્થ ૧૪ સંયમ ૩૨ કે જેમાં ૨૩ પદધર કુલ આયુ ૪૬ વર્ષ ભોગવી કાળ કર્યો. તેણે મારવાડમાં ખૂબ પ્રચાર કર્યો. તેના શિષ્ય મહિરાજના શિષ્ય ટોડરના શિષ્ય તેજ મુનિએ ચંદરાજાનો રાસ સં. ૧૭૦૭ માં રાણપુરમાં રચ્યો. ( જૈ. ગૂ. ક. ૨ પૃ. ૧૩૦)

આના સમયમાં ધનરાજ કે જેનો પક્ષ મારવાડમાં જૈતારણ ગામમાં નીકળ્યો હતો, તે પોતાનો પક્ષ કાઢયા પછી સત્તર વર્ષે ગચ્છ-મેળ કરવા આવ્યો. સં. ૧૭૧૩ માં સુરતનગરમાં વોરા વીરજીએ તેને બોલાવી ગચ્છમેળ કર્યો. ગચ્છમાં ત્રણ સ્થવીરો ભળ્યા. ધનરાજના ક્ષેમકર્ણને તેના સંતાનીય દીપ-દીપચંદે સુદર્શન રાસ અને સં. ૧૭૫૭ માં ગુણકરંડ ચો. રચ્યાં. પૃ. ૧૫૫, ૧૩૯૩.

૧૬ **તેજસિંહ**—પંચેટીઆ-પાંચટીઆના ઓસવાલ ઉસભ ગોત્રી પિતા લખમણ, માતા લખમાદે, દીક્ષા સં. ૧૭૦૬ આસાઢ શુદ ૧૦ શુકે, પદવી સુરતમાં વોરા વીરજીએ સં. ૧૭૨૧ વૈશાખ શુદિ ૭ ને દિને ગુરૂના ભળાવવાથી આપી. શિષ્ય કાનજી સાથે ૧૭૪૩ માં સુરતમાં ચોમાસું કર્યું. સ્વ. સં. ૧૭૪૩. તેમણે અનેક

જિનસ્તવનો ગૂજરાતીમાં રચ્યાં છે ને સંસ્કૃત પદ્યમાં દૃષ્ટાંત શતક રચેલ છે. (જૈ. ગૂ. ક. ૨ પૃ. ૩૦૦ ને પૃ. ૧૨૯૧).

તેના શિષ્ય ઇંદ્રજીના શિષ્ય તેજપાલે રત્નપંચવીસી રત્નચૂડ ચો. સં. ૧૭૩૫ માં રચી. (જૈ. ગૂ. ક. ૨ પૃ. ૩૦૫)

૧૭ **કાનજી**—નડુલાઇના ઓસવાલ વોહરા ગોત્રી પિતા કચરા માતા જગીસા (?), પદધર સુરતમાં સં. ૧૭૪૩ વૈશાખ, સ્વ. સં. ૧૭૭૯ ભા. શુ. ૮ (તેમણે સં. ૧૭૫૧ માં દીવમાં ચોમાસું કરી પોતાના ગુરૂ તેજસિંહે રચેલી ગુરૂગુણમાલાની ૧૧ ભાસ પૂરી કરી કે જેમાંથી શ્રી તેજસિંહ સુધીનો ઉપરનો વૃત્તાંત સાર રૂપે લીધેલ છે.) તેની કૃતિઓ માટે જુઓ ૨–૨૪૭ તથા પૃ. ૧૩૯૫. તેના સમયમાં નાકર ઋષિના શિ. નાકરના શિ. દેવજીના શિ. નરસિંહના શિ. લખમીચંદ –લખમસીના શિષ્ય ગંગ મુનિ–ગાંગજીએ સં. ૧૭૬૧ માં રત્નસાર તેજસાર રાસ તથા સં. ૧૭૬૫ માં રાણપુરમાં જંબૂ સ્વાધ્યાય રચ્યાં. (જૈ. ગૂ. ક. ૨ પૃ. ૪૫૯ તથા પૃ. ૧૪૦૭). તેના શિષ્ય દામ શિષ્ય વરસિંહે સં. ૧૭૬૬ માં નવતત્ત્વ ચો. રચી. પૃ. ૧૪૧૪. આના શિષ્ય ભીમસેન–સુજાણ (જુઓ પૃ. ૧૩૮)–મોટા શિ. મહાનંદે અનેક ગૂજરાતી કૃતિઓ સં. ૧૮૦૫ થી ૧૮૫૯ સુધીમાં રચી છે. પૃ. ૩૪.

૧૮ **તુલસી—તુલસીદાસજી**—ધુનાડાના ઓસવાલ બાફલા ગોત્રી પિતા ઉદલ–ઉદો, માતા પુરભાવ (? પુરબાઇ), દીક્ષા સં. ૧૭૭૮ ફાગણ, પદવી સં. ૧૭૭૯ ભાદ્ર. વદ ૧, સ્વ. સં. ૧૭૮૮ ફા. શુ. ૭ ભાવનગરમાં.

૨૯ **જગરૂપજી**—વીકાનેરના ઓસવાલ છજલાણી ગોત્રી પિતા નથમલ માતા જીવાદે, પદવી સં. ૧૮૭૮ ફા. શુદ ૧૨ શનિ, સ્વ. સં. ૧૭૯૮

૨૦ **જગજીવનજી**—થરાદના ઓસવાલ ચોપડા ગોત્રી પિતા જેઇતા માતા રતના, પાટે સં. ૧૭૯૯, સ્વ. સં. ૧૮૨૭ માહ વદ ૦))

૨૧ **મેઘરાજજી**—દંતારાઇપુરના ઓસવાલ વૃદ્ધ ગોત્રી પિતા દલીસાહ માતા સાંમા, પદવી સં. ૧૮૧૧ પોસ વદી ૧૩, સ્વ. ૧૮૪૩ કા. વ. ૦)) તેમની કૃતિ સંબંધી જુઓ પૃ. ૧૩૩.

૨૨ **સોમચંદજી**—પદવી સં. ૧૮૨૮ ફા. વ. ૬ તેના ગંગ-કલ્યાણ-લવજી શિષ્ય લબ્ધિએ સં. ૧૮૫૨ માં નેમિ-ચંદ્રાવલા રચ્યા. પૃ. ૧૮૮.

૨૩ **હરખચંદજી**—

૨૪ **જયચંદજી**—સં. ૧૮૬૯ ફા. સુદ ૩ ને દિને વડોદરામાં હર્ષચંદ્રજીએ જીવતાં માસ આઠ પહેલાં શ્રીપૂજ્ય સ્થાપી આચાર્ય પદ આપ્યું કે જે હાલ જયવંતા વર્ત્તે છે. [ મુનિ કાંતિસાગર પાસેની એક પટ્ટાવલી તેમજ આ જયચંદજીના સમયમાં તેના શિષ્ય ભાગ્ય-ચંદ્રજીએ સં. ૧૮૭૯ માં લખેલા કલ્પસૂત્ર બાલાવબોધમાં અંતે આપેલ આ પટ્ટાવલી ( પૃ. ૧૬૯૩ ) અહીં અટકે છે.]

૨૫ **કલ્યાણચંદજી**—૨૬ **ખૂબચંદજી**—

૨૭ **ન્યાયચંદજી**—તેની ગાદી વડોદરામાં છે.

## ગુજરાતી લોંકાગચ્છની બીજીપક્ષ-કુંવરજીપક્ષ.

ઉપરના નં. ૮ મા જીવાજીના શિષ્ય વડા વરસિંગજી ઉપરાંત કુંવરજી અને શ્રીમલ્લજી થયા. કુંવરજીથી બીજી પક્ષ થઈ.

૯ **કુંવરજી**—અમદાવાદના શ્રીમાલી વણિક પિતા લહુવોજી, માતા રૂડીબાઇ, દીક્ષા પિતા આદિ ૭ જણ સહિત સં. ૧૬૦૨ જેઠ શુદ ૫ (પા. ૬) અમદાવાદ, ગુરૂપાટે સં. ૧૬૧૨ (પા. ૧૬૧૭), સ્વ. સં. ૧૬૨૮ દિવાલી. તેમણે સં. ૧૬૨૪માં સાધુવંદના રચી. (પૃ. ૭૦૮).

૧૦ **શ્રીમલ્લજી**—અમદાવાદના પોરવાડ વણિક પિતા થાવર, માતા કુંવરબાઇ, દીક્ષા જીવજી પાસે સં. ૧૬૦૬ માગશર શુદ ૫ અમદાવાદમાં, પાટે સં. ૧૬૨૯ જેઠ વદ ૫, સ્વ. સં. ૧૬૬૬

આસાઢ શુદિ ૧૩. તેના શિષ્ય રતનશીના શિષ્ય નાનજીએ પંચવરણુ સ્ત. સં. ૧૬૬૯માં રચ્યું (પૃ. ૯૧૬).

૧૧ **રત્નસિંહજી–રતનાગરજી**—હાલાર નવાનગરના વીસા શ્રીમાળી વણિક સોલાણી ગોત્ર પિતા સુરા, માતા સોહવદે, જન્મ સં. ૧૬૩૨, દીક્ષા સં. ૧૬૪૮ વૈ. વદ ૧૩ અમદાવાદ, પદવી સં. ૧૬૫૪ જેઠ વદિ ૭, સ્વ. સં. ૧૬૮૬. તેમના શિષ્ય કેશવજી, શિવજી, સમરચંદ્ર આદિ થયા. તે સમરચંદ્રના શિષ્યે શ્રેણિકરાસ રચ્યો (પૃ. ૬૦૧).

૧૨ **કેશવજી**—મારવાડ ધુનાડા (દુણાડા) ના ઓશવાલ પિતા વિજા, માતા જવંત–જયવંતી બાઇ, જન્મ સં. ૧૬૭૬ ફા. વદ ૫ આચાર્ય પદે સં. ૧૬૮૬ જેઠ શુદ ૧૩ ગુરૂ, પછી થોડેજ મહિને સ્વર્ગસ્થ (પા. સં. ૧૬૮૮) તેણે લોંકાશાહનો શલોકો શ્રીમલ્લજીના સમયમાં રચ્યો (પૃ. ૧૦૯૪).

૧૩ **શિવજી**—હાલાર નવાનગરના શ્રીમાલી પિતા અમરસી સંઘવી, માતા તેજબાઈ, જન્મ સં. ૧૬૫૪ મહાશુદ ૨, દીક્ષા સં. ૧૬૭૦ (પા. સં. ૧૬૬૯ ફા. શુદ ૨), પદવી સં. ૧૬૮૮ જેઠ શુદ ૫ સોમ પાટણમાં, સ્વ. સં. ૧૭૩૩ માગશર ૨ રવિ. આ આચાર્યનો રાસ ઋષિ નાકર શિષ્ય દેવજી શિષ્ય ધર્મસિંહે સં. ૧૬૯૨માં રચ્યો (૧–૫૮૫ ને પૃ. ૧૦૮૦). તેમના સમયમાં સં. ૧૬૮૫માં તેમના શિષ્ય ધર્મસિંહજીએ લોંકાગચ્છથી જુદા પડી નવો ગચ્છ ચલાવ્યો. બીજા શિષ્યો સંઘરાજજી, જગજીવન, આણંદજી આદિ હતા. તેમની બીજી પાટે ત્રિલોકસિંહજી થયા કે જે ઓસવાલ છાજડ ગોત્રીય હતા–પિતા નેતસી માતા નવરંગ દે, ને બંધુ જીવરાંજ, ને જેના શિષ્ય આણંદે સં. ૧૭૩૧માં લાલપુરમાં ગણિત સાર અને સં. ૧૭૩૮ માં રાધનપુરમાં હરિવંશચરિત્ર ગૂ. પદ્યમાં રચ્યાં. (૨–૨૮૩, ૨–૨૮૪).

૧૪ **સંઘરાજજી–સંઘજી**—સિદ્ધપુર પોરવાડ જન્મ સં. ૧૭૦૫ આષાડ શુદ ૧૩, પિતા વાસા, માતા વીરમદે, દીક્ષા પિતા

સાથે સં. ૧૭૧૮ વૈ. વદ ૧૦ ગુરૂ, આચાર્યપદ સં. ૧૭૨૫ માહ સુદિ ૧૪ શુક્ર અમદાવાદમાં, સ્વ. સં. ૧૭૫૫ ફા. શુદ ૧૧ આગ્રામાં. તેમના શિષ્ય કૃષ્ણુદાસે સં. ૧૭૬૭માં કિસનબાવની રચી (૨-૪૭૨ પૃ. ૧૪૧૬).

તેમના સમયમાં આનંદ ઋષિએ ખંભાતમાં પોતાના શિષ્ય ત્રિલોકઋષિને પાટે બેસાડી જુદો ગચ્છ સ્થાપ્યો. તેમાં ૧૮ સંઘાડાના યતિ ભળવાથી 'અઢારીયા' કહેવાયા.

૧૫ **સુખમલજી**—મારવાડ જેસલમેર પાસે આસણીકોટના વીશા ઓસવાલ સંખવાલેચા (સકલલેચા) ગોત્ર, પિતા દેવીદાસ, માતા રંભાબાઇ, જન્મ સં. ૧૭૨૭, દીક્ષા સં. ૧૭૩૯ માગશર શુદ ૫, ગુરૂપાટે સં. ૧૭૫૬ (પા. ૧૭૫૫ માહ વદિ ૧) અમદાવાદ, સ્વ. સં. ૧૭૬૩ આસો (પા. મારવાડી કાર્ત્તિક) વદિ ૧૧ ધોરાજી.

૧૬ **ભાગચંદ્રજી**—જેસલમેર પાસે ભેસડોના ઓસવાલ કૂંકડચોપડા ગોત્ર, પિતા તોગા, માતા તેજબાઇ, ઉકત સુખલાલજીના ભાણેજ, દીક્ષા સં. ૧૭૬૦ માગશર શુદિ ૨ કચ્છભુજમાં, પૂજ્યપદવી સં. ૧૭૬૪ (પા. ૧૭૬૩ માગશર શુદ ૭ રવિ) ધોરાજી, સ્વ. સં. ૧૮૦૫ કા. શુદ ૧ શ્રીસક્તિપુરમાં.

૧૭ **વા(બા)લચંદજી**—મારવાડ ફલોધીના વીસા ઓસવાલ છાજર (છાજેડ઼) ગોત્ર, પિતા ઉગરા, માતા સુજાણુબાઇ, દીક્ષા માતાને ભાઇ રૂપચંદ સાથે સં. ૧૭૭૫, પૂજ્યપદવી સં. ૧૮૦૫ કા. વદ ૧૦ ગુરૂ સાચોર, સ્વ. સં. ૧૮૨૯. તેમના ચાર શિષ્ય—લખમીચંદ, વિજયચંદ, જગનાથ, અને માણેકચંદ પૈકી છેલ્લાને ગણિ પદ મળ્યું. (પૃ. ૨૪૭)

૧૭ **માણેકચંદજી**—મારવાડ પાલી પાસે દયાપુર (દરીયાપુર)ના વીસા ઓસવાલ, કટારીઆ ગોત્ર, પિતા રામચંદ, માતા જીવીબાઇ, દીક્ષા સં. ૧૮૧૫ માંડવીમાં, પૂજ્યપદવી સં. ૧૮૨૯ જામનગરમાં, સ્વ, સં. ૧૮૫૪ જેસલમેરમાં.

**૧૯ મુલચંદજી-ખુબચંદજી**—મારવાડ જાલોર તાબે મોરસીના વીસા ઓસવાલ, સિંહાલ ગોત્ર, પિતા દીપચંદ, માતા અજબાઇ, દીક્ષા સં. ૧૮૪૯ જેઠ શુદ ૧૦, પૂજ્યપદવી સં. ૧૮૫૪ ફા. વદિ ૨ નવાનગરમાં, સ્વ. સં. ૧૮૭૬ જેસલમેરમાં. તેમના સમયમાં ઉપર્યુક્ત બાલચંદજી શિષ્ય લખમીચંદના શિષ્ય રામચંદ્રે નવાનગરમાં સં. ૧૮૬૦માં તેજસાર રાસ રચ્યો (પૃ. ૨૪૭).

૨૦ **જગતચંદજી**—મારવાડ સકરણી ગામના પિતા જીવ, માતા ચંદાબાઇ, પદવી જેસલઇરમાં સં. ૧૮૭૬, સ્વ. સં. ૧૮૯૯ આસુ સુદ ૧૦ ધ્રાફામાં.

૨૧ **રત્નચંદજી**—પંજાબ ગામ સરસના વીસા ઓસવાલ, પિતા દેવચંદ સંઘવી, માતા નાંનબાઇ, દીક્ષા નવાનગરમાં, પાટે સં. ૧૮૯૯ ચૈત્ર વદ ૧૩ નવાનગરમાં.

૨૨ **નૃપચંદજી**—બાલાપુરમાં ગાદી પછી કોઇ પાટે બેઠું જણાયું નથી.

## ધર્મસિંહજીની પરંપરા

૧ **ધર્મસિંહજી**—ઉક્ત ૧૩ મા શિવજી ઋષિના શિષ્ય, તેમણે જુદા પડી દરિયાપરી નામનો નવો ગચ્છ ચલાવ્યો. હાલારના નવાનગરના દશાશ્રીમાળી વણિક પિતા જિનદાસ, માતા શિવા, ૧૫ વર્ષની વયે પિતા સાથે રત્નસિંહના શિષ્ય દેવજી પાસે દીક્ષા, શુદ્ધ મુનિવ્રત પાળવા માટે જુદા પડવા નિશ્ચય કર્યો, અમદાવાદની ઉત્તરે દરિયાખાન પીરની જગાએ જઇ ત્યાં રાત્રિ વાસ કર્યો. ને નિર્બાધ સહિસલામત રહી કાલુપુરના ઉપાશ્રયે આવ્યા. સં. ૧૮૬૫ માં દરિયાપર દરવાજાની બહારના ઉદ્યાનમાં પુનઃ સંયમ સ્વીકાર્યો. આથી તેના ગચ્છનું નામ દરિયાપરી પડયું. તેમણે સૂત્રોના ટબા—બાલાવબોધ પૂર્યાં અને કેટલાક ભાષાગ્રંથો ગદ્યમાં રચ્યા. તેમની શિષ્ય પરંપરાઃ—

૨ **સોમજી** ૩ **મેઘજી** ૪ **દ્વારકાદાસ** ૫ **મોરારજી** ૬ **નાથાજી** ૭ **જયચંદજી** ૮ **મોરારજી** (બીજા) ૯ **નાથાજી (૨)** ૧૦ **જીવણજી.** ૧૧ **પ્રાગજી**–વીરમગામના ભાવસાર રણછોડદાસના પુત્ર; દીક્ષા વીરમગામમાં સં. ૧૮૩૦, સ્વ. વિસલપુરમાં સં. ૧૮૫૦, ૧૨ **શંકર ઋષિ** ૧૩ **ખુશાલજી** ૧૪ **હર્ષસિંહ ( હર્ષચંદ )** જી ૧૫ **મોરારજી** (ત્રીજા) ૧૬ **ઝવેરઋષિ**–વીરમગામના દશાશ્રીમાલી વણિક દીક્ષા સં. ૧૮૬૫ ને સ્વ. વીરમગામે સં. ૧૯૨૩. ૧૭ **પુંજાજી**—કડીના ભાવસાર સ્વ. વઢવાણમાં સં. ૧૯૧૫ શ્રાવણ વદિ ૫ ૧૮ (નાના) **ભગવાનજી** સ્વ. વઢવાણમાં સં. ૧૯૧૯ માગશર.

૧૯ **મલુકચંદજી**—કડીના દશાશ્રીમાલી વણિક તેમના ગુરૂ નાનચંદજીનો સ્વ. કલોલમાં સં. ૧૮૯૦ ના પોષ શુદ પાંચમે થતાં તેની પાટે આવ્યા; સ્વ. કલોલમાં સં. ૧૯૨૯ જેઠ વદ અમાસ.

૨૦ **હીરાચંદજી**—અમદાવાદ પાસે પાલડી ગામના આંજણા કણબી, તેર વર્ષની વયે વિસલપુરમાં દીક્ષા. સ્વ. ત્યાં સં. ૧૯૩૯ આસો શુદ ૧૧. તેમને ૧૩ શિષ્યો હતા.

૨૧ **રઘુનાથજી**—મલુકચંદજીના શિષ્ય. ૨૨ **હાથીજી** ૨૩ **ઉત્તમચંદજી** હાલમાં.

## લવજીઋષિની પરંપરા

**લવજી ઋષિ**—તેમણે મૂળ લોંકા ગચ્છ તજી પોતાનો જુદો ગચ્છ ચલાવ્યો. સુરતના લખપતી દશાશ્રીમાળી શેઠ વીરજી વોરાની પુત્રી ફુલબાઇના પુત્ર, કેશવજી ગચ્છના વજાંગજી પાસે દીક્ષા પ્રથમ લીધી. પછી ભાણોજી અને સુખોજી એમ બે સહિત સ્વયં ખંભાતમાં સાધુ તરીકે દીક્ષા લીધી (સં. ૧૬૯૨ યા ૧૭૦૫ માં); વીરજી વોરાને તેથી આઘાત થયો ને લવજી ઋષિને હેરાન કરવા પ્રયત્ન કર્યાં તેની પાસે સોમજી નામના કાલુપુરના દશા પોરવાડે ૨૩ વર્ષની વયે દીક્ષા લીધી. બુરાનપુરમાં ગુરૂ શિષ્ય જતાં ત્યાં ઘણી અડચણ પડી. આખરે એક બાઇએ વિષમિશ્રિત મોદક ત્યાંના લોંકાગચ્છના યતિની પ્રેરણાથી

વહોરાવતાં તેમનું મૃત્યુ થયું. સોમજીના કાનજી નામે એક શિષ્ય થયા ને લાહોરી ઉત્તરાર્ધ લોંકાગચ્છના હરદાસજી ગુજરાતમાં આવી સોમજીને મળ્યા ને ધર્મચર્ચાથી સંતોષ પામી તેની પાસે દીક્ષા લીધી. હરદાસજી પછી પંજાબ ગયા ને તેનો પરિવાર **'પંજાબ સંપ્રદાય'** તરીકે ઓળખાય છે. કાનજી ઋષિનો પરિવાર હાલ માળવા મેવાડ ને દક્ષિણ તરફ વિચરે છે. કાનજીના શિષ્ય તારાચંદજીનો પરિવાર ગુજરાતમાં **'ખંભાત સંઘાડો'** તરીકે ઓળખાય છે, ઉક્ત કાનજી ઋષિના પરિવારમાંના ત્રિલોક ઋષિ માટે જુઓ પૃ. ૩૮૫ તથા પૃ. ૧૫૬૯ અને તે પરિવારમાં દક્ષિણ હૈદ્રાબાદમાં વિચરેલા હમણાં સ્વર્ગસ્થ અમોલખ ઋષિ (પૃ. ૩૩૪) થયેલ હતા.

## ધર્મદાસજીની પરંપરા.

૧ **ધર્મદાસજી**—તેમણે પણ સ્વતંત્રપણે કાર્ય લીધું. મૂળ સરખેજના ભાવસાર, પિતા જીવણ કાલીદાસ, માતા ડાહીબાઇ, ૧૬ વર્ષની વયે સં. ૧૭૧૬ આસો શુદિ ૧૧ દિને અમદાવાદમાં સ્વયં દીક્ષા લીધી. ધારાનગરીમાં સં. ૧૭૫૯ આષાઢ શુદ ૫ ને દિને ૫૯ વર્ષની ઉમરે સ્વર્ગસ્થ થયા.

તેમના ૯૯ શિષ્યો પૈકી ૨૨ શિષ્યો ભિન્ન ભિન્ન ૨૨ ભાગમાં વહેંચાયા ને તે '૨૨ ટોળાં' ના નામથી પ્રસિદ્ધ થયા. તેમાં ૧૭ બંધ પડયા ને ૫ અસ્તિત્વ ધરાવે છે. તે પાંચ, ધર્મદાસજીના પાંચ શિષ્ય નામે મૂળચંદજી, ધનાજી, છોટા પૃથ્વીરાજજી, મનોરદાસજી ને રામચંદ્રજીથી ચાલ્યા.

**મૂળચંદજી**—અમદાવાદના દશા શ્રીમાળી વણિક, ૧૮ વર્ષની વયે દીક્ષા. આચાર્યપદ અમદાવાદમાં સં. ૧૭૬૪ પોશ શુદ ૧૫. તેમના ૭ શિષ્યોઃ—૧ ગુલાબચંદજી ૨ પચાણજી, ૩ વનાજી, ૪ અંદરજી, ૫ વણારસી, ૬ વિઠલજી ૭ ઇચ્છાજી. પોતે ૮૧ વર્ષની ઉમરે સં. ૧૮૦૩ માં અમદાવાદ સ્વર્ગવાસ કર્યો.

પચાણજીના શિષ્ય રતનશી તથા તેના શિષ્ય ડુંગરશી ગોંડલ ગયા તે દિવસથી **ગોંડલ સંઘાડો,** વનાજીના શિષ્ય કહાનજી બરવાળા ગયા ત્યાંથી **બરવાળાનો સંઘાડો,** વણારસીના શિષ્ય જેસંગજી તથા ઉદેસંગજી ચુડે ગયા ત્યાંથી **ચુડાનો સંઘાડો,** વિઠલજીના શિષ્ય ભુખણજી મોરબી જઇ રહ્યા અને તેમના શિષ્ય વશરામજી ધાંગધ્રે ગયા ત્યાંથી **ધ્રાંગધ્રાનો સંઘાડો,** અંદરજી-ઇંદ્રજીના છેલ્લા શિષ્ય કરસનજી કચ્છમાં ગયા અને દરીયાપરીની આવશ્યક પ્રત વાંચી 'આઠ કોટી' પ્રરૂપી ત્યાંથી **કચ્છનો સંઘાડો,** અને ઇચ્છાજી કે જે લીંબડીએ હતા તેમના શિષ્ય રામજી ઉદેપુર ગયા ને ત્યાંનો **ઉદેપુરનો સંઘાડો,** અને ઇચ્છાજી લીંબડીમાં સ્વર્ગસ્થ થયા અને તેમના શિષ્ય ગુલાબચંદજીના શિષ્ય વાલજીના શિષ્ય હીરાજીના શિષ્ય કહાનજીના શિષ્ય **અજરામરજી**થી **લીંબડી સંઘાડો**-એમ જુદા જુદા સંધાડા થયા. આમાં ગોંડલ અને લીંબડી સંધાડાનો પરિવાર ઘણો વધ્યો ને હાલ વિચરે છે.

**ગોંડલ સંઘાડો**

**ડુંગરશી**—દીવના દશા શ્રીમાળી વણિક બદાણી કુટુંબના પિતા કમળશી, માતા હીરબાઇ, જન્મ સં. ૧૭૯૨, દીક્ષા સં. ૧૮૧૫. લીંબડીથી ગોંડલ સં. ૧૮૪૫ માં ગયા ત્યારથી ગોંડલ સંધાડો થયો. સ્વ. ગોંડલમાં સં. ૧૮૭૭ વૈ. શુ. ૧૫.

તેમના શિષ્ય **રવજી**, તેમના શિ. **મેઘરાજજી-ડાહ્યાજી-નેણશી-મુલજી-ડોસાજી**ના શિષ્ય **ખોડાજી** સ્વામી થયા જેઓ સુકંઠી વ્યાખ્યાનકાર અને કવિ હતા. (જુઓ નં. ૫૯૩ પૃ. ૩૫૫)

**બીજી પરંપરા**—ડુંગરશી પાટે **ભીમજી**-દશાશ્રીમાળી વાણુક પિતા ચાંપશી માતા ઝમકુ, જન્મ સં. ૧૮૪૨, દીક્ષા સં. ૧૮૬૦ માંગરોળ, પટધર સં. ૧૮૭૭, સ્વ. સં. ૧૯૧૫ પોશ શુદ ૫ પોરબંદર. તેની પાટે **નેણશી**-ગોંડલ પાસે અરડોઇ ગામના દશા શ્રીમાળી વણિક, દીક્ષા ભીમજી પાસે ગોંડલમાં સં. ૧૮૬૯, સ્વ. સં. ૧૯૨૨ કા. શુદ ૧૫ ગોંડલ તેની પાટે **જેસંગજી** તે **હેમચંદજી**ના શિષ્ય સ્વ. સં.

૧૯૩૬ પોરબંદર. તેની પાટે **દેવજી**—ગોંડલના લુહાણા પિતા પીતાંબર માતા ધનબાઇ, જન્મ સં. ૧૮૮૪ અશાડ શુદ ૯ સોમ. બાર વર્ષની વયે જૈનધર્મ પર પ્રીતિ, દીક્ષા નેણશી પાસે સં. ૧૮૯૯ મહા વદ ૮ ગુરૂ, પટધર સં. ૧૯૩૬, સ્વ. સં. ૧૯૫૪ માગશર શુદ ૧૩ (૬-૧૨-૯૭) ગોંડલમાં.

**લીંબડી સંઘાડો**—સ્થાપક **અજરામરજીની** ગુરૂપરંપરા જોઇએ:-

**ઇચ્છાજી**—સિદ્ધપુરના પોરવાડ વણિક પિતા જીવરાજ સંઘવી, માતા વાલમબાઇ, દીક્ષા સં. ૧૭૮૨, સ્વ. લીંબડીમાં સં. ૧૮૩૨ (જોઇએ. મુનિ મણિલાલના પુસ્તકમાં સં. ૧૭૮૨ અપાયેલ છે તે છાપદોષ લાગે છે.)

**હીરાજી**—ગુજરાતના કડવા કણબી દીક્ષા સં. ૧૮૦૪, આચાર્યપદ સં. ૧૮૩૩, સ્વ. ધોરાજીમાં સં. ૧૮૪૧.

**નાના કાનજી**—વઢવાણના ભાવસાર, દીક્ષા હળવદમાં સં. ૧૮૧૨, આચાર્યપદ સં. ૧૮૪૧, સ્વ. સાયલામાં સં. ૧૮૪૧.

**અજરામરજી**—જામનગરના પડાણાના વીશા ઓશવાળ વણિક, પિતા માણેકચંદ, માતા કંકુબાઇ જન્મ સં. ૧૮૦૯, માતા સાથે દીક્ષા સં. ૧૮૧૯ મહા શુદિ ૫ ગુરૂ, આચાર્યપદ સં. ૧૮૪૫ ને સ્વ. લીંબડીમાં સં. ૧૮૭૦ શ્રાવણ વદિ ૧

**દેવરાજજી**--કચ્છના કાંડાકરાના વીસા ઓસવાલ ડોઢીયાગોત્રી દીક્ષા ગોંડલમાં સં. ૧૮૪૧ ફા. શુદિ ૫ ગુરૂ, આચાર્યપદ સં. ૧૮૭૦, સ્વ. લીંબડીમાં સં. ૧૮૭૯ આસો વદિ ૧

**ભાણજી**—દીક્ષા સં. ૧૮૫૫, પાટપદે સં. ૧૮૮૦ માઘ શુદિ ૫, સ્વ. રામોદમાં સં. ૧૮૮૭ વૈ. શુદિ ૧૩.

**કરમશી**—સુરતના ભાવસાર દીક્ષા લીંબડીમાં સં. ૧૮૫૬ સ્વ. વઢવાણમાં સં. ૧૯૦૬ તેઓ કોઇ કારણસર વઢવાણ સં. ૧૮૯૩ (કે ૧૮૯૭) માં જઇ રહ્યા તેથી લીંબડીમાં અવિચલજીને પાટપર બેસાર્યાં હતા.

**અવિચલજી**—વીશા ઓશવાલ દીક્ષા લીંબડીમાં સં. ૧૮૬૯ કા. વદિ ૧૩, સ્વ. લીંબડીમાં સં. ૧૯૧૧.

**દેવજી**—કાઠીઆવાડના વાંકાનેરના લોહાણા દીક્ષા દશ વર્ષની ઉમરે રાપરમાં સં. ૧૮૭૦ પો. વદિ ૮, આચાર્યપદ સં. ૧૮૮૬. સ્વ. લીંબડીમાં સં. ૧૯૨૦ જેઠ શુદિ ૮ રવિ. તેનાથી જુદા પડી અવિચલજીના શિષ્ય હેમચંદજીએ જુદો સંઘાડો કાઢયો. (લીંબડીનો નાનો સંઘાડો).

**ગોવિંદજી**—પાટે બેઠા સં. ૧૯૨૧ અને આચાર્યપદે કાનજી થયા. ગોવિંદજી સં. ૧૯૩૫ માં લીંબડીમાં સ્વર્ગસ્થ થયા.

**કાનજી**—કચ્છગુંદાલાના વીશા ઓસવાલ પિતા કોરશી માતા સુલીબાઇ, દીક્ષા સં. ૧૮૯૧, આચાર્યપદ સં. ૧૯૨૧, સ્વ. લીંબડીમાં સં. ૧૯૩૬.

**નથુજી**—પાટે બેઠા સં. ૧૯૩૭ ને આચાર્યપદે દીપચંદજી થયા. નથુજી રાયણના વીસા ઓસવાળ. દીક્ષા માંડવીમાં સં. ૧૮૯૫ કા. વદ ૭, સ્વ. લીંબડીમાં સં. ૧૯૪૦ આ. વદિ ૮

**દીપચંદજી**—કચ્છ ગુંદાલાના વીસા ઓસવાલ પિતા ભોજરાજ, માતા ખેતાબાઇ, દીક્ષા અંજારમાં સં. ૧૯૦૧ માઘ વદિ ૧, ગાદીપર સં. ૧૯૪૦, સ્વ. લીંબડીમાં સં. ૧૯૬૧ ચૈત્ર વદિ અમાસ.

**લાધાજી**—વીસા ઓસવાળ પિતા માલજી, માતા ગંગાબાઇ દીક્ષા વાંકાનેરમાં સં. ૧૯૦૩ વૈ. શુદિ ૮, ગાદીએ સં. ૧૯૬૧, સ્વ. લીંબડીમાં સં. ૧૯૬૪ આ. વ. ૧૦

**મેઘરાજજી**—પાટે સં. ૧૯૬૪ આ. વદિ ૧૩ ને આચાર્યપદે દેવચંદજી. મેઘરાજજી તે લાધાજીના સગા નાનાભાઇ. દીક્ષા લીંબડીમાં સં. ૧૯૦૪ જેઠ શુદિ ૩, સ્વ. લીંબડીમાં સં. ૧૯૭૧ ફા. શુદિ ૧૩

**દેવચંદજી**—કચ્છરામાણીના પિતા રંગજી માતા ઇચ્છાબાઇ. દીક્ષા સં. ૧૯૧૩, સ્વ. સં. ૧૯૭૭ કાર્ત્તક.

**લવજી**—ભાવસાર પાટે સં. ૧૯૭૮, સ્વ. વઢવાણમાં સં. ૧૯૮૫ કા. શુ. ૨

**ગુલાબચંદજી**—કચ્છ ભોરારાના વીસા ઓસવાળ પિતા શ્રવણ, માતા આસીબાઇ. હાલ વિદ્યમાન છે. તેમના શિષ્ય પ્રસિદ્ધ શતાવધાની **રત્નચંદજી** છે.

**હુકમીચંદજી સંપ્રદાય—**

**ભાણજીના રૂપજી–જીવરાજજી–તેજરાજજી–કુંવરજી–હર્ષજી–ગોધાજી–પરશુરામજી–લોકપાલજી–મહારાજજી**ને તેની પાટે **દોલતરામજી** દીક્ષા સં. ૧૮૧૪ લીંબડી સંઘાડાના **અજરામરજી**ના સમકાલીન. તેમની પાટે **લાલચંદજી**—તેમની પાટે

**હુકમીચંદજી**—(રાયસિંહના) ટોડા ગામના ઓસવાળ ચપલોત ગોત્રી, દીક્ષા બુંદીમાં સં. ૧૮૭૯ માગશર, તપસ્વી ને સૂત્રના જાણકાર. તેમના નામથી સંપ્રદાય પ્રસિદ્ધ થયો. સ્વ. જાવદમાં સં. ૧૯૧૬ વૈ. શુદિ ૫ મંગલ.

**શિવલાલજી**—દીક્ષા સં. ૧૮૯૧, સ્વ. સં. ૧૯૩૩ પોષ શુ. ૬

**ઉદયચંદજી—ઉદયસાગરજી**–જોધપુરના ઓસવાલ નથમલજીના જીવુબાઇથી જન્મ સં. ૧૮૭૬ પોષ; દીક્ષા સં. ૧૯૦૮ ચૈત્ર શુદ ૧૧. સ્વ૦ રતલામમાં સં. ૧૯૫૪ માહા શુદ ૧૦.

**ચોથમલજી**—દીક્ષા સં. ૧૯૦૯ ચૈત્ર શુદ ૧૨; યુવરાજપદ રતલામમાં સં. ૧૯૫૩ આશો શુદ ૧૫, પટધર રતલામમાં સં. ૧૯૫૪ મહા વદ ૪, સ્વ. રતલામમાં સં. ૧૯૫૭ કા. શુ. ૮

**શ્રીલાલજી**—ટોંકના ઓસવાલ ચુનિલાલજી બંબગોત્રી પિતા, ચાંદકુંવર માતા, જન્મ સં. ૧૯૨૫ જ્યેષ્ઠ વદ ૧૨. સ્વયં દીક્ષા સં. ૧૯૪૪ માગશર વદ. પ્રતાપી, વૈરાગ્યવંત અને કડક આચાર પાળનાર સંત હતા. સ્વ. જેતારણમાં સં. ૧૯૭૭ અષાડ શુદ ૨ શુક્રવાર રાત્રિ. (જુઓ 'પૂજ્યશ્રી લાલજી' પ્ર. દુર્લભજી ત્રિભુવન ઝવેરી સં. ૧૯૭૯) તેમની પાટે **જવાહીરલાલજી** હાલ વિરાજે છે.

**બરવાળા સંઘાડો**—વનાજી-પુરુષોત્તમજી-વણારસી-કાનજી-રામજી -ચુનીલાલ-ઉમેદચંદજી (કવિ)-મોહનલાલજી હાલ વિદ્યમાન.

**ચુડાનો સંઘાડો**—વણારસી-જેસંગજી-**ઉદેસંગજી** ચુડે ગયા ત્યારથી ચુડા સંઘાડો સ્થપાયો પરંતુ હાલ તેમાં કોઇ સાધુ નથી ને તે બંધ પડયો છે

**ધ્રાંગધ્રા સંઘાડો**—ધ્રાંગધ્રા સંઘાડાના સ્થાપક **વસરામજી** થયા ને તેની પાટાનુપાટે સામજી અને અમરસી અને તેના ન્યાલચંદજી થયા. પછી તે સંપ્રદાય બંધ પડયો.

**બોટાદ સંઘાડો**—ઉક્ત વસરામજીના શિષ્ય **જસાજી** બોટાદ ગયા ત્યારથી બોટાદ સંઘાડો કહેવાયો. તેના અમરસિંહજી તેના માણેકચંદજી ને તેના **કાનજી** સ્વામી. તેમણે મુહપત્તિ તજીને, મૂર્તિપૂજા સ્વીકારી, હાલ તેઓ નિશ્ચયમાર્ગના ઉપદેશક થઇ સોનગઢ વિરાજે છે.

---

## (૫) કડૂઆ-કડવા ગચ્છની પટ્ટાવલી.

[ સંપ્રતિ કાલે ખરા સાધુંઓ છે નહિ ઇત્યાદિ પ્રરૂપણા કરનાર કટુક **(કડવા)** નામના આગમિક મતથી વાસિત થયેલમાંથી **કડૂઆ મત** સં. ૧૫૬૨માં તપા **હેમવિમલસૂરિના** સમયમાં પ્રવર્ત્યો એમ તપાગચ્છ પટ્ટાવલી જણાવે છે. તે **કડવાની** પરંપરા અત્ર તે ગચ્છની પટ્ટાવલીમાંથી મૂકીએ છીએ.)

**૧ કડૂઆ-કડવા** નડૂલાઇના વીસા નાગર જ્ઞાતિના પિતા કાહનજી માતા કનકાદે જન્મ સં. ૧૪૯૫, અમદાવાદમાં સં. ૧૫૧૪માં આવ્યા. ત્યાંના રૂપપુરમાં આગમીઆ પન્યાસ હરિકીર્ત્તિ આદિનું નિરીક્ષણ કર્યું. આગમાદિ ભણી સંવરી-ભાવસાધુપણે રહ્યા. **પ્રથમ** અણહિલ પાટણમાં જાલહિરા જ્ઞાતીય, સુરત્રાણમાન્ય, અશ્વપ્રમુખ ગૃહેધારી એવા મહં. લીંબાને સં. ૧૫૨૪માં પ્રતિબોધ્યો. ત્યાં ચોમાસું. બુહરા ધનરાજ પરી કીકાના પિતામહ આદિ પ્રતિ બાંધ્યા. સં.

૧૫૬૩માં થરા મધ્યે પં. હરિકીર્ત્તિના સ્વર્ગવાસ પછી સં ૧૫૬૪માં પાટણમાં સ્વર્ગવાસ. તેણે લીલાવતી રાસ રચ્યો. (૧-૧૧૦); પૃ૪ ૩૮.

**૨ ખીમા**—પાટણ રાતિકાવાડે વીસા પ્રાગ્વાટ સા. કર્મચંદ પિતા, કર્માદે માતા. સોળમા વર્ષ પછી સા કડૂઆ પાસે સંવરી થઇ ૨૪ વર્ષ પર્યાય પાળ્યો. પછી ૭ વર્ષ પટ્ટધર ને ૪૭ વર્ષની ઉંમરે સં. ૧૫૭૧માં પત્તનમાં સ્વ. તેના સમયમાં થરાદમાં કડવા ગચ્છની પોશાલ થઇ.

**૩ વીરા**—નડુલાઇના વૃદ્ધ (વીસા) શ્રીમાલી દોશી કુંરપાલ પિતા, કોડમદે માતા, ૧૪ વર્ષે ગૃહસ્થમાં રહી કડૂઆ પાસે સંવરી. ૨૫ વર્ષ સંવરી, ૩૦ વર્ષ પટોધર ને ૬૯મે વર્ષે સં. ૧૬૦૧માં નડુલાઇમાં સ્વર્ગવાસ.

**૪ જીવરાજ**—અમદાવાદના શ્રીમાલી પરી જગપાલ પિતા, સોભા માતા, જન્મ સં. ૧૫૭૮. સંવરી વીરા પાસે સં. ૧૫૯૦, પટધર સં. ૧૬૦૧ ને સ્વ. રાજનગરમાં સં. ૧૬૪૪

**૫ તેજપાલ**—પાટણના શ્રીમાલી દોશી રાયચંદ પિતા, કનકાઇ માતા, તેરમે વર્ષે સંવરી જીવરાજ પાસે, પછી ૨૧ વર્ષે પટધર સં. ૧૬૪૪, પછી બે વર્ષે ૩૬ વર્ષની વયે સં. ૧૬૪૬માં પાટણમાં સ્વર્ગવાસ.

**૬ રત્નપાલ**—ખંભાત પાસે કંસારી ગામના વીસાશ્રીમાલી દોશી વસ્તા પિતા, રીડી માતા, દશ વર્ષ ગૃહસ્થાવાસ, ૨૧ વર્ષ સંવરી પર્યાય, ૧૫ વર્ષ પટધર, સર્વાયુ ૪૬ સં. ૧૬૬૧ ખંભાતમાં સ્વર્ગવાસ.

**૭ જિનદાસ**—થરાદના શ્રીમાલી વુહરા જેસંઘ પિતા, જિમણાદે માતા, ૧૭ વર્ષ ગૃહસ્થાવાસ ૩૩ વર્ષ સંવરી પર્યાય, ૯ વર્ષ પટધર, સર્વાયુ ૫૯ સં. ૧૬૭૦માં રાજનગરમાં સ્વર્ગવાસ.

**૮ તેજપાલ (૨)**—ખંભાતના શ્રીમાલી સો. વસ્તુપાલ પિતા, કીકીબાઇ માતા, ૧૪ વર્ષ ગૃહસ્થાવાસ પછી સં. ૧૬૫૫માં જિનદાસ વચને સંવરી ૧૫ વર્ષ સંવરી, પટધર સં. ૧૬૭૦ છેલ્લાં સં. ૧૬૮૪

ખંભાતમાં ચોમાસું, (જુઓ લેખ સં. ૧૬૮૩ જ્યેષ્ટ શુદિ ૩ નો નં. ૮૦૧ નાહર. ૧; લેખ સં. ૧૬૮૧ ને ૧૬૮૩ બુ. ૨ નં. ૫૨૬ ને ૬૮૭)

—ઇતિ કડૂઆ મતીના ગચ્છમાં પટ્ટાવલી અષ્ટમપદે વિરાજમાન આ શ્રી તેજપાલ પ્રસાદાત્ કલ્યાણેન સંવત ૧૬૮૫ પોષ શુદિ ૧૫ પુષ્પ નક્ષત્રે કૃતા આની ૩૬ પત્રની પ્રત મારી પાસે છે.

**૯ કલ્યાણ**—ખંભાતના દોસી હરખા પિતા, સહિજલદે માતા જન્મ સં. ૧૬૫૨ સા માવજીના વચનથી સં. ૧૬૬૪ માં સંવરી, સં. ૧૬૮૫ સુધી તેજપાલ સાથે વિચરે છે. તેણે ધન્યવિલાસ રાસ સં. ૧૬૮૫માં (૧–૫૨૬) વાસુપૂજ્ય ફાગ સં. ૧૬૯૬માં થરાદમાં ને અમરગુપ્ત ચરિત્ર સં. ૧૬૯૭માં અમદાવાદમાં રચ્યાં. (૧–૫૭૫).

[પ્ર. જૈનસાહિત્ય સંશોધક ૩–૩ પૃ. ૨૭૪ થી ૨૭૭.]

**૧૦ લધુજી. ૧૧ થોભણ. ૧૨ લાધો** સં. ૧૮૦૭ સુધી અવશ્ય વિદ્યમાન ( લાધાશાહની ગૂ. કૃતિઓ માટે જુઓ નં. ૪૨૮ પૃ. ૪૯૬ જૈન ગૂ. ક. ભાગ બીજો તથા આ ગ્રંથ પૃ. ૧૪૨૧)

---

## ૭ આગમિક ગચ્છની પટ્ટાવલી

श्रीमद् **वीर** जिनेंद्रपट्टकमलालंकारहारः स्फुरन्
सूत्रोद्भूतगुणावलीपरिगतः स्वामी **सुधर्म्मा**जनि ।
तद्वंशे शतसंख्यसूरिमुकुट **श्चंद्रो** मुनींद्रोऽभवन्–
यस्माद् भूरि गुणा मुनीश्वरगुणाकीर्णा जयंति क्षितौ ॥१॥

**વીર** પ્રભુના ગણધર **સુધર્માસ્વામી**ની પરંપરામાં **વજ્રસેન** મુનિના શિષ્ય **ચંદ્ર** મુનિ **થયા** કે જેનાથી **ચંદ્રકુલ** નીકળ્યું. તેમાંથી અનેક સૂરિઓથી અનેક ગણો નીકળ્યા ને હાલ વર્ત્તે છે. હમણાં આગમિક, આંચલિક, ખરતર, તપાપક્ષ પ્રભૃતિ અન્ય ચતુર્દશી પૂર્ણિમા પક્ષો પ્રાયઃ ચંદ્રકુલથી ઉત્પન્ન થયેલ છે, એમ શ્રુતિ છે.

**चांद्रे** कुले सुविमले महिमानिधानः सूरि र्बभूव भुवि **शील**गणाभिधानः
यो दुःषमा विषम पंकनिमग्नमुच्चै र्जैनागमोक्तविधिरत्नमिहोद्दधार ॥२॥

—તે સુવિમલ **ચાંદ્રકુલ**માં મહિમાના નિધાન એવા શ્રી **શીલગણુ** નામના સૂરિ થયા. કે જે પૂર્વે કનૂજ દેશના અધિપ શ્રી **ભટાનીક** રાજાના **કુમાર** નામના પુત્ર હતા. તે લક્ષણુ સાહિત્ય છંદ અલંકારાદિ અનેક શાસ્ત્રના જ્ઞાતા થઇ પુનઃ એકદા વિધિવશ થઇ અનેક આખેટિક (શિકારી) સહિત મૃગયા રમવા ગયો. ત્યાં અતિ તીક્ષ્ણુ બાણુપ્રહાર સગર્ભા હરિણી પર કર્યો કે તે હરિણી પોતાનાં બચ્ચાં બાલકોને ટલવલતાં મૂકી મરણુ પામી. આ જોઇને રાજકુમાર દુઃખિત થઇ પોતે મહા પાપ કર્યું એમ લાગવાથી તીર્થયાત્રાએ જવાની આજ્ઞા લેવા પિતા પાસે ગયો. આ વાત જાણુતાં પિતાએ સોનાની સબાલા હરિણી પ્રાયશ્ચિત્ત માટે બનાવરાવી, ને તેના કકડા કરી બ્રાહ્મણોમાં વહેંચી આપ્યા. આ પ્રાયશ્ચિત્તથી કુમારને સંતોષ ન થયો, એટલે ગૃહને છોડી એકલો ચાલી નીકળ્યો. સ્થલવતી દેશમાં કોડંધૂટક નામના નગરે આવ્યો ત્યાં શ્રી **વીર**ભવનમાં દેવને વાંદતા એક શ્રાવકને સ્તુતિ કરતો જોઇ તેના અર્થ સમજાવવાનું કહેતાં તે શ્રાવક ગુરૂ **સિદ્ધસિંહ** સૂરિ પાસે લઇ ગયો. સૂરિ પાસે અર્થ જાણી કુમાર પ્રતિબોધિત થયો ને તેની પાસે દીક્ષા લીધી. આગમાદિ ગ્રંથ જાણી આગમ—રહસ્ય સમજી ગીતાર્થ થયો. પરમ આગમમાં કહેલ અનુષ્ટાન થતાં ન જોઇને ગુરૂને તેનું કારણુ પૂછ્યું. ગુરૂએ કહ્યું—સાંપ્રતમાં જેમ ચાલ્યું આવે છે તેમ ક્રિયા થાય છે—આગમોકત પ્રમાણે થતી નથી. ત્યારે શિષ્યે પૂછ્યું કે તેમ નથી થતું તો આજે ક્રિયા કરનાર છે તે આરાધક કે વિરાધક? ગુરૂએ કહ્યું આગમોક્ત ક્રિયા કરનાર તે આરાધક અને તેમ ન કરનાર તે વિરાધક. એટલે શિષ્યે ગુરૂના આદેશથી આગમની આજ્ઞા પ્રમાણે ૬૭ અક્ષરનો પરમેષ્ટિ મંત્ર, 'જીયભયાણું' સુધી શક્રસ્તવ, ત્રણુ સ્તુતિ વડે દેવવંદના, પાક્ષિક ચાતુર્માસિક પર્યુષણા આગમોક્ત પ્રમાણે, શ્રાવક સામાયિક ઇર્યાપથિકા પ્રથમ ઇત્યાદિ શ્રેણિ પ્રતર વર્ગ ધનભદ્ર મહાભદ્ર સર્વતોભદ્રાદિ આગમોક્ત જે વિધાન વગેરે છે તે આગમોક્તાનુષ્ટાન કરતો કરાવતો સંવિગ્નવિહાર

વડે પૃથિવીમાં વિચર્યો. ભવ્યોને વિધિમાર્ગમાં પ્રવર્ત્તાવતો સર્વત્ર પ્રખ્યાતિ પામ્યો. તેવામાં લાટ દેશમાં ધાહદિ ગામમાં ખડ્ગહસ્ત નામના વિપુલ વંશના ઉત્તમ શ્રાવક વીરદેવ શ્રેષ્ટિને તેની મિણી નામની સ્ત્રીથી ક્રમે ચાર પુત્ર થયા. ૧ મુનિચંદ્ર ૨ પ્રદ્યુમ્ન ૩ નેમિ ૪ યશોદેવ. અહીંતહીં વિહાર કરતાં પૂર્ણિમા પક્ષના દેવપ્રભ સૂરિ આવતાં તેમની દેશના સાંભળી યશોદેવ પ્રતિબોધ પામ્યો. તેણે માતાપિતાની આજ્ઞા લઇ દીક્ષા સં. ૧૧૯૬ વર્ષે લીધી. ક્રમે શાસ્ત્રાભ્યાસથી સકલ આગમ પારંગત થયો. તેણે પણ કુમારગણિ પેઠે ગુરૂ પાસે આગમ વિપરીત સર્વત્ર અનુષ્ઠાન થતાં જોઇ પ્રશ્ન કર્યો. ગુરૂનો એજ ઉત્તર મળ્યો કે આચરણાશ્રિત બાહુલ્યથી એ પ્રકારે થાય છે. આગમોક્ત પ્રકારે શક્ય નથી. ત્યારે ૧ યશઃકીર્ત્તિ (? યશોદેવ) મુનિએ ગુરૂની આજ્ઞાથી આગમોક્ત અનુષ્ઠાનથી આરાધકપણું છે એવો નિશ્ચય કરી સં. ૧૨૧૨ વર્ષે ગુરૂ પાસેથી આચાર્યપદ લઇ સર્વશાસ્ત્રો ગીતાર્થ પાસેથી સારી રીતે જાણી સં. **૧૨૧૪ વર્ષે આગમપક્ષ** પ્રકટ કર્યો.

પછી કુમાર ગણિ સાથે એકસંમતિ કરી કુમાર ગણિને આચાર્યપદે સ્થાપી પર્યાયે જ્યેષ્ઠ હોઈ તેને શ્રી **૨. શીલગણસૂરિ** એ નામ પ્રતિષ્ઠિત કરી તે સૂરિ સાથે અનેક ભવ્યોને આગમ વિધિમાં સ્થાપી ગચ્છ સંઘસ્થાપના કરી.

એકદા શ્રી દેવભદ્રસૂરિ અણહિલપત્તન પુરે દેવ વાંદવા શ્રી અરિષ્ટનેમિ પ્રાસાદે ગયા. ત્યારે ત્યાં શ્રી હેમસૂરિ સાથે શ્રી કુમારપાલ ભૂપાલ પણ આવ્યા હતા. તે રાજાએ દેવભદ્રસૂરિને ત્રણ સ્તુતિથી દેવવંદના કરતા જોયા એટલે હેમસૂરિને તેણે પૂછ્યું કે 'પ્રભો ! આ કઇ જાતની દેવવંદના ? તે વિધિપૂર્વક જણાય છે ?' ત્યારે શ્રી હેમસૂરિએ જણાવ્યું 'રાજન્! આ વિધિ આગમિક છે, તેથી દેવભદ્રસૂરિની ખ્યાતિ આગમિક તરીકે થઇ. આમ તેમનો વૃત્તાંત કહેવાય છે કે કુમારપાલભૂપાલ સમક્ષ હેમસૂરિથી આગમિક એ

નામથી શ્રી દેવભદ્રસૂરિ પ્રતિષ્ઠિત થયા. શ્રી **શી**લગણસૂરિ ચિરકાલ સંયમ પાળી સ્વર્ગસ્થ થયા.

૩. તેમના પટ્ટે **દેવભદ્રસૂરિ** થયા.

श्री आगमोक्त विधिवर्त्मनि दुर्गमेऽत्र, यस्यैककस्य चलतोऽजनि यः सहायी सारागमार्थविधिवत् घटना पटीयान्, श्री देवभद्रगुरुरभ्युदियाय तस्मात् ॥३॥

૪. દેવભદ્રસૂરિ પટ્ટે **ધર્મઘોષસૂરિ.**

ततः श्रुतांभोनिधि शीतभानु र्गोभिर्विभिंदन् नितमां तमांसि ।
निरस्तदोषः कृतपुण्यपोषः श्री धर्म्मघोषः स्वगणं पुपोष ॥४॥

—ત્યારપછી શ્રુતરૂપી સાગરને ઉછાળનાર ચંદ્ર, ગો એટલે વાણીથી તમાંસિ એટલે પાપ નિતમ–અતિશય તોડી નાંખનાર, રાગાદિ દોષો જેણે ટાળ્યા છે એવા અને પુણ્યની પુષ્ટિ જેણે કરી છે એવા શ્રી ધર્મ્મઘોષસૂરિએ સ્વગચ્છને પોષ્યો. કેવી રીતે ? તે દેખાડે છે.

તેઓ **આં**તરઉલી ગામમાં રાત્રિએ સંસ્તારકે સુતા હતા ત્યાં કાળા સાપે દંશ માર્યો એટલે તેમણે સૂરિમંત્રના સ્મરણથી દુઃસહ વિષનો આવેગ નિવાર્યો, સવારે **વારાહિકથી** આવેલ લોકો દેવીના મઠમાં વિષાપહાર માટે ગયા ને તેના અધિપતિ પાસે ગુરૂને નિર્વિષ કરવા આવવા કહ્યું પણ તેણે કહ્યું વિષ ઉતારવું હોય તો ગુરૂ અહીં આવે તોજ થાય. આ વખતે દેવભદ્રસૂરિ આવી પહોંચ્યા. તેમણે સહસા ગરૂડ પક્ષિરાજાના આગમનથી થાય તેવી રીતે ધર્મઘોષ સૂરિનું વિષ દૂર કર્યું. આથી જિનશાસનની મોટી ધર્મપ્રભાવના થઇ.

૫. **યશોભદ્રસૂરિ.**

तस्माद्यशोराशिविभासिताशः श्रीमान् यशोभद्रमुनींद्र आसीत् ।
रत्नत्रयीमूर्त्तिमतीव सम्यक् सूरित्रयी यस्य बभूव पट्टे ॥५॥

—તે શ્રી ધર્મ્મઘોષ સૂરિથી જેણે આશા એટલે દિશાઓ યશોરાશિથી ઉદ્યોતિત કરી છે એવા યશોભદ્રસૂરિ થયા કે જે સૂરિએ સ્થલવર્તી મંડલના ભૂષણરૂપ કોડંબિક નામના મહાનગરમાં શ્રી શ્રીમદેવ રાજાએ જેને 'રાણુક'પદ આપ્યું છે એવા રાણુક શ્રી રામ-

દેવ શાખાના **સલખણુ જસા** ગેલા પ્રમુખ દંડનાયકને પોતાના ઉપદેશથી પ્રતિબોધી **આગમિક** પક્ષના મુખ્ય શ્રાવક કર્યા. તેઓએ **મહાવીરપ્રાસાદ** સ્થાપ્યો ને તેમાં શ્રી **મહાવીર** મૂલનાયક વગેરે ચોવીસ બિંબો સ્થાપ્યાં તેમાં શ્રી **યશોભદ્રસૂરિએ** શ્રી **સર્વાનંદસૂરિ**, શ્રી **અભ-દેવસૂરિ**, શ્રી **વયરસેન** સૂરિને આચાર્યપદે સ્થાપ્યા. તે ત્રણ સૂરિઓ સાક્ષાત્ રત્નત્રયી (જ્ઞાન દર્શનને ચારિત્રરૂપી ત્રણ રત્ન) હોય નહિ એવા યશોભદ્રસૂરિની પાટે થયા.

## ૬. સર્વાનંદસૂરિ, અભયદેવસૂરિ ને વજ્રસેનસૂરિ.

આ પૈકી **અભયદેવસૂરિ** વિહાર કરતાં **આરાસણ** નગર આવ્યા. તેમણે તે ક્ષેત્રની અધિષ્ટાત્રી શ્રી **અંબાવિ** દેવીને પ્રતિબોધી–જીવહિંસા ત્યજાવી. તેનાથી તુષ્ટ થઇને ગુરૂને સુવર્ણ રૂપું વગેરેની ખાણો બતાવી ને વિજ્ઞપ્તિ કરી કે પ્રભુ! સ્વીકારો સુવર્ણરૂપાની ખાણોને. ગુરૂએ કહ્યું અમે નિર્ગ્રન્થ છીએ તેથી અમારે તેનું કામ છે નહિ, તું સમ્યગ્દૃષ્ટિ અહિંસક થા એટલે તેનાથી અમે સંતુષ્ટ રહીશું. ત્યારથી તે દેવી જૈનભક્તા થઇ. **સર્વાનદ** અને **વજ્રસેન** માટે નીચેના શ્લોક છે.

आद्यस्तत्र प्रोच्यदानंदकंदः श्रीमान् सर्वानंदसूरि र्विरेजे ।
यः साव्वींयं वाक्य सर्वस्वमुर्व्व्यां माज्ञारूपं सर्वदा विश्रुकारं ॥६॥
तदनु मनुजदेवैर्वंद्य पादारविंदे विदलितकुमतौघश्चारुचारित्रपात्रं ।
सुगुरुरभयदेवो गौतमाकारधारी गुणगणमणिखानिः सत्तपाब्रह्मचारी ॥७॥
श्री वज्रसेनसूरि स्तार्तीयीकस्ततस्त्रिरत्नाढ्यः ।
श्री सिद्धांतविचारं निकषा निकषायितं येन ॥८॥

## ૭ જિનચંદ્રસૂરિ

श्री सर्वानंद गुरूणां पट्टांवरभूषणे नभोरत्नं ।
षट्तर्के सार्वभौमस्ततोऽभवत् सूरि जिनचंद्रः ॥९॥

શ્રી આગમગચ્છના મૂલક્રમે **સર્વાનંદસૂરિ** પટ્ટરૂપી નભોમંડલના ભૂષણ–સૂર્ય સમાન સકલતાર્કિકચક્રવર્તી ષડ્ભાષા કવિસાર્વભૌમ

વાગ્મીંદ્ર મુદ્રાવધિ શ્રી **જિનચંદ્રસૂરિ** થયા. તેમને અનેક નરેંદ્ર માન આપતા. એક વખત ગુહિલવાડિ દેશની રાજધાની **લોલીયાણક** નગરમાં બારસોની સંખ્યામાં વિંશોપક (વીશા) શ્રીમાલી શ્રાવક વણિકવાળા સંઘના આગ્રહથી ચાતુર્માસ રહ્યા ત્યારે શ્રી **ને**મિચરિત વ્યાખ્યાનમાં વાંચતા હતા ત્યારે શ્રીકૃષ્ણ ને જરાસંધનું યુદ્ધ વર્ણવતાં વીર રસ થોડો પ્રગટાવ્યો. **મોખરા** ગુહિલ નામનો રાજા સો સુભટ સહિત 'મારમાર' એમ બોલતો ઉગામેલી તરવાર સહિત એકદમ ઉભો થઈ ગયો, સર્વ પરિષદ્ ભયમાં પડી ગઇ - એટલે ગુરૂએ વળી શાંતરસાત્મક વચનથી તેમને શાંત પાડયા. પછી બીજી વખત પોતાના વ્યાખ્યાનમાં શાંતરસ પ્રગટાવ્યો એટલે ઘણા સભ્યો સહિત **મોખરા** ગુહિલ રોઈ પડયો. પુનઃ હાસ્ય રસનું અવતારણ કરતાં સર્વે હસી પડયા. આવી વ્યાખ્યાનલબ્ધિ જાણી **મોખરા** ગુહિલે ગુરૂની વાણીને 'નવરસાવતાર તરંગિણી' એ બિરૂદ આપ્યું. હમેશાં ગુરૂના સિંહાસન નીચે સોનાનાં કચોલાં મંડાવી તે વ્યાખ્યાન અવસરે આવી બેસતો. આમ સરસ્વતીએ જેને વરની કૃપા કરી છે એવા જિનચંદ્રસૂરિ ત્યાં લાંબો કાળ રહ્યા. એકદા લોલીયાણકમાં આઠ પંડિતો સહિત **દામોદર** નામનો પંડિત અનેક યાજ્ઞિક લોકો સહિત એક લક્ષ કરતાં વધુ દ્રવ્યના વ્યયથી હોમવાળો વાજપેય નામનો યજ્ઞ કરવા ઉદ્યત થયો. ત્યાં બત્રીશ બકરીઓ હોમ માટે લાવવામાં આવી. જિનચંદ્ર સૂરિને પૂર્ણિમા પક્ષના કનકાચાર્યે સંઘસહિત આવીને (અને) કમલશૈલ બૌદ્ધ પ્રમાણ ભાણકે વિજ્ઞપ્તિ કરી કે 'આપ શાસનપ્રભાવક વાદી પૂજ્ય અહીં હો ને આ લોકો જીવતાં બકરાંનો નિર્દયપણે હોમ કરે?' એટલે ગુરૂએ સંઘ સહિત કનકાચાર્ય નામના પોતાના શિષ્યને મોકલી યજ્ઞવાડે રાજાજ્ઞા અપાવી કે અમને વાદમાં જીત્યા પછી બકરાનો હોમ કરવો. વાદ થયો. તે મોખિર ગુહલ અને બીજા સભ્યોની સમક્ષ અઢાર દિવસ સુધી ચાલ્યો. ગુરૂએ આઠ પંડિત સહિત દામોદર પંડિતને હરાવી નિરૂત્તર કર્યો અને એ રીતે બત્રીશ બકરાને

વધથી મુક્ત કર્યા. સંઘમાં મુખ્ય મુખ્યને એક એક આપી જીવાડયા. તે પછી કનકાચાર્યે શ્રી ગુરૂની સ્તુતિ સભાસમક્ષ કહી સંભળાવી.

साहित्ये सुहितः पदे परिणताभ्यासः प्रमायां पटु--
र्निष्णातो गणितागमेष्वपि भृशं सिद्धांतशुद्धांतरः ।
छंदोभेदविशारदः कविकुलाकेलीगृहं सद्यशाः
श्री सूरिर्जिनचंद्र एष जयतात् भूभृत्सभाभूषणं ॥१०॥

૮. આ જિનચંદ્રસૂરિનાં અવદાત છે. પછી **વિજયસિંહસૂરિ**

तत्पदे **विनयसिंहसूरयो** विश्रुता श्रुतविचारभूरयः ।
वाग्मिनो विजयिनो ऽथ तत्पदे भेजिरे **चाभयसिंह** सूरयः ॥११॥

—શ્રી જિનચંદ્ર સૂરિ પટ્ટે શ્રી **વિજયસિંહ સૂરિ** સિદ્ધાંતમાં કુશલ થયા.

૯. તેના પટ્ટે અતિ વાગ્મી નૃપસભારંજક વિજયી એવા શ્રી **અભયસિંહસૂરિ** વિરાજતા હતા.

श्रीमदागमिक मुख्यवंशजाः सूरयः समभवन्निमे सने ।
संति तत्पदकृपोपजीविनः श्रीयुता अमरसिंहसूरयः ॥ १२ ॥

**૧૦. પછી અમરસિંહ સૂરિ થયા.**

श्री अभयदेव सूरेः श्री सूरेर्वज्रसेन नाम्नोपि ।
कलिविलसितेन संप्रति जाते शाखे असत्प्राये ॥ १३॥

એટલે કે શ્રી અભયદેવ સૂરિ તેમજ શ્રી વજ્રસેન સૂરિની શાખા કલિપ્રભાવે હાલ પ્રાયઃ અવિદ્યમાન થઈ. (આ રીતે સંસ્કૃતભાષામાં સટીક શ્લોકમાં ગુર્વાવલી સમાપ્ત થાય છે. તે પ્ર૦ કાન્તિવિજયજીના ભંડારની પત્ર ત્રણની શ્રી જિનવિજયજી પાસેથી પ્રાપ્ત થઇ તે માટે તેમનો ઉપકાર છે.)

પ્રતિમાલેખો પરથી અને ગ્રંથની પુષ્પિકા પરથી અમરસિંહ સૂરિ અને ત્યાર પછી થયેલા સૂરિઓ સંબંધી જે પ્રાપ્ત થાય છે તે અત્રે નોંધવામાં આવે છે:—

અમરસિંહસૂરિના પ્રતિમાલેખો સં. ૧૪૫૧ ને સં. ૧૪૭૮ વિ., સં. ૧૪૬૫ નં. ૪૨૨ ને સં. ૧૪૭૦ નં. ૮૨૬ બુ. ૧, સં. ૧૪૬૨ અને સં. ૧૪૭૫ બુ. ૨.

**૧૧. હેમરત્નસૂરિ**—તેના પ્રતિમાલેખો બુ. ૧ માં સં. ૧૪૮૪ નં. ૯૦૦ ને ૧૨૩૧, સં. ૧૪૮૫ નં. ૪૨૩, સં. ૧૪૮૭ નં. ૧૨૨૬, સં. ૧૪૮૯ નં. ૪૪૦ ને ૧૩૪૬, સં. ૧૪૯૧ નં. ૧૨૬૯, સં. ૧૫૦૩ પૃ. ૧૩૨, ૧૫૦૪ નં. ૧૩૧૨, સં. ૧૫૧૨ નં. ૯૪, ૯૫, ૯૫૯ ને ૧૩૨૧, સં. ૧૫૧૫ નં. ૧૧૬૩ ને ૧૨૧૨ ને સં. ૧૫૨૧ નં. ૮૪૭ છે; બુ. ૨માં સં. ૧૫૦૩, સં. ૧૫૦૭, સં. ૧૫૧૨, સં. ૧૫૧૫, સં. ૧૫૧૬ ને સં. ૧૫૧૯ ના છે. વિ. માં સં. ૧૪૮૫, સં. ૧૫૦૫, સં. ૧૫૦૭ ને સં. ૧૫૧૯ના છે. ના૦માં સં. ૧૫૦૬, સં. ૧૫૧૨, સં. ૧૫૧૭, સં. ૧૫૧૯ ના છે. સં. ૧૫૦૦નો આત્માનંદ પ્રકાશ ૮ પૃ. ૧૮૫માં શ્રીસંઘ દેસરાના પ્રકટ લેખમાં છે. સં. ૧૫૦૯નો જૈન યુગ ૫ પૃષ્ઠ ૧૧૦ માં છે. આ રીતે સં. ૧૪૮૫ થી ૧૫૨૧ તે વિદ્યમાન હતા એમ જણાય છે. તેના શિષ્ય **સાધુમેરૂએ** સં. ૧૫૦૧ માં પુણ્યસાર રાસ રચ્યો. (પૃ. ૪૫૨.) તેજ **સાધુમેરૂ** માટે સં. ૧૫૦૫ માં નૈષધ કાવ્યની પ્રત લખાઇ (જૈ. એ. ઈ. નં. ૧૨૦૫).

તેના સમયમાં તે ગચ્છના **સાધુરત્નસૂરિ** પટ્ટે **સિંહદત્તસૂરિ** કે જેના પ્રતિમાલેખ વિ. માં સં. ૧૫૧૦, ને સં. ૧૫૩૬, બુ. ૧માં સં. ૧૫૧૨ ને સં. ૧૫૨૩ના અને સં. ૧૫૧૨નો જૈ. સ. પ્ર. ૫ પૃ. ૧૬૨માં મળે છે અને જેણે સ્થૂલિભદ્રરાસ ગૂ. માં રચ્યો. (પૃ. ૧૪૯૪) તે, અને **જયાનંદસૂરિ** કે જેના લેખ બુ. ૧માં સં. ૧૪૭૨, બુ. ૨માં સં. ૧૪૭૬–૮૨–૯૬, ના. માં સં. ૧૪૮૮, વિ. માં સં. ૧૪૯૪ ના મળે છે, તે થયા. વળી જિનરાજસૂરિ પટ્ટે **જિનચંદ્ર** સૂરિનો સં. ૧૫૪૨ નો લેખ ઝઘડીયા મંદિરમાં મળે છે. સિંહદત્તસૂરિના શિષ્ય **સોમદેવસૂરિ**એ સં. ૧૫૭૩ માં સમ્યકત્વ કૌમુદી રચી, તેમજ બીજા શિષ્ય નામે **શિવકુમારસૂરિ** હતા કે જેના લેખ સં. ૧૫૭૮–૯–૮૦–૪–૭ના મળે છે. તે જયાનંદસૂરિના શિષ્ય **દેવરત્નસૂરિ** થયા તેનું વૃત્તાંત એ છે કેઃ—અણહિલ્લપત્તનના પ્રાગ્વાટ વણિક બહોરા કરણિગને ત્યાં ભાર્યા કુતિગદેથી જન્મ, લગભગ પાંચ વર્ષની વયે જયાનંદસૂરિએ સં.

૧૪૬૭ માહ શુદ ૫ દિને માતાપતા સહિત પાટણમાં દીક્ષા આપી ને સં. ૧૪૯૩ વૈ. શુદ ૫ બુધે પાટણમાં સૂરિપદ આપ્યું. ને પોતાની ગાદીએ સ્થાપ્યા. ( જુઓ દેવરત્નસૂરિ ફાગ ). દેવરત્નસૂરિના લેખ વિ.માં સં. ૧૫૧૩–૨૩–૨૫–૨૭–૩૧; બુ. ૧માં સં. ૧૫૧૧, ૧૫૩૧; બુ. ૨માં સં.૧૫૦૮–૯–૧૩–૧૫–૧૬–૧૮–૨૫–૨૭–૨૯–૩૦–૩૧–૩૩; ના૦માં સં. ૧૫૧૭–૨૫–૩૧ તથા સં. ૧૫૨૩નો જૈન યુગ પુ. ૫ પૃ. ૩૭૬ ઉપલબ્ધ છે. અને તેના શિષ્ય **શીલસિંહે કોષ્ટક** ચિંતામણી (પ્રા) જ્યોતિષ પર સ્વોપજ્ઞ ટીકા રચી, અને બીજા એક શિષ્યે સં. ૧૫૭૬માં એક પ્રત લખી. ઘોઘા ભંડાર. આ દેવરત્નસૂરિના સમયમાં તેજ ગચ્છના **આણંદ**પ્રભસૂરિનો સં. ૧૫૧૩ નો (જૈન યુગ ૫ પૃ. ૧૧૧) તથા સં. ૧૫૨૦નો લેખ (આત્માનંદ પ્રકાશ ૮ પૃ. ૧૮૩) સાંપડે છે.

જયાનંદસૂરિના બીજા પટ્ટધર **વિવેકરત્નસૂરિ** થયા તેના લેખો બુ. ૧માં સં. ૧૫૪૪, બુ. ૨માં સં. ૧૫૪૬–૭–૯–૫૪–૫૯–૭૮ મળે છે. તેમના સૂરિપદનો ઉત્સવ સાંડેરાના વાસી પ્રાગ્વાટ જ્ઞાતિના પર્વત અને કાન્હા–કાકાભત્રિજાએ કર્યો કે જેમણે તે સૂરિના ઉપદેશથી આગમો લખાવરાવ્યાં કે જે પૈકી નિશીથચૂર્ણિની નકલ સં. ૧૫૭૧માં થઇ હતી. (પુરાતત્ત્વ ૧–૧ પૃ. ૬૧ )–તે સૂરિના શિષ્ય **સંયમરત્નસૂરિ** થયા કે જેના માટે સં. ૧૫૮૦માં લખાયેલી પ્રત. અને જેમના ઉપદેશથી સં. ૧૬૧૩માં લખાયેલી પ્રત ઉપલબ્ધ છે. (આ. ક) તેમજ સં. ૧૬૧૬માં લખેલા વિપાકસુત્રની પ્રત રાધનપુર ભંડારમાં છે. (પ્ર. સં. પૃ. ૧૧૨ ) જેમના લેખ સં. ૧૫૯૯ બુ. ૧ નં. ૮૬૦, અને સં. ૧૫૯૧ બુ. ૨માં નોંધાયેલ છે. આ સૂરિના શિષ્ય જયરત્ન ગણિ શિષ્ય દેવરત્નગણિ શિષ્ય **વિનયરત્ને** સં. ૧૬૭૩ માઘ શુક્લ ૧૩ ભૃગુવાસરે લખેલી **અભયદેવસૂરિ** કૃત ભગવતી સૂત્ર ટીકા પત્ર ૪૧૮ની સચિત્ર લખી (મુનિ પ્રીતિવિજય પાસે).

**આગમગચ્છની** એક શાખા **ધંધૂકપક્ષીય–ધંધૂકીયા** થઇ. તેના સ્થાપક પ્રાયઃ **અમરરત્નસૂરિ** હતા કે જે ધંધૂકામાં રહેતા.

તેના લેખ સં. ૧૫૨૫થી ૧૫૪૭ સુધીના પ્રાપ્ત થાય છે–તેમના **સોમરત્નસૂરિ**–તેમના લેખો સં. ૧૫૪૮થી ૧૫૭૧ સુધીના મળે છે–તેમના **ગુણનિધાનસૂરિ**–તેમના **ઉદયરત્નસૂરિ** કે જેના સમયમાં ગુણમેરૂ શિષ્ય **મતિસાગરે** લઘુ ક્ષેત્રસમાસ ગૂ. પદ્યમાં સં. ૧૫૯૪માં રચ્યો (૧-૪૯૬ ને પૃ. ૬૧૫)–તેમના **સૌભાગ્યસુંદરસૂરિ** કે જેના સમયમાં તેજ **મતિસાગરે** સંગ્રહણી ઢાલ બંધ ગૂ. માં સં. ૧૬૦૫માં રચી. (પૃ. ૬૧૫) અને જેનો મુનિપરિવાર જ. નં.૧૯૪ સં.૧૬૧૦ના લેખમાં જણાવેલ છે.–તેમના **ધર્મરત્નસૂરિ** કે જેમના હસ્તાક્ષરમાં સં. ૧૬૨૬માં લખેલ જૂના રાસોનો ચોપડો ( દે. લા. ), ને જેની સં. ૧૬૪૦ની (પ્ર. સં. પૃ.૧૩૩) તથા સં. ૧૬૪૪માં લખેલી પ્રત (પ્ર. સં. પૃ. ૬૭૧) ઉપલબ્ધ છે–તેમના **મેઘરત્નસૂરિ** થયા કે જેના સમયમાં વિમલપ્રબંધની પ્રત સં. ૧૬૭૮માં લખાઇ (પૃ. ૫૧૦)

આ ધંધૂકીઆ ઉપરાંત **બિડાલંબીયા** શાખા હતી. તેમાં **મુનિરત્નસૂરિ**–પછી **આનંદરત્નસૂરિ** કે જેના લેખ સં. ૧૫૭૧–૫–૬ના લેખ મળે છે–તેના **જ્ઞાનરત્નસૂરિ** થયા. તેના શિષ્ય હેમરત્નના શિષ્ય **ધર્મહંસે** નવવાડ ઢાલબંધ રચી સં. ૧૬૨૦ આસ. (પૃ. ૭૦૨) અને બીજા શિષ્ય ઉદયસાગર પરિવારમાં ભાનુભટ્ટ શિષ્ય **મંગલમાણિક્યે** સં. ૧૬૩૮માં શરૂ કરી સં. ૧૬૩૯માં અંબડ રાસ ગૂ. માં રચી પૂરો કર્યો. (૧–૨૪૭).

આગમગચ્છના **માણિક્યસુંદર** સૂરિના શિષ્ય **જયવલ્લભની** કૃતિઓ માટે જુઓ નં. ૬૫૬ પૃ. ૫૧૭ ને ૧૪૯૧.

---

## ૮ પૌર્ણમિક–પૂર્ણિમા ગચ્છની પટ્ટાવલી. (૧)

**ચંદ્રપ્રભસૂરિ**—સ્થાપક. મૂલ ચંદ્ર ગચ્છ. વિધિપક્ષનું મંડન કર્યું. અણહિલ્લપુર પાટણમાં ૮૪ વાદી આચાર્યોને જીત્યા. શ્રાવકોમાં પૂર્ણિમાની પાખી કરવાની પ્રરૂપણા પ્રતિષ્ઠા પામી. ઉન્માર્ગને દૂર કર્યો. ચૌદશીઆ એટલે ચૌદશને દિને પાખી કરવાની માન્યતાવાળા

પાંચ સૂરિને પોતાના મતમાં દીક્ષિત કર્યાં. છત્રીસ સૂરિના સિદ્ધાંતનો સાર કાઢયો.

**ધર્મઘોષસૂરિ**—તેમને સિદ્ધરાજ નમતો હતો. તેમણે અન્યનાં મંદિરોને જિનમંદિરો પાંચસેં કરાવ્યા–ત્રણ લાખ દ્રમ્મ ખરચાવ્યા. ૫૧ વર્ષ મુનિપદ પાળ્યું. (જુઓ જૈ. સા. ઇ. પારા ૩૨૯)

**દેવભદ્રસૂરિ, જિનદત્તસૂરિ, શાંતિભદ્રસૂરિ** કે જેના પદ મહોત્સવ વખતે **પાદ્ર** ગામમાં મેઘ વરસ્યો હતો. ( દેવભદ્રસૂરિ તથા શાંતિભદ્ર સંબંધી જુઓ પારા ૪૦૨ જૈ. સા. ઈ.)

**ભુવનતિલકસૂરિ, રત્નપ્રભસૂરિ** આગમના જ્ઞાતા, **હેમતિલકસૂરિ** કે જેણે કંથુદુર્ગ–કંથકોટમાં ગોધણ યક્ષને જિનમાર્ગમાં આણ્યો. **સમરસિંહ** રાજાને પ્રતિબોધ્યો.

**હેમરત્નસૂરિ, હેમપ્રભસૂરિ, રત્નશેખરસૂરિ** કે જેનો લેખ સં. ૧૪૩૨ બુ. ૨ નં. ૫૯૯ મળે છે.

**રત્નસાગરસૂરિ**—લેખ સં. ૧૪૦૫ વિ. નં. ૭૧, સં. ૧૪૫૦ જૈન યુગ ૫ પૃ. ૧૧૦. ( તેમના એક પટ્ટધર **નરસિંહસૂરિ**નો સં. ૧૪૦૫નો લેખ વિ. નં. ૭૧ છે ).

**ગુણસાગરસૂરિ** કે જેના લેખ સં. ૧૪૮૩ બુ. ૧ નં. ૧૧૭૮, બુ. ૨ નં. ૪૬૫ ને ૧૦૧૪, સં. ૧૪૮૬ બુ. ૨ નં. ૧૦૬૭, સં. ૧૫૦૪ બુ. ૧ નં. ૭૩૮. તેમની પાટે.

**ગુણસમુદ્રસૂરિ**—લેખ સં. ૧૪૯૨ વિ. નં. ૧૫૮, સં. ૧૫૦૧ બુ. ૧ નં. ૨૨૫, ના. ૨ નં. ૧૫૬૫, સં. ૧૫૦૪ વિ. નં. ૨૦૫, સં. ૧૫૦૫ જૈનયુગ ૫ પૃ. ૩૭૭, સં. ૧૫૦૬ બુ. ૧ નં. ૭૩૮–બુ. ૨ નં. ૧૦૭૯ વિ. ૨૨૨, સં. ૧૫૦૭ બુ.૧ નં. ૪૨૫–બુ. ૨ નં. ૪૪૧, સં. ૧૫૦૮ બુ. ૧ નં. ૧૦૧૭–બુ. ૨ નં. ૯૫૭–ના. ૩ નં. ૨૩૨૬, સં. ૧૫૦૯ બુ. ૨ નં. ૧૦૩૪, સં. ૧૫૧૦ બુ. ૨ નં. ૯૬૪, સં. ૧૫૧૧ બુ. ૨ નં. ૧૩૮–૩૭૭–૪૬૨–વિ. ૨૬૭, સં. ૧૫૧૨ ના. ૩ નં. ૨૧૩૬. વળી જુઓ જૈ. સા. ઇ. પારા ૬૮૪. તેમના શિષ્ય

સત્યરાજ ગણિએ સં. ૧૫૧૪માં સંસ્કૃત શ્રીપાલ ચરિત્ર રચ્યું. (જૈન એ. ઈ. નં. ૧૩૧૮)

. **સુમતિપ્રભ સૂરિ**—તેના પછી તેના ભાઇના પુત્ર

**પુણ્યરત્નસૂરિએ** બાલપણે ગચ્છનો ભાર સંભાળ્યો અને તે **પુણ્યરત્નસૂરિના** લેખો-સં. ૧૫૧૫ બુ. ૧ નં. ૧૦૬, સં. ૧૫૧૭ ના. ૨ નં. ૨૦૮૫, સં. ૧૫૧૮ બુ. ૨ નં. ૧૭૦, સં. ૧૫૧૯ બુ. ૧ નં. ૨૮૭ ના. ૨ નં. ૧૫૬૭, સં. ૧૫૨૨ બુ. ૨ નં. ૫૩૩, સં. ૧૫૨૪ બુ. ૧ નં. ૧૧૭૦-બુ. ૨ નં. ૧૦૮૧-ના. ૩ નં. ૨૫૮૪, સં. ૧૫૨૮ બુ. ૧ નં. ૮૮૭ સં. ૧૫૩૧ બુ. ૨ નં. ૪૪૦ ને ૪૪૯-વિ. નં. ૪૩૮ **થી** ૪૪૧ જેમાં તેને ગુણસમુદ્રસૂરિના પટ્ટે એમ સ્પષ્ટ જણાવ્યું છે.-ના. ૧ નં. ૬૬, સં. ૧૫૩૨ ના. ૨ નં. ૧૧૯૮, સં. ૧૫૫૩ બુ નં. ૧૨૦૦, સં. ૧૫૬૦ બુ. ૨ નં. ૭૭૪, સં. ૧૫૬૧ બુ. ૨ નં. ૧૦૧૬ તથા સં. ૧૫૪૭નો જૈનયુગ ૫ પૃ. ૩૭૭માં નોંધાયેલ છે.

**સુમતિરત્નસૂરિ**—શ્રીવંશ (શ્રીમાલી વંશ) પિતા મુંગાધરૂ માતા પૂગી, પંદર વર્ષની વયે સં. ૧૫૪૭ વૈ. શુદ ૫ ગુરૂવારે સૂરિ પદ મળ્યું. તેનો ઉત્સવ **માંડવગઢના સાહ દેવાના પુત્રે** કર્યો. તેમના લેખો-સં. ૧૫૬૫ માંડવગઢનો જૈ. સ. પ્ર. ૪ પૃ. ૫૯૮ માં; સં. ૧૫૬૮ બુ. ૨ નં. ૪૧૯, સં. ૧૫૭૬ બુ. ૨ નં. ૩૦૫, સં. ૧૫૮૦ બુ. ૨ નં. ૨૭ અને સં. ૧૫૮૭ બુ. ૧ નં. ૧૨૩૪-ઉપલબ્ધ થાય છે.

(જુઓ જૈનયુગ પુ. ૫ પૃ. ૧૬૭ પર આપેલ પૂર્ણિમા ગચ્છની પટ્ટાવલી).

નીચેના **ગ્રંથકર્ત્તા** જે પ્રશસ્તિ સ્વગ્રંથમાં આપે છે તે પરથી:—

(૧) ઉક્ત **ધર્મઘોષથી** સૂરિપદ પામેલ **યશોઘોષ**સૂરિ શિષ્ય **હેમપ્રભ**સૂરિએ સં. ૧૨૪૩ માં **પ્રશ્નોત્તરમાલા** વૃત્તિ રચી (જૈન સા. ઇ. પારા ૪૮૭. (૨) **ધર્મઘોષ**ના શિષ્ય **ચક્રેશ્વર**સૂરિના શિષ્ય **શિવપ્રભ**સૂરિના શિષ્ય **તિલકાચાર્ય** થયા. તેમણે સં. ૧૨૬૧ માં **પ્રત્યેકબુદ્ધચરિત**, સં. ૧૨૭૪ માં **જીતકલ્પ** પર વૃત્તિની રચના કરી

અને સં. ૧૨૭૭ માં **ચંદ્રપ્રભ**સૂરિકૃત પ્રા. દર્શનશુદ્ધિ પર **ચક્રેશ્વર** સૂરિએ અધૂરી ટીકા મૂકી સ્વર્ગે જતાં તે પૂરી કરી. (જૈ. સા ઇ. પારા ૪૯૫, ૪૯૭ ને ૫૬૨.) (૩) **ચંદ્ર**સૂરિ–**ત્રિદશપ્રભ–તિલક–ધર્મપ્રભ–અભયપ્રભ–રત્નપ્રભ**સૂરિ શિં. **કમલપ્રભે** સં. ૧૩૭૨ માં પુંડરીક ચરિત રચ્યું (જૈ. સા. ઇ. પારા ૫૮૮) આ કમલપ્રભ અને જેનો લેખ સં. ૧૩૮૭ ના બુ. ૨માં મળે છે તે **કમલપ્રભ**-સૂરિ બંને એક હોઇ શકે.) (૪)**ગુણચંદ્ર**સૂરિ શિ. **જ્ઞાનચંદ્રે** રત્નાવતારિકા ટિપ્પન રચ્યું. સં. ૧૪૦૦ લગભગ.

વળી તે **ધર્મઘોષ**સૂરિની બીજી પરંપરા છેઃ—**ધર્મઘોષ–ભદ્રેશ્વર–મુનિપ્રભ–સોમપ્રભ–રત્નપ્રભ ચંદ્રસિંહ–દેવસિંહ–પદ્મતિલક શ્રીતિલક–દેવચંદ્ર પદ્મપ્રભ**સૂરિના શિષ્ય **દેવાનંદ** અપરનામ **દેવમૂર્ત્તિએ** સં. ૧૪૫૫ માં **ક્ષેત્રસમાસ** ને તે પર સ્વોપજ્ઞ વૃત્તિ રચી. (જૈ. સા. ઇ. પારા ૬૫૩.)

વિશેષમાં નીચેના સૂરિઓના પ્રતિમાલેખો સાંપડે છેઃ—

**સોમતિલક** સં. ૧૩૮૧ ના. ૨; **વિજયસેન** સં. ૧૩૮૪ જ. **વિદ્યાનંદ** સં. ૧૪૦૪ બુ. ૨ **ઉદયાનંદ** સં. ૧૪૦૬ બુ. ૧ નં. ૩૩૪ ને ૧૪૨૨; બુ. ૨ **વિદ્યાધર** સં. ૧૪૧૮ બુ. ૨ **ધર્મચંદ્ર** સં. ૧૪૨૦ જ. નં. ૫૭૬. **સુમતિસિંહ** સં. ૧૪૨૩ બુ. ૨, સં. ૧૪૫૯ બુ. ૧ નં. ૧૨૧૧ **લલિતપ્રભ** સં. ૧૪૧૫ બુ. ૧ નં. ૩૩૯ **ગુણભદ્ર** સં. ૧૪૨૯ બુ. ૨ (ગુણચંદ્રસૂરિ–ગુણપ્રભસૂરિ–ગુણભદ્રસૂરિના ગુરૂબંધુ **મતિપ્રભ**ને સં. ૧૪૨૭ માં તાડપત્રપર કલ્પસૂત્ર લખાવીને પ્રાગ્વાટ **સાંગા** ને **ગાંગા** નામના ભાઇઓએ ભેટ કર્યું. પ્ર. સં. પૃ ૪) **સોમપ્રભ** સં. ૧૪૩૨ બુ. ૧ નં. ૬૪૮ (**ધર્મઘોષ–ભદ્રેશ્વર–મુનિપ્રભ–સર્વદેવના** શિષ્ય **સોમપ્રભ** આ હોઇ શકે.) **હેમચંદ્ર**સૂરિ પટ્ટે **લક્ષ્મીચંદ્ર** સં. ૧૪૪૪ બુ. ૧ નં. ૧૪૬૩. **શીતલચંદ્ર** સં. ૧૪૫૮ બુ. ૧ નં. ૭૮૪, **દેવચંદ્ર**સૂરિ પટ્ટે **પાસચંદ્ર** સં. ૧૪૫૯ બુ. ૧ નં. ૧૧૮૯, તથા બુ. ૨; સં. ૧૪૭૪ જ.

નં. ૬૧૩ (આ ભીમપલ્લીય જયચંદ્રસૂરિના ગુરૂ હોઇ શકે. **મુનિતિલક** સં. ૧૪૬૨ બુ. ૧ નં. ૪૮૫; સં. ૧૪૭૩ જ. નં ૬૧૨ **સર્વાનંદ** સં. ૧૪૬૪ બુ. ૧ નં. ૧૪૮૫, ના. ૨ **વિદ્યાશેખ** સં. ૧૪૬૫ બુ. ૨, સં. ૧૪૬૮ બુ. ૧ નં. ૧૩૭૩, સં. ૧૪૮૯ ના ૨ **જયસિંહ** સં. ૧૪૬૮ બુ. ૧ નં. ૩૬૭ **જયતિલક** સં. ૧૪૭ બુ. ૨, સં. ૧૪૭૩ બુ. ૧ નં. ૧૨૨૫, સં. ૧૪૮૫ વિ. **પદ્માક** સં. ૧૪૭૭ વિ. **જિનવલ્લભ** સં. ૧૪૭૯ વિ. **દેવેન્દ્રસૂરિ** પ **જયપ્રભ** સં. ૧૪૬૫ જ., સં. ૧૪૮૧-૬-૭ ના. ૨ **વિમલચં** સં. ૧૪૮૫ બુ. ૧ નં. ૬૮૧. **ગુણદેવ** સં. ૧૪૮૫ આત્માનં પ્રકાશ ૮ પૃ. ૧૮૪ **મુનિશેખરસૂરિ** પટ્ટે **સાધુરત્ન** સં. ૧૪૮૬ બુ ૧ નં. ૩૬૭, સં. ૧૫૮૭-૯-૧૫૨૨ ના. ૨, સં. ૧૪૮૯-૧૫૧ -૧૫ બુ. ૨; સં. ૧૮૮૯-૧૫૦૩-૧૫ વિ., સં. ૧૫૦૬ બુ. નં. ૧૧૩૦, સં. ૧૫૧૩ બુ. ૧ નં. ૧૨૩૨. તેના શિષ્ય **મલયચં** કે જે નીચેના મલયચંદ્રસૂરિ હોવા ઘટે તેણે સં. ૧૫૧૯ માં ત્રણ ગ પદ્યકૃતિઓ રચી (નં. ૬૫૦ પૃ. ૪૭૪). **મલયચંદ્ર** સં. ૧૪૯૨ વિ **જયપ્રભસૂરિ** પટ્ટે **જયભદ્ર** સં. ૧૫૦૦-૦૩ ના. ૩, સં. ૧૫૧ બુ. ૨ **વીરપ્રભ** સં. ૧૫૦૧ વિ; સં. ૧૫૦૬ ના. ૩, બુ. ૧ નં ૧૪૮૧ ને સં. ૧૫૦૭ બુ. ૧ નં. ૨૩૧ **ગુણસુંદર** સં. ૧૫૦૪-૧૨-૨૩ વિ., સં. ૧૫૦૬-૭ બુ. ૨ **દેવાણંદસૂરિ** શિ. **દયાસાગ** સં. ૧૫૦૫ બુ. ૧ નં. ૧૦૫૧ **સાધુરત્નસૂરિ** પટ્ટે **સાધુસુંદર** સં ૧૫૦૧-૧૭-૧૮-૧૯-૨૫-૨૬-૨૭-૩૧ બુ, ૧ નં. ૧૦૦૪, ૩૪ ને ૮૮૫, ૮૭૪, ૮૮૩, ૪૫, ૨૭, ૮૦૭, ૪૭; સં. ૧૫૧૯-૨૭-૩૦-૩૧ વિ., સં. ૧૫૧૭-૨૧-૨૫-૩૨ બુ. ૨; સં. ૧૫૨૧ ના ૨, ના. ૩, અને વિ; સં. ૧૫૨૩-૨૯ ના. ૨; સં. ૧૫૨૭-૩ ના. ૧, સં. ૧૫૨૮-૩૬ જૈનયુગ ૫ પૃ. ૪૭૧ તથા ૩૭૬; સં ૧૫૧૫-૧૫૨૩ જૈન સત્યપ્રકાશ ૫ પૃ. ૧૬૩ ને ૧૬૨ માં ને સં ૧૫૧૮ નો તેજ માસિક ૪ પૃ. ૫૯૮ માં **મુનિતિલકસૂરિ** પટ્ટે

**રાજતિલક** સં. ૧૫૦૬ ને ૧૫૨૩ બુ. ૨, સં. ૧૫૧૧ જૈન યુગ ૫ પૃ. ૧૧૦, સં. ૧૫૧૧-૧૭-૧૯ ના. ૨, સં. ૧૫૧૨-૧૯-૨૪-૨૯ બુ. ૧ નં. ૨૭૫, ૩૦૧ ને ૯૨૪, ૭૬, ૩૩; સં. ૧૫૧૨-૧૯ વિ. સં. ૧૫૨૪ જૈ. સ. પ્ર. ૫ પૃ. ૧૬૩ રાજતિલક શિ. **વિનયતિલક**સૂરિના શિ. ઉદયભાણુ-ઉદયભાનુએ સં. ૧૫૬૫ માં **વિક્રમસેન** રાસ રચ્યો (૧-૧૧૩) **રાજતિલક**સૂરિ પટ્ટે **ગુણતિલક** સં. ૧૫૦૬-૭-૧૮-૨૦-૨૩-૨૪-૪૮ બુ. ૨; સં. ૧૫૨૪ વિ. તથા બુ. ૧ નં. ૧૫૧૦; **વીરપ્રભ**સૂરિ પટ્ટે **કમલપ્રભ** સં. ૧૫૧૦ ના. ૨; સં. ૧૫૧૩-૧૫-૨૫ વિ., સં. ૧૫૩૦ બુ. ૨ **જયચંદ્ર** સં. ૧૫૧૧-૧૫ ના. ૧; **મુનિસુંદર** સં. ૧૫૧૩ બુ. ૧; **જયશેખર** સં. ૧૫૧૫ બુ. ૨ **મુનિસિંહ** સં. ૧૫૧૫ ના. ૩; સં. ૧૫૩૧ જૈનયુગ ૫ પૃ. ૩૭૫; સં. ૧૫૫૯ ના. ૨. **મહિતિલક** સં. ૧૫૧૫ ના. ૧ **ગુણસમુદ્ર**સૂરિ પટ્ટે **ગુણધીર** સં. ૧૫૧૬-૧૮-૩૨ ના. ૩; સં. ૧૫૧૬-૧૮-૧૯-૩૮ બુ. ૧ નં. ૧૦૯ ને ૯૬૦, ૧૬૬, ૧૯ ને ૧૦૨૨, ૧૬૬, ૩૪૬; સં. ૧૫૩૧ બુ. ૨ તથા જૈન સત્યપ્રકાશ ૫ પૃ. ૧૬૪ (૧-૧૧૦).

**સાગરતિલક**—સં. ૧૫૧૮ ના. ૧. **જિનભદ્ર**સૂરિ પટ્ટે **ધર્મશેખર** સં. ૧૫૨૦ બુ. ૧ નં. ૧૧૧૨. **વિજયચંદ્ર** સં. ૧૫૨૨-૨૬ ના. ૧. **રાજતિલક**સૂરિ પટ્ટે **ગુણતિલક** સં. ૧૫૨૪ બુ. ૧ નં. ૭૬, સં. ૧૫૩૨ ના. ૨, સં. ૧૫૫૭ બુ. ૨. **જયશેખર**સૂરિ પટ્ટે **વિશાલરાજ** સં. ૧૫૨૫ વિ. **દેવેન્દ્ર** સં. ૧૫૩૦-૭૩ બુ. ૨. **વિદ્યાસુંદર** સં. ૧૫૩૨ વિ. **સાવચંદ્ર** સં. ૧૫૩૩ બુ. ૧ નં. ૬૬૫. **સિદ્ધ** સં. ૧૫૩૪ બુ. ૧ નં. ૧૯૫. **લક્ષ્મીપ્રભ** સં. ૧૫૪૩ બુ. ૨ **સોમચંદ્ર** સં. ૧૫૨૫ જૈ. સ. પ્ર. ૫ પૃ. ૧૬૩, સં. ૧૫૮૪ બુ. ૧ નં. ૮૮૬. **ગુણરત્ન** સં. ૧૫૪૭ વિ., સં. ૧૫૪૯ બુ. ૨. **જયચંદ્ર**સૂરિ પટ્ટે **જયરત્ન** સં. ૧૫૪૭ ના. ૨. **સૌભાગ્યરત્ન** (**ગુણધીર**સૂરિના પટ્ટધર) સં. ૧૫૪૮ ના. ૨. તેમના શિષ્ય **ધર્મદેવ**ની ગૂજ-

રાતી કૃતિઓ સં. ૧૫૫૪ થી ૧૫૬૩ ની માટે જુઓ (૧-૧૦૮
**પુણ્યરત્ન**સૂરિ પટ્ટે **મુનિરત્ન** સં. ૧૫૮૦ બુ. ૧ નં. ૬૫૪, ૨
૧૬૦૦ ના. ૧ **સૌભાગ્યરત્ન**સૂરિ પટ્ટે **ગુણમેરૂ** સં. ૧૫૮૮ બુ.
નં. ૧૦૭૦; સં. ૧૫૯૧ બુ. ૨ (જુઓ ૧-૧૧૦) **ગુણમેરૂ**સૂરિ
શિષ્ય **રત્નસુંદર**સૂરિએ સં. ૧૬૨માં **પંચોપાખ્યાન** ચો., સં. ૧૬૩
માં રત્નવતી ચો., સં. ૧૬૩૮ માં શુકબહોતરી, સં. ૧૬૪૧ ર
સપ્તવ્યસન ચો. ની ગૂ૦ પદ્યમાં રચના કરી (૧-૨૩૦, પૃ. ૭૨૦
પૃ. ૧૫૧૩).

---

## પૂર્ણિમા ગચ્છ પટ્ટાવલી (પ્રધાનશાખા-ઢંઢેરીયા શાખા) (૨

[તપાગચ્છ પટ્ટાવલીમાં ૩૯ પટ્ટધર આપી ૪૦મા મુનિચં સૂરિ બતાવેલ છે. તેમાં જણાવ્યું છે કે તે મુનિચંદ્રસૂરિના ગુરૂભ્રાત **ચંદ્રપ્રભાચાર્યે** શ્રાદ્ધ-પ્રતિષ્ઠા સ્થાપી પૂર્ણિમા દિને પાખી કરવાન પ્રરૂપણા કરી તેથી સં. ૧૧૫૯ માં પૌર્ણિમીયક મતની ઉત્પત્તિ થઇ. તેના પ્રતિબોધ અર્થે મુનિચંદ્રસૂરિએ પાક્ષિક સપ્તતિકા ગ્રં રચ્યો. જુઓ જૈ. ગૂ કવિઓ ભાગ ૨. પૃ. ૭૧૨. મેં છાણીમ પ્રવર્તક શ્રી કાંતિવિજયજીના ભંડારમાં દાબડો ૨૧ નં. ૨૬૫ ન પ્રતમાંથી ઉતારેલ પટ્ટધર સૂરિઓની નોંધ અત્ર મૂકું છું અને તેમ પ્રતિમા લેખોનો ઉલ્લેખ કૌંસમાં મૂકી ઉમેર્યો છે.]

**૩૯ ચંદ્રપ્રભ.** વિ. સં. ૧૧૧૪ જન્મ, સં. ૧૧૨૪ દીક્ષા સં. ૧૧૩૫ પદસ્થાપના. કોઇક દિવસે ચંદ્રપ્રભના ગુરૂભાઇ મુનિપ્રભ ચાર્યે ચઉદશીયાને ચૈત્યે......**પુનિમિયા** એમ છઠ્ઠું નામ પાડયું. યત

जयंति **चंद्रप्रभसूरयस्ते** दूरीकृतांहः प्रसरा नराणां ।
ये पूर्णिमासीं कलिपंकमग्नां समुद्धरंति स्म चिरेण गोवत् ॥१॥

સં. ૧૧૫૯ (? ૧૧૪૯) પુનમ ઉદ્ધરી તે પંચશાખામાંહિ **વડે ઢંઢેરીયા પુનિમિયા**ની શાખા, યતઃ

चिरं स जीयादिह कल्पवृक्षः श्री **पूर्णिमापक्ष** इति प्रसिद्धः ।
शाखास्वशेषास्वपि यस्य शाखा सा पंचमी नंदतु सातिरेका ॥१॥

**વડ્ડિયા પુનિમ શાખા.**

સર્વાયુ ૫૨ વર્ષ સં. ૧૧૬૬ માં સ્વર્ગસ્થ. ( જુઓ જૈ. સા. ઇ. પારા ૨૯૯ ).

૪૦ **ધર્મઘોષ.** ૫૦ વર્ષ સુધી આંબિલ તપ કીધું.

૪૧ **સમુદ્રઘોષ.** થિરાપદ્રીય દેશમાં કોઈ ગ્રામે ચૈત્યમાં જિનબિંબ પ્રતિષ્ઠા માંડી, ત્યાં દિનદિન પ્રતિ અમારિ ઢંઢેરો ફેરવાવ્યો, તદા લોકે તે કુટુંબનું નામ ઢંઢેર એહવું પાડયું. તે ઢંઢેર કુટુંબના ખોના, ઝાંઝણ, પ્રમુખે અણહિલ્લપુર પાટણમાં વાસ પૂર્યો-પાટક વસાવ્યું, ને તે ઢંઢેરવાડક કહિવરાવ્યો. મહાવીર પ્રાસાદ નવો કરાવી થાપ્યો આગલ પૌષધશાળા કરાવી ગુરૂ ચોમાસું રહ્યા. **ઢંઢેરીયા પુનિમિયા** લોકે કહ્યા. ( જુઓ જૈ. સા. ઇ. પારા ૩૨૯ ને તેમના શિષ્ય **મુનિરત્ન**સુરિ માટે જુઓ તેનો પારા ૪૦૪ ).

૪૨ **સુરપ્રભ.** ૪૩ **જિનેશ્વર**—બહુ ચરિત્ર પ્રકરણ કર્ત્તા.

૪૪ **ભદ્રપ્રભ**—તેણે કુટિલ જટાધારી જીત્યો ૪૫ **મુનિચંદ્ર**—બહુ પ્રકરણ વૃત્તિ કર્ત્તા. ૪૬ **પુરૂષોત્તમ**—જિનબિંબ ભરાવ્યાં.

૪૭ **દેવતિલક—ચક્રેશ્વરી** આરાધી **શત્રુંજયે** છઠ અઠમ તપ વાળી ૯૯ યાત્રા કરી.

૪૮ **રત્નપ્રભ**—છ વિગયત્યાગી ૪૯ **તિલકપ્રભ**-અનેક સમ્મેત શિખરાદિ તીર્થયાત્રા કરનાર. ૫૦ **લલિતપ્રભ.** ૫૧ **હરિપ્રભ—પાર્શ્વ**નાથાદિ જિનચરિત્ર કર્ત્તા. ૫૨ **જયસિંહ.**

૫૩ **જયપ્રભ** (લેખ સં. ૧૫૧૨ ને સં. ૧૫૧૯ નં. ૯૬૩ ને ૭૪૩ બુ. ૨, સં. ૧૫૧૭ ને સં. ૧૫૧૯ વિ. નં. ૩૧૪ ને ૩૨૯, સં. ૧૫૨૫ નં. ૧૪૯૨ બુ. ૧, સં. ૧૫૨૮ નં. ૨૩૪૬ ના. સં. ૧૫૪૭ નં. ૪૯૪ વિ.

૫૪ **ભુવનપ્રભ** (લેખ સં. ૧૫૫૧ નં. ૨૨૦૨ ના.)

૫૫ **કમલપ્રભ.** ૫૬ **પુણ્યપ્રભ** લેખ સં. ૧૬૦૦ જૈનયુગ ૫ પૃ. ૪૬૮, સં. ૧૬૦૮ નં. ૧૨૪ બુ. ૧. ૫૭ **વિદ્યાપ્રભ.**

૫૮ **લલિતપ્રભ**--( લેખ સં. ૧૬૫૪ નં. ૧૦૧ બુ. ૧ સં. ૧૬૫૫ માં ચંદરાજા રાસ પાટણમાં રચ્યો, ઉપરાંત સં. ૧૬૫૮ માં પાટણચૈત્યપરિપાટી અને ધંધાણી તીર્થ સ્ત૦ સં. ૧૬૬૯ માં રચ્યાં (૧-૩૨૦, પૃ. ૮૨૬). ૫૯ **વિનયપ્રભ.**

૬૦ **મહિમાપ્રભ**—(પાલણપુર પાસે ગોલા નામના પોરવાડ શાહ વેલા પિતા, અમરાદેવી માતા, જન્મ સં. ૧૭૧૧ આશ્વિન વદિ ૯, નામ મેઘરાજ, દીક્ષા સં. ૧૭૧૯, દીક્ષાનામ મેઘરત્ન, સૂરિપદ સં. ૧૭૩૧ ફા., નામ મહિમાપ્રભસૂરિ, સ્વ. સં. ૧૭૭૨ માગશર વદ ૯. જુઓ પૃ. ૧૪૨૫. લેખ સં. ૧૭૬૮ નં. ૩૩૨ બુ. ૧. )

૬૧ **ભાવપ્રભ** સૂરિ. (પિતા માંડણ, માતા બાદલા, દીક્ષા નામ ભાવરત્ન. સં. ૧૭૬૯ માં હરિબલમચ્છી રાસ, સં. ૧૭૭૫ માં અંબડ રાસ, સં. ૧૭૯૭ સુભદ્રા સતી રાસ, સં. ૧૭૯૯ માં બુદ્ધિ વિમલા રાસ આદિ અનેક ગૂ૦ પદ્ય કૃતિઓ રચી. ( ૨-૫૦૩, પૃ. ૧૪૨૪) પ્રતિમા લેખ સં. ૧૭૭૪ જૈનયુગ ૫ પૃ. ૪૭૦. જ્યોતિર્વિદાભરણ પર સંસ્કૃત ટીકા તેમજ સં. ૧૭૯૩ માં યશોવિજય ઉ૦ કૃત પ્રતિમા શતક પર લઘુટીકા રચી. તેમના હાથની સં. ૧૭૬૯ ની દેવધર્મપરીક્ષાની પ્રત આ. ક. માં છે. ( જુઓ જૈ. સા. ઇ. પારા ૯૬૮) તેના શિષ્ય પુણ્યરત્ને તપાગચ્છના ન્યાયસાગર ગણિ પર ગૂ૦ રાસ સં. ૧૭૯૭ માં રચ્યો (૨-૫૮૫)

---

## સાધુ પૂર્ણિમાગચ્છ પટ્ટાવલી (૩)

(નીચેની નં. ૩ થી ૯ની પટ્ટાવલીઓ લેખાદિપરથી મેં ઉપસ્થિત કરી છે.)

૧ **જિનસિંહ**—સં. ૧૪૦૬-૨૧ જ. નં. ૫૬૯ ને ૫૭૭. સં. ૧૪૫૪ (?) બુ. ૧ નં. ૧૧૯૭.

૨ **ધર્મચંદ્ર**—સં. ૧૪૨૦-૨૧ જ. નં. ૫૭૬ ને ૫૭૯.

૩ **ધર્મતિલક**—લેખ સં. ૧૪૩૩ બુ. ૧ નં. ૧૧૨૭, સં. ૧૪૩૯-૫૩ જ. નં. ૪૨૫, નં. ૬૦૬, સં. ૧૪૫૭ બુ. ૧ નં. ૧૧૭,

૪ **ધનતિલક** લેખ સં. ૧૪૩૫ બુ. ૧ નં. ૧૩૭૪, અને **હીરાણંદ** સં. ૧૪૯૧ જ. નં. ૬૨૫. ૫ **અભયચંદ્ર.**

૬ **રામચંદ્ર** લેખ સં. ૧૪૭૭ બુ. ૧ નં. ૧૩૦૧, સં. ૧૫૦૪ બુ. ૨ (**અભયચંદ્રસૂરિ** શિ. **રામચંદ્રસૂરિએ** વિક્રમચરિત્ર સં. ૧૪૯૦માં સંસ્કૃતમાં રચ્યું.) તેના મુનિપરિવાર માટે જુઓ સં. ૧૪૮૬નો લેખ જ. નં. ૩૪૨.

૭ **પૂણ્યચંદ્ર** લેખ સં. ૧૫૦૫ જૈનયુગ ૫ પૃ. ૪૭૧; સં. ૧૫૦૬–૦૯ બુ. ૨ સં. ૧૫૦૮–૦૯–૨૪ બુ. ૧ નં. ૮૪૦, ૧૪૯ ને ૩૨૩, ૮૪૩. (તેમના સમયમાં **સાગરચંદ્ર** સૂરિ પટ્ટધર **સોમચંદ્ર** સૂરિનો સં. ૧૫૦૯ બુ. ૧ નં. ૭ લેખ મળે છે).

૮ **વિજયચંદ્ર** લેખ સં. ૧૫૧૩ બુ. ૧. ૯ **ઉદયચંદ્ર** લેખ સં. ૧૫૫૦ બુ. ૧ નં. ૧૦૯૮, સં. ૧૫૬૧ બુ. ૨.

૧૦ **મુનિચંદ્ર–મુનિરાજ** સં. ૧૫૭૨ બુ. ૧ નં. ૪૨૯.

૧૧ **વિદ્યાચંદ્ર** સં. ૧૫૯૬ બુ. ૧ નં. ૧૧૧૮.

આ વિદ્યાચંદ્ર સૂરિના શિષ્ય લબ્ધિરાજના શિષ્ય હર્ષરાજે સુરસેન રાસ સં. ૧૬૧૩માં અમદાવાદમાં રચ્યો (૧–૨૦૪, પૃ. ૬૭૫)

---

## ભીમપલ્લીય પૂર્ણિમા ગચ્છ પટ્ટાવલી (૪)

ભીમપલ્લી એટલે ભીલડી, એ ડીસા કેંપથી આઠ ગાઉ પશ્ચિમ દિશાએ આવેલું ગામ છે. ત્યાંથી ઉત્પન્ન થયેલ માટે ભીમપલ્લીય નામ પડયું. તે સંબંધી જુઓ ઇતિહાસરસિક મુનિવર કલ્યાણવિજયનો 'જૈનતીર્થ ભીમપલ્લી ને રામસૈન્ય' નામનો લેખ જૈનયુગ ૫ પૃ. ૬૦.

**ચંદ્રપ્રભ–ધર્મઘોષ–સુમતિભદ્ર**ના વંશે ( **પાસચંદ્રસૂરિ**ના પટ્ટધર )

૧ **જયચંદ્રસૂરિ** ભીમપાલ્લય કુલના ભૂષણ રૂપ થયા. લેખ સં. ૧૪૯૨–૧૫૦૨–૬–૭–૮–૯–૧૬–૨૦–૨૩ બુ. ૧ નં. ૯૦૨ ને ૧૨૪૦, ૨૩૦, ૩૦૯, ૧૧૩, ૮૨૭, ૯૩૧, ૨૧૬, ૨૯૯ ને ૩૦૫,

૨૯૯/૩-સં. ૧૫૦૩-૪-૧૬-૧૮-૨૪-૨૬ બુ. ૨; સં. ૧૪૯૪ આત્માનંદપ્રકાશ ૮ પૃ. ૧૮૩.

૨ **ભાવચંદ્ર** તેણે સં. ૧૫૩૫ માં **શાંતિનાથચરિત્ર** સંસ્કૃત ગદ્યમાં રચ્યું. ૩ **ચારિત્રચંદ્ર** લેખ સં. ૧૫૩૬ બુ. ૧ નં. ૩૪૪.

૪ **મુનિચંદ્ર** લેખ સં. ૧૫૫૮-૯૧ બુ. ૨; સં. ૧૫૬૦-૭૮ બુ. ૧ નં. ૬૫, ૩૮૫; સં. ૧૫૭૮-૯ જૈનયુગ ૫ પૃ. ૪૬૮; સં. ૧૫૭૫ ના. નં. ૨૪૬૯; સં. ૧૫૭૬ ના. નં. ૧૩૦૨; સં. ૧૫૭૭ ના. નં. ૧૩૨. તેના શિષ્ય **વિદ્યારત્ને** **કુર્માપુત્રચરિત્ર** સંસ્કૃતમાં સં. ૧૫૭૭માં રચ્યું (જૈ. સા. ઇ. પારા ૭૫૮) તથા બીજા શિષ્ય **જયરાજે** ગૂ૦ માં **મત્સ્યોદર** રાસ સં. ૧૫૫૩ માં રચ્યો (૧-૯૫) જુઓ (૧-૧૩૯ પૃ. ૫૮૫).

૫ **વિનયચંદ્ર**-લેખ સં. ૧૫૭૮ બુ. ૧ નં. ૩૮૩, સં. ૧૫૯૮ જૈનયુગ ૫ પૃ. ૬૬.

ભટ્ટારક **લક્ષ્મિચંદ્રસૂરિ**-**વીરવિમલ** ને **લબ્ધિવિજય** પૈકી **લબ્ધિવિજયે** સં. ૧૭૬૧ માં સુમંગલાચાર્ય ચો. રચી (૨-૪૫૮) ને લબ્ધિવિજયશિષ્ય **સૌભાગ્યવિજયે** સં. ૧૬૮૪ (? ૧૭૮૪)માં ગંગદાસકૃત વંકચૂલરાસની પ્રત લખી (૧-૪૮૪).

---

## પૂર્ણિમા ગચ્છ-ચતુર્થશાખા (૫)

**ધર્મશેખર** પટ્ટે **વિશાલરાજ** લેખ સં. ૧૫૨૫-૩૦ બુ. ૨; ૨; સં. ૧૫૩૦ બુ. ૧ નં. ૪૫૭, ૪૬૬, ૪૮૮, ૫૮૯, ૧૩૫૩.

**પદ્મશેખરપટ્ટે** **જિનહર્ષ** લેખ સં. ૧૫૭૨ બુ. ૧ નં. ૬૬૭; સં. ૧૫૭૭ બુ. ૨.

---

## પૂર્ણિમા ગચ્છ-વટપદ્રીય શાખા (૬)

**દેવસુંદર** લેખ સં. ૧૫૪૭ વિ. નં. ૪૯૫; સં. ૧૫૫૩ ના. ૩

**લબ્ધિસુંદર** લેખ સં. ૧૫૬૯ બુ. ૧ નં. ૧૫૬૯; સં. ૧૫૭૫ બુ. ૨

( વટપદ્રીય એટલે વડોદરાની શાખામાં ઉક્ત લબ્ધિસુંદરસૂરિના પરિવારમાં કરૂણાસાગર શિ૦–ભાનુમેરૂના શિષ્ય લક્ષ્મીચંદ, ભોજકુમાર ને સારંગ થયા કે જે સારંગે સં. ૧૬૧૨ માં પૌર્ણમિક મુનિચંદ્ર સૂરિકૃત પ્રાકૃતમાં રસાઉલોની પ્રત લખી (૧–૧૩૯ ને પૃ. ૫૮૫)

---

## પૂર્ણિમા ગચ્છ–બોરસિદ્ધીય શાખા (૭)

ઉદયસુંદર સૂરિ પટ્ટે જ્ઞાનસાગરનો લેખ સં. ૧૬૦૧ બોરસિદ્ધ–બોરસદનો જૈ. સ. પ્ર. ૪ પૃ. ૫૯૯

---

## પૂર્ણિમા ગચ્છ–ભૃગુકચ્છીય શાખા (૮)

સાગરદત્ત લેખ સં. ૧૫૭૫ બુ. ૨.

---

## પૂર્ણિમા ગચ્છ–છાપરીયા શાખા (૯)

હર્ષરત્ન લેખ સં. ૧૬૧૦ બુ. ૨

---

# ૯ પલ્લીવાલ ગચ્છ પટ્ટાવલી. (૧)

( શ્રી અગરચંદ નાહટાએ લખી મોકલેલ પટ્ટાવલી શ્રી આત્માનંદ જન્મશતાબ્દી સ્મારક અંકના હિન્દી વિભાગ પૃ. ૧૮૨ માં પ્રકટ થઇ છે તેમાંથી અત્ર મૂકવામાં આવે છે. )

શ્રી મહાવીરની ૮ મી પાટે સ્થૂલિભદ્ર પછી ૯ સુહસ્તિ ૧૦ ઇંદ્રદિન ૧૧ આર્યદિન્ન ૧૨ સિંહગિરિ ૧૩ વજ્રસ્વામી ૧૪ વજ્રસેન ૧૫ ચંદ્રસૂરિ ચંદ્રગચ્છના સ્થાપક સં. ૧૩૦. ૧૬ શાંતિ સં. ૧૯૧(૧૬૧) સ્વ. સં. ૧૮૦ તેના આઠ આચાર્ય શિષ્ય (૧) મહેંદ્રથી મથુરાવાલગચ્છ (૨) શાલિગથી શ્રીપુરવાલ ગચ્છ (૩) દેવેન્દ્રથી ખંડેલવાલ ગચ્છ (૪) આદિત્યથી સોઝિતવાલ ગચ્છ (૫) હરિભદ્રથી મંડાવરા ગચ્છ (૬) વિમલથી પત્તનવાલ ગચ્છ (૭) વર્દ્ધમાનથી ભરવછેવાલ ગચ્છ ને (૮)

**જસોદેવથી પલ્લિવાલ ગચ્છ** ૧૭ **જસોદેવ**—સં. ૩૨૯ વૈ. સુદિ ૫ પ્રલ્હાદે પ્રતિબોધિત **પલ્લિવાલ** ગચ્છની સ્થાપના. સ્વ. સં. ૩૯૦ (?) ૧૮ **નન્ન** સ્વ. સં. ૩૫૬ ૧૯ **ઉદ્યોતન** સ્વ. સં. ૪૦૦. ૨૦ **મહેશ્વર** સ્વ. સં. ૪૨૪. ૨૧ **અભયદેવ** સ્વ. સં. ૪૫૦. ૨૨ **આમદેવ** સ્વ. સં. ૪૫૬ ૨૩ **શાંતિ** સ્વ. સં. ૪૫(૯?)૫ ૨૪ **યશોદેવ** સ્વ. સં. ૫૩૪ ૨૫ **નન્ન** સ્વ. સં. ૫૭૦ ૨૬ **ઉદ્યોતન** સ્વ. સં. ૬૧૬ ૨૭ **મહેશ્વર** સ્વ. સં. ૬૪૦ ૨૮ **અભયદેવ** સ્વ. સં. ૬૮૧ ૨૯ **આમદેવ** સ્વ. સં. ૭૩૨ ૩૦ **શાંતિ** સ્વ. સં. ૭૬૮ ૩૧ **યશોદેવ** સ્વ. સં. ૭૯૫ ૩૨ **નન્ન** સ્વ. સં. ૮૩૧ ૩૩ **ઉદ્યોતન** સ્વ. સં. ૮૭૨ ૩૪ **મહેશ્વર** સ્વ. સં. ૯૨૧ ૩૫ **અભયદેવ** સ્વ. સં. ૯૭૨ ૩૬ **આમદેવ** સ્વ. સં. ૯૯૯ ૩૭ **શાંતિ** સ્વ. સં. ૧૦૩૧ ૩૮ **યશોદેવ** સ્વ. સં. ૧૦૭૦ ૩૯ **નન્ન** સ્વ. સં. ૧૦૯૮ ૪૦ **ઉદ્યોતન** સ્વ. સં. ૧૧૨૩ ૪૧ **મહેશ્વર** સ્વ. સં. ૧૧૪૫ ૪૨ **અભયદેવ.** મલધારી **અભયદેવસૂરિ** આવી મળ્યા, ત્યાર પછી **અજિતદેવ** બદલે **અભયદેવ** કહેવાણા. (?) સ્વ. સં. ૧૧૬૯ ૪૩ **આમદેવ,** સ્વ. સં. ૧૧૯૯ ૪૪ **શાંતિ** સ્વ. સં. ૧૨૨૪ ૪૫ **યશોદેવ** સ્વ. સં. ૧૨૩૪ ૪૬ **નન્ન** સ્વ. સં. ૧૨૩૯ ૪૭ **ઉદ્યોતન** સ્વ. સં. ૧૨૪૩, ૪૮ **મહેશ્વર** સ્વ. સં. ૧૨૭૪, ૪૯ **અભયદેવ** સ્વ. સં. ૧૩૨૧ ૫૦ **આમદેવ** સ્વ. સં. ૧૩૭૪ ૫૧ **શાંતિ** સ્વ. સં. ૧૪૪૮ ૫૨ **યશોદેવ** સ્વ. સં. ૧૪૮૮ ૫૩ **નન્ન** સ્વ. સં. ૧૫૩૨ ૫૪ **ઉદ્યોતન** સ્વ. સં. ૧૫૭૨ ૫૫ **મહેશ્વર** સ્વ. સં. ૧૫૯૯ ૫૬ **અભયદેવ** નવા ગચ્છની સ્થાપના કરી, ગુરૂ સાથે ક્લેશ કીધો, ક્રિયા ઉદ્ધાર કર્યો. સ્વ. સં. ૧૫૯૫ (?)

૫૭ **આમદેવ.** સ્વ. સં. ૧૬૩૪ ૫૮ **શાંતિ** સ્વ. સં. ૧૬૬૧ ૫૯ **યશોદેવ.** સ્વ. સં. ૧૬૯૨. ૬૦ **નન્ન**—સ્વ. સં. ૧૭૧૮ ૬૧ **ઉદ્યોતન** વિદ્યમાન ભટ્ટારક વાચકપદ સં. ૧૬૮૭ ને સૂરિપદ સં. ૧૭૨૮ જ્યેષ્ટ સુદિ ૧૨ શનિ દિને. (સ્વ. સં. ૧૭૩૭)

[—સં. ૧૭૨૮ શાકે ૧૫૯૩ ભા૦ શુ. ૯ શનિ **પલ્લિકીય** ગચ્છે ભ૦ **શાંતિસૂરિ** પટ્ટે ભ૦ જસ્યોદ્દેવસૂરિ સંતાને ઉ૦ **મહેન્દ્રસાગર** શિષ્ય મુનિ **જયસાગર** શિષ્ય **પરમસાગર** વાચનાર્થે શ્રી ગુરાંરી પટ્ટાવલી લિખ્યતં. એક ગુટકો. બૃહત્જ્ઞાન ભંડાર બડા ઉપાશ્રય વીકાનેર.]

**પલ્લીવાલ** જ્ઞાતિ **પલ્લી** એટલે **પાલી** કે જે જોધપુર રાજ્યમાં આવેલું ગામ છે ત્યાંથી ઉત્પન્ન થયેલ લાગે છે. **પલ્લીવાલ** ગચ્છની ઉત્પત્તિ **પલ્લીવાલો** તેના વિશેષ અનુયાયીઓ હતા તેથી થઈ કે બીજી રીતે અને તે ક્યાં થઈ તે શોધનો વિષય છે.

આ ગચ્છના **મહેશ્વર** સૂરિ કૃત કાલિકાચાર્ય કથા–પ્રાકૃતની–સં. ૧૩૬૫ની તાડપત્રની પ્રત મળે છે; અન્ય **મહેશ્વરસૂરિ** શ્રીમહાવીરથી ૬૦ મી પાટે આ ગચ્છમાં થયા તેના પટ્ટધર **અજિતદેવ**-સૂરિએ સં. ૧૩૨૨ માં કલ્પસૂત્ર દીપિકા, સં. ૧૬૨૭ માં પિંડવિશુદ્ધિ દીપિકા, સં. ૧૬૨૯ માં ઉત્તરાધ્યયન ટીકા, તથા આચારાંગ દીપિકા અને આરાધના રચ્યાં (જૈ. સા. ઈ. પારા ૮૫૬.) અને તેની ગૂ. પદ્યકૃતિ માટે જુઓ પૃ. ૬૭૫. અને તે **અજિતદેવના** શિષ્ય **હીરાનંદે** ચોબોલી ચોપઇ ગૂ. માં રચી. (પૃ. ૧૪૨૨)

**પલ્લીવાલ–પલ્લિકીય–પલ્લિ** ગચ્છના આચાર્યોના ઉપલબ્ધ પ્રતિમાલેખો નીચે પ્રમાણે છે ને તે જોતાં પટ્ટાવલીના સંવતો ક્યાંક બેસે છે ને ક્યાંક બેસતા નથી.

**અભયદેવ** સં. ૧૩૮૩ બુ. ૨ (આ ઉક્ત ૪૯ મા સં. ૧૩-૨૧ માં સ્વર્ગસ્થ બતાવેલા **અભયદેવ** હોઈ શકે?)

**શાંતિ**–સં. ૧૪૫૬ (વીકાનેર મંદિર), સં. ૧૪૫૮ (ના. ૨, પટ્ટાવલી સમુચ્ચય પૃ. ૨૦૫) ને સં. ૧૪૬૨ ના. ૩ (આ ઉક્ત ૫૧ મા સં. ૧૪૪૮ માં સ્વર્ગસ્થ બતાવેલા **શાંતિ** હોઈ શકે?)

**યશોદેવ**–સં. ૧૪૭૬–૮૮–૧૫૧૩ ના. ૨. ૧૪૯૨–૧૫૧૦–૧ બુ. ૧ નં. ૧૦૬૭, ૮૩૭ ને ૪૭૧; સં. ૧૪૯૯ જૈન ગચ્છમતપ્રબંધ

પૃ. ૧૦૮, સં. ૧૫૦૧ બુ. ૨, સં. ૧૫૦૩ જ., સં. ૧૫૦૭ વિ; ૫. સ. પૃ. ૨૦૫ તથા જૈનયુગ ૫ પૃ. ૪૬૯, સં. ૧૫૧૧ બુ. ૧ નં. ૪૭૧, સં. ૧૫૧૩ ૫. સ. પૃ. ૨૦૬. (આ ઉક્ત ૫૨ મા સં. ૧૪૮૮ માં સ્વર્ગસ્થ બતાવેલા **યશોદેવ** હોઈ શકે?)

**નન્ન**–સં. ૧૫૨૮ ના. ૧ તથા ના. ૨; **યશોદેવસૂરિ** પટ્ટે બુ. ૨ નં. ૨૨૮ (આ ૫૩ મા સં. ૧૫૩૨ માં સ્વર્ગસ્થ થયેલા **નન્ન** હોઈ શકે.)

**ઉદ્યોતન**–સં. ૧૫૨૮ ૫. સ. પૃ. ૨૦૬. **નન્નસૂરિ**પટ્ટે સં. ૧૫૩૬ ના. ૨. સં. ૧૫૫૬ વીકાનેર મંદિર, સં. ૧૫૫૮ ના. ૧, સં. ૧૫૬૬ બુ. ૨ નં. ૪૪ (આ ઉક્ત ૫૪ મા સં. ૧૫૭૨ માં સ્વર્ગસ્થ જણાવેલા હોઈ શકે.)

**મહેશ્વર**–સં. ૧૫૯૩ વીકાનેર મંદિર. (આ ઉક્ત ૫૫ મા સાથે બેસે છે.)

**યશોદેવ**–સં. ૧૬૩૭, ૧૬૭૮ ને ૧૬૮૧, ૫. સ. પૃ. ૨૦૬. (આ ૫૯ મા સાથે બેસે છે).

---

## પલ્લિવાલ ગચ્છની પટ્ટાવલી (૨)

૧ **શ્રીમહાવીર** ૨ **સુધર્મ** ૩ **જંબૂ** ૪ **પ્રભવ** ૬ **સય્યંભવ** ૭ **યશોભદ્ર** ૮ **સંભૂતિવિજય** ને **ભદ્રબાહુ** ૯ **સ્થૂલિભદ્ર** ૧૦ **મહાગિરિ** અને **સુહસ્તી,** સુહસ્તિ સ્વ. વીરાત્ ૨૯૧, આર્ય **મહાગિરિ** સ્વ. વીરાત્ ૨૯૩ ૧૧ **બહુલ**–દશ પૂર્વી. વેદપારંગત **સ્વાતિ** નામના વિપ્રને પ્રતિબોધી સ્વ૦ વીરાત્ ૩૨૫ ૧૨ **સ્વાતિસૂરિ** રાજસભામાં ઉમાનો પક્ષ લઇ વિપ્રોને વાદમાં હરાવ્યા તેથી તે લોકમાં **ઉમાસ્વાતિ** પ્રસિદ્ધ થયા. દશ અધ્યાયનું તત્ત્વાર્થ ભાષ્ય રચ્યું ને બીજા ગ્રંથો રચ્યા. સ્વ. વીરાત્ ૩૬૧. ૧૩ **શ્યામાર્ય** અંગોમાંથી **પન્નવણા** ઉપાંગ ઉદ્ધર્યું. વીરરાજપુત્ર **શાંડિલ્યને** પ્રતિબોધી તેમજ ઘણા ક્ષત્રિઓને પ્રતિબોધી સ્વ. વીરાત્ ૩૭૬ ૧૪

**શાંડિલ્યસૂરિ**–તેમણે સુભોજ રાજપુત્ર ગુપ્તને પ્રતિબોધી દીક્ષા આપી કે જે ગુપ્ત પંડિત પરંતુ સરલ હોવાથી આર્ય ગુપ્ત તરીકે પ્રસિદ્ધ થયા. સ્વ. વીરાત્ ૩૯૯ ૧૫ **આર્ય ગુપ્ત**–તેણે વૃદ્ધ શ્રેષ્ઠિને દીક્ષા આપી કે જેને વ્યાકરણ ભણતાં જોઇને લોકો કહે 'આ વાદી છે' આ સાંભળી લજ્જા પામી જ્યાં સુધી વિદ્યા ન પ્રાપ્ત થાય ત્યાંસુધી આંબીલ કરીશ, એવો દૃઢ અભિગ્રહ તે વૃદ્ધશિષ્યે લીધો. નવકારના જપપ્રભાવથી અસ્ખલિત વાદશક્તિ તેનામાં ઉદ્ભવી ને તેને ભરૂચ મોકલ્યો ૧૬ એ **વૃદ્ધવાદી**–તેણે **સિદ્ધસેનદિવાકર**ને જીત્યા, કે જેણે વિક્રમરાજાને પ્રતિબોધી કલ્યાણમંદિર સ્તોત્રથી મહાકાલ ચૈત્યસ્થિત ઇશ્વરલિંગમાંથી પાર્શ્વપ્રતિમા પ્રકટાવી. અનેક રાજપુત્ર તેમજ મરૂદત્તના પુત્ર **નાગદિન્ન**ને પ્રતિબોધી પંચપૂર્વી કરી પોતાના પટ્ટે સ્થાપી **સોમદેવસૂરિ** સ્વ૦ વીરાત્ ૫૦૭ ૧૭ **નાગદિન્નસૂરિ**–સોરઠમાં વિહાર કરતાં દ્વારામતીમાં ધરાવઇ રાજપુત્ર કર્ણસેનને પ્રતિબોધી દીક્ષા આપી. આથી ઘણા રાજપુત્રો પ્રતિબોધિત થયા. તેનો મામો **નરદેવ** પણ શિષ્ય થયો. તે પંચપૂર્વી થયા. તેણે જીર્ણગઢ રાજાને પ્રતિબોધ્યો. **નાગદિન્નસૂરિ** વિ. સં. ૮૭ માં સ્વ.

૧૮ **નરદેવસૂરિ**—વિહાર કરતાં હસ્તિનાપુર આવ્યા. ત્યાંના એક શ્રેષ્ઠિના ચાર પુત્રો પૈકી સુરસેનને સંસાર પર ઇચ્છા ન હોવાથી દીક્ષા આપી. તેણે તે રાષ્ટ્રમાં અન્યધર્મીને પ્રતિબોધ્યા. પછી તે સૂરિ ઉગ્ર વિહાર કરી મેદનીપુર (મેડતા) માં પાદોપગમન જેવો સંથારો કર્યો. ત્યાં ધિગૂ જાતીયને જીત્યા. સ્વ. વિ. સં. ૧૨૫ નિકટવર્ત્તી દેવોએ મહિમા કર્યો. ૧૯ **સૂરસેનસૂરિ**–વિહાર કરતાં (ચિતોડ) આવી ત્યાં રહી **ચંડીદેવી**ને પ્રતિબોધી હિંસાને વર્જિત કરી ત્યાંથી **મંદસોર**માં કૃષ્ણ શ્રેષ્ઠિના પુત્ર **ધર્મકીર્ત્તિ**એ સૂરિને જોઇને સમ્યકત્વ પ્રાપ્ત કર્યું, ને તેની વિનતિથી ચાતુર્માસ સૂરિએ ત્યાં કર્યું. લોક જિનધર્મરકત થયા. ધર્મકીર્ત્તિએ દીક્ષા લીધી, ને ચાર પૂર્વી થયા. સૂરિ ચિત્રકૂટમાં અણુશણુ કરી વિ. સં. ૧૬૭માં દેવ-

લોક સધાવ્યા. ૨૦ **ધર્મકીર્ત્તિ**સૂરિ વિહાર કરતાં ઉજ્જયિની આવ્યા ત્યાં **સુરપ્રિય** નામનો પ્રસિદ્ધ વિપ્ર ચારવિદ્યામાં પારંગત રહેતો હતો. તેણે સૂરિને પૂછ્યું 'કયા અનુષ્ઠાનથી મોક્ષ સધાય? ધર્મનું મૂલ શું છે?' સૂરિએ ઉત્તર દીધો 'નિરવદ્ય અધ્યવસાયવાળા અનુષ્ઠાનથી જીવ શિવને સાધે; અહિંસા એ ધર્મનું મૂલ છે—સર્વે ધર્મો તેમાં પ્રતિષ્ઠિત છે એમ કેવલીએ કહ્યું છે.' તેણે પૂછ્યું 'કેવલી કેવા હોય તે કોઇ જાણે છે?' સૂરિએ જણાવ્યું 'હમણાં કેવલી આ ક્ષેત્રમાં નથી, તથાપિ તેનાં વચન છે તેની પરીક્ષા કરવી વગેરે' આથી પ્રતિબોધ પામી તે વિપ્રે દીક્ષા લીધી. સૂરિ સં. ૨૨૦ માં દેવલોક ગયા. ૨૧ **સુરપ્રિય**સૂરિ ૨૨ **ધર્મઘોષ**સૂરિ ૨૩ **નિવૃત્ત**સૂરિ ૨૪ **ઉદિત**સૂરિ ૨૫ **ચંદ્રશેખર**સૂરિ ૨૬ **સુઘોષ**સૂરિ તેણે **અજયગઢ**માં **નરશેખર** રાસંતિ (રાજા)ના પુત્ર **મહિધર**ને પ્રતિબોધી દીક્ષા આપી. રાજાએ આથી કોપાયમાન થઇ દેશમાં દેશવટો આપ્યો, સૂરિએ સં. ૩૯૭ માં સ્વર્ગવાસ કર્યો. ૨૭ **મહિધર**સૂરિ—વિહાર કરતાં **અજયગઢ**માં **કનકસિંહરાયને** પ્રતિબોધી **મરૂભૂમિ**માં જઇ ત્યાં ઘણા શ્રાવકો કર્યાં. ત્યાંથી **વડનગરવાસી કોલ્લગ** શ્રેષ્ઠિના પુત્ર **દાનપ્રિય**ને પ્રતિબોધ્યો ને દીક્ષા આપી. તે થોડો ઓછો પૂર્વધર થયો તેને પોતાની પાટે સ્થાપી સૂરિ સં. ૪૩૫ માં પરલોકે ગયા.

૨૮ **દાનપ્રિય**સૂરિ ૨૯ **મુનિચંદ્ર**સૂરિ ૩૦ **દયાનન્દ**સૂરિ—તેણે **રાજગૃહનગર**માં **દેવદત્ત** ક્ષત્રિપુત્ર **ધનમિત્ર**ને દીક્ષા આપી, પછી પોતે સં. ૪૭૦ માં સ્વર્ગસ્થ. ૩૧ **ધનમિત્ર**સૂરિ—**મથુરા**માં જઈ ત્યાં **નરવર્મા** પુરોહિતના પુત્ર **સોમદેવ**ને દીક્ષા આપી, પછી સં. ૫૧૨ માં સ્વ૦ ૩૨ **સોમદેવ**સૂરિ—વિહાર કરતાં **મથુરા** આવ્યા ત્યાં અન્ય પંચશતસૂરિ સંઘ મળેલો તેમાં **દેવર્દ્ધિ**ગણી કિંચિત્ ઓછા પૂર્વધર સમભાવી આત્મા બોલ્યા 'અલ્પવિદ્યા રહી છે તે હવે પછી કેવી રહેશે? તેથી તમારી અનુજ્ઞા હોય તો સર્વે સૂત્રો પુસ્તકમાં લખીએ.' પછી સૂત્રો પુસ્તકમાં લખાયાં ને એથી પુસ્તકસ્થિત વિદ્યા થઇ. આમ

થતાં ભંડારોમાં પુસ્તકો સ્થાપિત થયાં. **સોમદેવસૂરિ** સં. ૫૩૫ માં સ્વસ્થ થયા ને પૂર્વો વિચ્છિન્ન થયાં,

૩૩ **ગુણંધરસૂરિ** ૩૪ **મહાનંદસૂરિ**–તેણે દિગંબર વિદ્યાનંદને વાદવડે જીત્યો. પોતે દક્ષિણમાં ગયા. **તર્કમંજરી** નામનો **ગ્રંથ** રચ્યો. સં. ૬૦૫ માં સ્વ. ૪૫ **સમઇ–સમયસૂરિ**–તેના સમયમાં આચાર્યોમાં મતભેદ અનેકવિધ ઉદ્દભવ્યો. સામાચારી પણ વિષમ થઇ, અનેકગ્રંથો નિર્માયા. આર્યસુહસ્તિ પરંપરાઓના સાધુઓનો શિથિલાચાર અને ચૈત્યવાસીઓનું ઘણું બલ જામ્યું. **સુધર્મા** પરંપરાના પાલક થોડા રહ્યા. આ સૂરિ વિહાર કરતાં **ભિન્નમાલ** નગરે ગયા–ત્યાં **સોમદેવ**બલિપુત્ર ઇંદ્રદેવને પ્રતિબોધી દીક્ષા આપીને વિદ્યામાં પારંગત કર્યો. પછી પોતે સં. ૬૭૦ માં સ્વર્ગસ્થ. ૩૬ **ઇંદ્રદેવસૂરિ** ૩૭ **ભટ્ટસ્વામી** ૩૮ **જિનપ્રભાચાર્ય**–તેણે કોરંટ ગામમાં **મહાવીર** ચૈત્યમાં પ્રતિષ્ઠા કરી, પછી દેવાપુરના ચૈત્યમાં કરી. સં. ૭૫૦ માં સ્વ૦ ૩૯ **માનદેવાચાર્ય**–ઉગ્રવિહાર કરતાં **નકુલપત્તને** તે નિવૃત્તિમાર્ગ વિશેષ કરી પ્રરૂપતા, તેથી લોકમાં નિવૃત્તિ આચાર્ય મનાયા. જ્યાં વિહરે છે ત્યાં રોગો થતા નથી એમ કહી લોકો કહેતા 'આ યુગમાં પ્રધાન છે.' એથી શ્રીમાલ બ્રાહ્મણો જિનધર્મમાં શ્રદ્ધાવાન થયા. એક **પલ્લિવાલ** બ્રાહ્મણ **શ્રવણ** નામનો વેદપાઠક હતો તેણે આચાર્યના મહિમાને જાણી પ્રવ્રજ્યા લીધી. તે સમયે તર્કશાસ્ત્ર રચ્યું. એ નિવૃત્તિ આચાર્ય સં. ૭૫૦ માં સ્વર્ગસ્થ થયા. ૪૦ **શ્રવણાચાર્ય**–નિવૃત્તિ આચાર્યના શિષ્ય હોવાથી પ્રસિદ્ધ થયેલ નિવૃત્તિકુલ અલ્પસાધુવર્ગવાળું વિહરતું હતું. એક રાત્રિએ શૂલરોગથી તે કાલ ધર્મ પામ્યા. બાકીના શિષ્ય આચાર્યો વિચારતા હતા કે હવે કોણ પટ્ટધર સૂરિ થશે; ત્યાં કોટિગણના **યશાનંદ–જયાનંદસૂરિ** આવ્યા ને તેમણે શાસન કર્યું કે તમારી વચ્ચે **સૂર** યોગ્ય છે. તેઓએ કહ્યું 'તમે તેને સ્થાપો.' તેમણે **સૂરાચાર્યને** સ્થાપ્યા. ૪૧ **સૂરાચાય**–તેને સાધુઓએ માન્યા, ગચ્છવૃદ્ધિ થઇ. બંને આચાર્યો સાથે પરમ

પ્રીતિવાળા રહી વિચરતા હતા એકદા દુકાલ પડયો એટલે બંને **માલવદેશમાં** જુદા સમુદાયમાં વિહાર કરતા થયા. **સૂરાચાર્ય** **મહિંદનગરે** ચાતુર્માસ રહ્યા જયાનંદ સૂરિએ ઉજ્જયિની કાલ કર્યો એ સાંભળી સૂરાચાર્ય શોકાકુલ થયા તેના શિષ્ય **દેલમહત્તરે** કહ્યું 'આ યુક્ત નથી.' આચાર્યે **દેલમહત્તરને** પાટે સ્થાપી અઠ્ઠમ અઠ્ઠમના પારણાંતે આયંબિલ કરતા સર્વ અનિત્ય છે એમ ધ્યાન ધરતા ઉજ્જયિનીમાં અણશણ કરી દેવલોક સધાવ્યા. ૩૨ **દેલમહત્તર** આચાર્ય—વિહરતાં **ભિન્નમાલપુરમાં** આવ્યા, ત્યાં સર્પભૂ નામના વેદપારંગત વિપ્રનો પુત્ર દુર્ગ લોકાયતિક હોઇ પરલોકને પ્રમાણતો નહોતો તેને તેણે પ્રતિબોધી દીક્ષા આપી. પછી વિહાર કરતાં **સાણપુરમાં** એક શુભપતિ નામના ક્ષત્રિને ઘેલો પુત્ર (ગર્ગ) હતો તેણે આચાર્યને કહ્યું 'પુત્રનું ગાંડપણ દૂર જે કરે તેની આજ્ઞા શિરે ચડાવું' આચાર્યે કહ્યું 'તેને દીક્ષિત કરશો ?' તેણે હા પાડી એટલે વિદ્યાના ઉપયોગથી શુદ્ધ બુદ્ધિ વાળો કરી દીક્ષા આપીને શાસ્ત્રપારંગત કર્યો. દેલમમહત્તરે દુર્ગ અને આ એમ બંનેને આચાર્યપદે સ્થાપી કાલ કર્યો ૪૩ **દુર્ગસ્વામી** અને **ગર્ગાચાર્ય**—એકદા **શ્રીમાલપુરે** ગયા ત્યાં ધની નામનો શ્રેષ્ઠિ જિનશ્રાવક હતો તેના ઘેર **સિદ્ધ** નામનો રાજપુત્ર હતો, તેને ગર્ગઋષિએ દીક્ષા આપી. અતીવ તર્કબુદ્ધિવાળા તેણે એકદા પૂછયું 'આથી કંઈ વધુ તર્ક છે કે નહિ?' દુર્ગાચાર્યે કહ્યુ 'બુદ્ધધર્મમાં છે' એટલે ત્યાં જવા ઉદ્યુક્ત થયો એટલે ગર્ગઋષિએ કહ્યું 'ન જતો, શ્રદ્ધાભંગ થશે' તેણે કહ્યું 'હું અહીં પાછો આવીશ' એમ કહી ગયો ને સમ્યક્ત્વહીન થઇ આવ્યો. દુર્ગાચાર્યે બોધ આપ્યો છતાં પુનઃ ગયો. આમ ગમણાગમણ થતાં ગર્ગાચાર્યે **વિજયાનંદસૂરિ** પરંપરાશિષ્ય **હરિભદ્રાચાર્ય** મહત્તર બુદ્ધિમાન બૌદ્ધમતજ્ઞાતા હોઇ તેને વિનતિ કરી કે સિદ્ધને ઠેકાણે લાવો. હરિભદ્રાચાર્યે કહ્યું 'ગમે તે ઉપાય કરીશ'. તે આવ્યો, બોધ આપ્યો પણ રહ્યો નહિ. એટલે હરિભદ્રસૂરિએ તેના બોધઅર્થે **લલિતવિસ્તરા** વૃત્તિ રચી. તર્કમંથર **હરિભદ્રે** પોતાનો કાલ નજીક

જાણી ગર્ગાચાર્યને તે વૃત્તિ સમર્પિત કરી પોતે અણુસણથી દેવલોક ગયા. કાલાંતરે આવેલા **સિદ્ધને ગર્ગાચાર્યે** તે વૃત્તિ આપી. તેના **અર્થ** સમજીને બોલી ઉઠયો 'અહો ! અતિ પંડિત હરિભદ્રગુરૂ' આથી સમ્યકત્વ પામી જિનવચને ભાવિતાત્મા થઇ ઉગ્ર તપ આચરતા વિહાર કરે છે. દુર્ગસ્વામી સં. ૯૦૨ માં સ્વર્ગસ્થ થયા. તેના શિષ્ય **શ્રીષેણને** આચાર્યપદે સ્થાપ્યા. ગર્ગાચાર્યે સં. ૯૧૨ માં કાલ કર્યો, ને તેમની પાટે **સિદ્ધાચાર્ય-સિદ્ધર્ષિ** થયા. ૪૪ **શ્રીષેણ અને સિદ્ધાચાર્ય** એમ બંને આચાર્યો વિહરતા હતા. **શ્રીષેણ માલવા** જઇ ત્યાં **તોલાઇમાં ધર્મદાસ** શ્રેષ્ઠિના પુત્રને દીક્ષા આપી, નગરના સંઘે કરાવેલ ચૈત્યમાં પ્રતિષ્ઠા કરી. **સિદ્ધર્ષિ** આચાર્ય સં. ૯૬૮ માં દેવલોક પામ્યા. ૪૫ **ધર્મ્મમતિ** આચાર્ય ૪૬ **નેમ**સૂરિ ૪૭ **સુવ્રતિ**સૂરિ-તે સમયે બહુ ગણભેદો થયા. આચાર્યોમાં વિવાદો જાગ્યા. નિજનિજ શ્રાવક શ્રાવિકાનો સંગ્રહ થવા લાગ્યો. **સુવ્રતિસૂરિના** શિષ્યો જલવિહારી થયા. તેમાં એક **દિનશેખર** અતિવ પંડિત હતો. સુવ્રતિસૂરિ સ્વ. ૧૧૦૧ ૪૮ **દિનશેખર-દિનેશ્વર**સૂરિ-ઉગ્રવિહારી મહાત્મા વિચરતાં **પટ્ટણમાં** ગયા ત્યાં **મહેશ્વર** જાતિના વણિકોને પ્રતિબોધ્યા ૪૯ **મહેશ્વરસૂરિ-ન**કુલાઇ ગયા. ત્યાં **પલ્લિવાલ** વિપ્રો-બ્રાહ્મણોને શ્રદ્ધાવાળા શ્રાવકો કરવામાં આવ્યા. લોકમાં તેથી **પલ્લિવાલ ગચ્છ** એ નામ પડયું. તે સૂરિ સં. ૧૧૫૦ માં દેવલોકે ગયા.

૫૦ **દેવસૂરિ**-તેણે **સુવર્ણગઢમાં પાર્શ્વ**નાથ ચૈત્યની પ્રતિષ્ઠા કરી. વળી **મહાવીર** ચૈત્યપર સુવર્ણકલશ સ્થાપ્યા. તે અવસરે પુનમીયા આદિ ગચ્છ **પ્રકટયા. દેવસૂરિ** સં. ૧૨૨૫માં સ્વર્ગસ્થ. ૫૧ **(મા)ણદેવ** સૂરિ- તેમણે જ્યોતિષશાસ્ત્ર રચ્યું; સોનગરાને પ્રતિબોધ્યા. જાલંધર તળાવ સમીપે ચૈત્યની પ્રતિષ્ઠા કરી; સં. ૧૨૭૨માં સ્વર્ગસ્થ. ૫૨ **કર્ણ**સૂરિ ૫૩ **વિષ્ણુ**સૂરિ ૫૪ **આમ્રદેવસૂરિ-કથાકોષ** આદિ ગ્રંથોના કર્તા ૫૫ **સોમતિલકસૂરિ** ૫૬ **ભીમદેવસૂરિ-કોરંટ** ગામમાં ચૈત્યપ્રતિષ્ઠા

કરી સં. ૧૪૦૨ વર્ષે. ૫૭ **વિમલસૂરિ**–મેદપાટદેશમાં ઉદયસાગરની પાળપરના ચૈત્યમાં જિનબિંબ સ્થાપ્યું. ૫૮ **નરોત્તમ**સૂરિ-સં. ૧૪૯૧ માં સ્વ. ૫૯ **સ્વાતિ–સાઈ**સૂરિ ૬૦ **હેમ**સૂરિ–તેણે ચિંતામણિ **પાર્શ્વ**નાથના સ્મરણ કરવાથી '**ચિંતામણિય**' એ નામ તેનું પ્રસિદ્ધ થયું સં. ૧૫૧૫.

૬૧ **હર્ષ**સૂરિ–પોશાળે રહેતા ૬૨ ભટ્ટારક **કમલચંદ્ર** ૬૩ **ગુણમાણિક**, ૬૪ ભ૦ **સુંદરચંદ્ર** સં. ૧૬૭૫ ૬૫ ભ. **પ્રભુચંદ્ર** વિદ્યમાન વર્ત્તે છે–ઇતિ ગુરૂપટ્ટાવલી ચિંતામણીયા પાડાવલ ગચ્છીય-સ્ય શ્રીરસ્તુ–**જાલ્હડાનગરે**–સરલ પ્રાકૃતમાં લખેલી તા૦ ૭ પત્રની પ્રત પ્ર૦ કાન્તિવિજય ભંડાર. કે જે શ્રી જિનવિજયજી પાસેથી મને પ્રાપ્ત થયેલી તે માટે તેમનો ઉપકાર છે.

[**નોંધ**—(૧) ૫૪ મા આમ્રદેવસૂરિ કથાકોષ આદિના કર્ત્તા ગણાવ્યા છે. સં. ૧૧૯૦ માં જે આમ્રદેવસૂરિએ આખ્યાનકમણિ કોશની વૃત્તિ રચી તે આમ્રદેવસૂરિ બૃહદ્‌ગચ્છના જિનચંદ્રસૂરિના શિષ્ય હતા. એને અહીં મુકી દીધા લાગે છે. (૨) આમાં જણાવેલા સૂરિઓ પૈકી કોઇનો પ્રતિમાલેખ કે ગ્રંથ ઉપલબ્ધ થતો નથી. (૩) ૫૭ મા વિમલસૂરિએ ઉદયસાગર તળાવ પરના ચૈત્યમાં બિંબપ્રતિષ્ઠા કરી તો તે તળાવનો સંવત્ વિચારણીય છે. કારણકે ઉદયપુર પોતે સં. ૧૫૦૦ માં સ્થપાયું. (૪) પલ્લિવાલ ગચ્છના જે સૂરિઓના લેખો મળે છે તે આમાં દેખાતા નથી. પલ્લીવાલ ગચ્છના મહેશ્વરસૂરિ કૃત કાલકાચાર્ય કથા કે જેની તાડપત્રની પ્રતિ સં. ૧૩૬૫ માં લખાયેલ મળે છે તે અને શ્રીમહાવીરથી ૬૦મી પાટે થયેલા પલ્લીવાલ ગચ્છના જે મહેશ્વરસૂરિ સં. ૧૬૨૨ ને ૧૬૨૯ અને તે આસપાસ ગ્રંથો રચનાર અજિતદેવસૂરિના ગુરૂ છે તેનો અને જે મહેશ્વરસૂરિના લેખો મળે છે તેનો અને આમાં જણાવેલ સં. સં. ૧૧૫૦ માં સ્વર્ગસ્થ થયેલ મહેશ્વરસૂરિનો સમય મળતો નથી. (૫) નિર્વૃત્તિ કુળના લાટ દેશમાં થયેલ સુર્યાચાર્ય–સુરાચાર્ય, તેમના

શિષ્ય દેલ્લ મહત્તર ને તેમના શિષ્ય દુર્ગસ્વામી ને તેમના શિષ્ય સિદ્ધર્ષિને આમાં નં. ૪૧ થી ૪૪ માં ભેળવી દીધા છે. આ સર્વ-પરથી પટ્ટાવલી કેટલી વિશ્વસનીય છે તે વિચારવા યોગ્ય છે. મેં તો જેવી મળી તેવી સાર રૂપે અત્ર મૂકી છે.]

---

## ૧૦ ઉપકેશ ગચ્છની પટ્ટાવલી (૧)

[ કક્કરસૂરિએ ઉપકેશ ગચ્છ પ્રબંધ સંસ્કૃતમાં શ્લોકબદ્ધ સં. ૧૩૯૩ની શરદ ઋતુમાં રચેલો કે જેની પ્રત મને શ્રીમાન્ જિનવિજય પાસેથી ઉપકારાર્થે મળેલી તે પરથી તેમજ તેજ આચાર્યના તેજ વર્ષમાં રચેલા નાભિનંદનોદ્ધાર પ્રબંધ પરથી સાર લઈ ઉપકેશ–ઊકેશ ગચ્છની પટ્ટાવલી સાર રૂપે અત્ર રજુ કરી છે તે આ પછીની જૈન સાહિત્ય સંશોધક ૨, અંક ૧માં પ્રકટ થયેલી સં. ૧૯૩૫ પછી લખાયેલી પટ્ટાવલી કરતાં વધુ વિશ્વસનીય ગણાય. ]

૨૩મા તીર્થંકર શ્રી **પાર્શ્વનાથ**ના શિષ્ય **શુભદત્ત** નામના ગણધરના **કેશી** નામના શિષ્યે **પ્ર**દેશી રાજાને પ્રતિબોધ્યો. તેમના શિષ્ય **સ્વયંપ્રભ** સૂરિ એકદા **શ્રી**માલ નગરે હતા ત્યાં **મણિરત્ન** નામનો વિદ્યાધરોનો રાજા તેમની પાસે આવી દેશના સાંભળતાં વૈરાગ્યવાન્ થયો ને પાંચસો વિદ્યાધરો સાથે તેણે દીક્ષા લીધી. ગુરૂએ આચાર્યપદે વીરાત્ પર મે વર્ષે સ્થાપતાં તે **રત્નપ્રભ**સૂરિ પોતાના પાંચસો મુનિ સાથે વિહાર કરી **ઊ**કેશ નગરમાં આવ્યા. તે નગરની ઉત્પત્તિ એમ છે કે શ્રી **શ્રી**માલપુરમાં પૂર્વે શ્રીપંજ (પુંજ) નામના રાજાને સુરસુંદર નામનો કુમાર હતો તેણે અભિમાનથી નગરમાંથી નિકળી કોઈ નવી ભૂમિ સ્થાપવાની ઇચ્છાથી અઢાર હજાર વણિક અને તેથી અર્ધા બ્રાહ્મણો અને બીજા અસંખ્ય માણસને લઇ તે **ઊ**કેશનગરની ભૂમિમાં આવી નવયોજન વિસ્તારનું ને બાર યોજન લાંબું નગર વસાવ્યું. ત્યાં પાદરની દેવી ને લોકોની કુલેશ્વરી ચામુંડા હતી. અહીં

ઉક્તસૂરિ ઉદ્યાનમાં રહ્યા પણ કોઇએ વંદનાદિક કર્યું નહિ. શાસનદેવીએ તેનો ઉપાય કર્યો.

અહીં **ઊહડ** નામનો શ્રેષ્ઠિ કૃષ્ણમંદિર બંધાવતો હતો તેમાં સ્થાપવા માટે શાસનદેવીએ **વીર**પ્રભુની નવી પ્રતિમાની તેજ શેઠની ગાયના દૂધ વડે તૈયારી કરવા માંડી. સાંજે તે ગાય **લાવણ્યદ્રહ** નામના પર્વત પર પોતાનું દૂધ રેડતી. આનો સંશય ટાળવા **ઊહડ** સૂરિ પાસે આવ્યો. સૂરિએ કહ્યું કે ત્યાં **વીર**પ્રભુની પ્રતિમા તૈયાર થાય છે અને અમુક વખતે તૈયાર થશે. શેઠની ધીરજ ન રહેતાં કહેલા વખત પહેલાં ત્યાં ખોદતાં **વીર**પ્રભુની પ્રતિમા નીકળી પણ તેના હૃદયસ્થાને લીંબુ જેવી બે ગાંઠો હતી. તેની સ્થાપનાનું મુહૂર્ત લગ્ન માઘ શુકલ પંચમી ગુરૂવારનું નક્કી થયું. તેવામાં **કોરંટક** નગરના **વીર** પ્રભુના નવા મંદિરમાં પ્રતિમાની પ્રતિષ્ઠા માટે સૂરિ પાસે વિનતિ કરવા ત્યાંના શ્રાવકો આવ્યા ને ત્યાં પણ એજ લગ્ન આવ્યું. સૂરિએ એજ લગ્ન દિવસે **ઊકેશ** નગરમાં **વીર**પ્રતિમાની પ્રતિષ્ઠા કરી ને તુરતજ આકાશ માર્ગે જઈ **કોરંટક** નગરમાં તેજ લગ્નની અંદર **વીર** બિંબને સ્થાપિત કર્યું. વીરાત્ ૭૦ વર્ષે. લોકને સ્નાત્રક્રિયા ને પૂજનક્રિયા સમજાવી. આથી તે **ઊહડ** સહપરિવાર જિનધર્મી થયો. (૮૪)

સૂરિને દ્વિજાતિ–બ્રાહ્મણો માન નહોતા આપતા એટલું જ નહિ પણ અનાદર બતાવતા હતા. એવામાં બ્રાહ્મણ ધનકોટીપતિના પુત્રને કાળા નાગથી દંશ થતાં તે મૃતકલ્પ થયો. અનેક ઉપાયે સાપ ન ઉતરતાં સૂરિએ પિતા પાસે જઈ તે વિષમુક્ત થઈ જીવતો રહે તો તે શું કરે? એમ પૂછ્યું એટલે પોતે સેવક થઈ રહેશે એમ કહ્યું. આચાર્યે પોતાના પગ પખાળી તે જળથી છાંટતાં પુત્ર વિષમુક્ત થયો. વિપ્રે અન્ય વિપ્રોને લઈ ગુરૂને વંદના કરી ને શ્રાવકો સાથેનો સુમેળ કર્યો; વણિકોના તે ગુરૂ છે એમ સ્વીકાર્યું. આચાર્યે ત્યાં રહી અઢાર હજાર વણિકોને જૈનધર્મી કર્યાં. (૧૦૨)

એકદા આચાર્યે શ્રાવકોને ચંડિકા દેવીનું પૂજન કરવું યોગ્ય

નથી કારણકે તેની પ્રસન્નતા માટે પ્રાણીઓનો વધ થાય છે એમ જણાવ્યું, ત્યારે તેમણે કહ્યું કે તેમ ન કરીએ તો કુટુંબાદિનો નાશ થશે. આચાર્યે રક્ષા કરવાની ખાત્રી આપી. દેવીએ કુપિત થઈ નેત્ર પીડા કરી એટલે ગુરૂએ તેને જકડી બાંધી લીધી, એટલે તેણીએ કહ્યું મને કડડા મડડા એટલે માંસ પ્રિય છે ત્યારે સૂરિએ જણાવ્યું કે તે કડડા મડડા શબ્દોવાળું અપાવીશ. શ્રાવકોને ભેગા કરી સુગંધાદિ દ્રવ્યો સાથે પકવાન લઈ દેવી મંદિરે ગયા ને તે લેવા દેવીને સમજાવ્યા. જીવદયાનો ધર્મ સમજાવ્યો. તે પ્રતિબોધિત થઈ બોલ્યાં 'હું આપની સેવા કરવા તત્પર છું, યોગ્ય સમયે આપે મારૂં સ્મરણ કરવું અને દેવતાવસર સમયે મને ધર્મલાભ આપવો; વળી કંકુ, નૈવેદ્ય તથા પુષ્પ વગેરેથી શ્રાવકોદ્વારા તમારે મારી સાધર્મિકની પેઠે પૂજા કરાવવી.' સૂરિએ તે વાકય સ્વીકાર્યો; અને એ દેવીનું 'સત્યકા' (સચ્ચિકા) એવું નામ પ્રસિદ્ધ થયું. ત્યાંથી વિહાર કર્યો. સવા લાખ શ્રાવકો કર્યો. છેવટે **યક્ષદેવ**સૂરિને પોતાને પટ્ટે સ્થાપી ૮૪ વર્ષનું આયુષ્ય ગાળી સ્વર્ગસ્થ થયા. (૧૩૩)

**યક્ષદેવ**સૂરિ—કોરંટકપુરે જતાં ત્યાં **મા**ણિભદ્રયક્ષના મંદિરમાં વાસો કર્યો. તેના એક લઘુ શિષ્યે યક્ષના મસ્તકે પાતરાનું પાણી નાંખવાથી યક્ષે તેને ગાંડો કર્યો. આ સૂરિએ તે વાત જાણી તે યક્ષને વશ કર્યો ને પોતાનું નામ સાર્થક કર્યું. (૧૩૮) તેના પટ્ટે

કક્કસૂરિ—પછી **સિદ્ધ**સૂરિ—પછી **દેવગુપ્ત**સૂરિ આ પાંચ પ્રસિદ્ધ સૂરિઓનાં નામ અનુક્રમે સૂરિઓનાં અપાતાં ગયાં–એવો સંપ્રદાય ચાલ્યો ને એ રીતે **રત્નપ્રભ, યક્ષદેવ,** કક્ક, **સિદ્ધ** ને **દેવગુપ્ત** નામના સૂરિઓ અનુક્રમે અનેક થયા–પછી કક્કસૂરિ થયા. (૧૪૩) તેમના સમયમાં કેટલાક નવા શ્રાવકોને **વીર**પ્રભુની મૂર્તિના હૃદયસ્થાને બે ગાંઠને દૂર કરવાનું સૂઝ્યું ને તેથી શિલ્પીઓને બોલાવી ટાંકણું મરાવતાં તેમાંથી રકતધારા નીકળી. કક્કસૂરિને **માં**ડવ્યપુરથી બોલાવ્યા. આચાર્યે અઠ્ઠમતપ કરી શાસનદેવતાને બોલાવી તેમની પાસેથી

જાણ્યું કે આ ખોટું થયું. મૂલપ્રતિષ્ઠાનો ભંગ થયો તેથી શ્રાવકોમાં પરસ્પર વિરોધ થશે, લોકો દારિદ્રયથી પીડિત થઇ દશે દિશાએ ચાલ્યા જશે, નગરનો ભંગ થશે. મૂર્ત્તિની રક્તધારા અટકાવવાનો વિધિ ચતુર્વિધ સંઘ ને ૧૮ ગોત્રના મુખ્ય પુરૂષોએ મળીને અઠ્ઠમ તપથી બલિ માટે બાકળાનો એક દ્રોણ અને દહીં દૂધ આજ્ય તેમજ સર્વાષધિથી ભરેલા ઘડાઓથી મૂર્તિનું સ્નાત્ર કરવાની બતાવી, મૂર્તિના દક્ષિણ હાથે નવ અને ડાબા હાથે નવ એમ ૧૮ ગોત્રના મુખ્ય પુરૂષને રાખી એ વિધિ કરવામાં આવી. તે ૧૮ ગોત્રનાં નામ (૧) તપ્તભટ, (૨) બપ્પનાગ, (૩) કર્ણાટ, (૪) બાલભ્ય, (૫) શ્રીપાલ, (૬) કુલભદ્ર, (૭) મોરિષ, (૮) ભિરિહિદ્ય, (૯) શ્રેષ્ઠિ જમણી બાજુનાં; ડાબી બાજુનાં (૧૦) સુચિન્તિત, (૧૧) આદિત્યનાગ, (૧૨) ભોરો (૧૩) ભાદ્ર, (૧૪) ચિંચિટિ, (૧૫) કુંભટ, (૧૬) કન્યકુબ્જ, (૧૭) ડિંડુભ, (૧૮) બીજા (લઘુ) શ્રેષ્ઠિ. આ ૧૮ ગોત્રના મુખ્ય પુરૂષોથી પંચામૃત મહોત્સવ થયો ને રક્તધારા અટકી. વીર પ્રતિષ્ઠા (વીરાત્ ૭૦)થી ત્રણસો ત્રણ વર્ષે આ રીતે ગાંઠ કઢાવવાનો બનાવ બન્યો. (૧૭૩) તેના પછી તેના શિષ્ય

**સિદ્ધસૂરિ**—વિહાર કરતાં વલભી નગરે આવતાં ત્યાંના શિલાદિત્ય રાજાએ પ્રતિબોધ પામી શત્રુંજયના ઘણા ઉદ્ધાર કરાવ્યા. રાજા પ્રતિવર્ષ પર્યુષણમાં તેમજ ત્રણ ચાતુર્માસ શત્રુંજયની તીર્થયાત્રા કરતો. ત્યાંના નગરવાસીઓમાં કેટલાયને સત્પંથે સ્થાપ્યા. (૧૭૭) તેના વંશમાં—

**યક્ષદેવસૂરિ**—થયા કે જ્યારે દશ પૂર્વધર વજ્રસ્વામી થયા. તેમના સમયમાં બાર વર્ષનો ભયંકર દુકાળ પડતાં અનેક સાધુઓ એકઠા મળ્યા ત્યારે યક્ષદેવાચાર્ય ચંદ્ર ગણમાં ભળ્યા. ત્યારથી ચંદ્રગચ્છના શિષ્યોને દીક્ષા વખતે શ્રાવકો વાસક્ષેપ નાંખે ત્યારે ચંદ્રગચ્છનું નામ લેવાય છે. વળી ત્યારથી કોટિક ગણ તેની વજ્ર નામની શાખા અને ચાંદ્રકુલ અત્યારે આ ગચ્છમાં કહેવાય છે. ફરી ગચ્છના પાંચસો સાધુઓ, સાતસો સાધ્વીઓ, સાત ઉપાધ્યાય, બાર

વાચનાચાર્યો, ચાર આચાર્યો, બે પ્રવર્તક, બે મહત્તર, બાર પ્રવર્તિની, બે મહત્તરા એકઠાં થયાં. (૧૮૫) તેના વંશમાં;-

**દેવગુપ્તસૂરિ** થયા—તેણે કન્યકુબ્જ (કનોજ)ના રાજા **ચિત્રાંગદને** પ્રતિબોધ્યો કે જેણે પોતાની રાજધાનીમાં સુવર્ણબિંબવાળું જિનગૃહ બંધાવ્યું ને તેમાં સૂરિએ પ્રતિષ્ઠા કરી. (૧૮૭) ત્યારપછી પુનઃ કોઈ

**યક્ષદેવસૂરિ** થયા—તેઓ વિહાર કરતાં **શ્રીમુગ્ધપુર**માં આવ્યા, ત્યાં મ્લેચ્છોનો ભય થતાં તેના ખબર જાણવા શાસનદેવીને બોલાવ્યા, કે જેણીએ જણાવ્યું કે મ્લેચ્છો આવી પહોંચ્યા. સૂરિએ દેવગૃહે જઈ દેવતાવસર દઈ બે સાધુને મોકલ્યા ને પોતે પાંચસો સાધુ સહિત કાયોત્સર્ગ ધ્યાને રહ્યા. કેટલાક સાધુને ધરવામાં–પકડવામાં આવ્યા ને કેટલાકને મારી નાંખ્યા. સૂરિને બંદિવાન કર્યા પણ તેને મ્લેચ્છ થયેલ શ્રાવકે છોડાવી પોતાના માણસો સાથે ષટ્કૂપ નગરે સહીસલામત પહોંચાડ્યા. ત્યાં સૂરિએ ૧૧ શ્રાવકપુત્રોને દીક્ષા આપી, મોકલેલા બે સાધુ પાછા આવી મળ્યા પછી **આઘાટ** નગરે સૂરિ ગયા ને ત્યાં પણ શ્રાવકોએ ગચ્છના ઉદ્ધાર અર્થે પોતાના પુત્રો આપીને દીક્ષા અપાવી ને કેટલાકે વૈરાગ્યથી દીક્ષા લીધી. આ સૂરિ આમ વિક્રમ સંવત્ એકસોથી કંઈક વધારે કાલ ગયો ત્યારે થયા, કે જેમણે **સ્તંભતીર્થ** (ખંભાત) નગરમાં સંઘે કરાવેલી પિત્તળની **પાર્શ્વપ્રભુ**ની મૂર્તિ સ્થાપિત કરી. પરિવાર વધતાં કક્કસૂરિને સ્વપદે સ્થાપી સ્વર્ગસ્થ થયા, ને કક્કસૂરિની પાટે **સિદ્ધસૂરિ** થયા (૨૦૨) તેના **યક્ષ** નામના શિષ્યને મહત્તરપદે સ્થાપ્યો. તે પ્રાયઃ ષટ્કૂપમાં રહેતો. પછી પોતાના પદે કોઇને સ્થાપ્યા વગર **સિદ્ધસૂરિ** સ્વર્ગે સંચર્યા. આથી ગચ્છનો ભાર **યક્ષ** મહત્તર પર આવ્યો. (૨૦૫)

હવે આ બાજુ **મથુરાપુરી**માં એક **નાના** નામનો વિદ્વાન્ હતો તેણે કોઈ આરણ્યક ગુરૂ પાસે દીક્ષા લઈ સર્વ સિદ્ધાંત શીખી નગરી પાસેના વનમાં વ્રત પાલતો હતો તેને **યક્ષદેવસૂરિ**એ આચાર્યપદ આપી **નન્નસૂરિ** પૂર્વે કરેલા હતા, તેની પાસે કૃષ્ણ નામના બ્રાહ્મણે દીક્ષા

હતી. હવે નન્નસૂરિએ બીજા કેટલાકને દીક્ષા આપી અલ્પ
ભોગવી સ્વર્ગવાસ કર્યો એટલે કૃષ્ણ સાધુ ષટ્કૂપપુરે જઈ
મહત્તરપાસે વીર મંદિરમાં ઉપસંપદ લઈ શિક્ષા દ્વિવિધ લીધી
પે ગચ્છનો ભાર કૃષ્ણર્ષિને સોંપી યક્ષમહત્તર સ્વર્ગસ્થ થયા.
કૃષ્ણર્ષિએ એક વખત દેવી ચક્રેશ્વરીની વાણીથી ચિત્રકૂટ
ડ)માં જઈ કોઇને શિષ્ય કરી તેને ભણાવ્યો ને તેને સર્વવિદ્યા
થતાં દેવગુપ્ત નામ રાખી ગુરૂ તરીકે સ્થાપિત કર્યા. પોતે
ભાર રાખ્યો પણ પછી તે શિષ્યને સોંપી કૃષ્ણર્ષિ નાગપુર ગયા ને
શ્રેષ્ઠિ નામે નારાયણે પ્રતિબોધિત થઇ ગુરૂની સંમતિ લઇ ત્યાં
ી જગ્યાપર જૈનમંદિર કરાવ્યું, ને કૃષ્ણર્ષિને પ્રતિષ્ઠા કરવા
તે કરી, પણ તેમણે દેવગુપ્તસૂરિ પૂજ્ય હોઇ તેની પાસે કરાવવા
એટલે તે સૂરિને ગૂર્જર મેદિનીમાંથી બોલાવી માન આપી તેની
પ્રતિષ્ઠા કરાવીને ત્યાં ૭૨ ગોઠી ગોષ્ઠિક રાખ્યા. આથી નાગપુરમાં
ાર્મનું સામ્રાજ્ય થયું. (૨૨૬) પછી કૃષ્ણર્ષિએ સપાદલક્ષ (સાંભર)માં
તપ આદર્યું. નાગપુરથી રૈવતગિરિ જઇ નેમિજિનને વંદી
ામાં આવી પારણું કર્યું. આ કૃષ્ણર્ષિએ દેવગુપ્તસૂરિને વિનતિ
કે કોઇ અનુયોગધર સૂરિ ગચ્છ માટે નીમવો ઘટે કારણકે સિદ્ધ
ગયા પછી ગુરૂશૂન્ય ગચ્છ ઘણાં વર્ષ રહ્યો અને તેથી બીજા
ના સૂરિને કહેવાથી મેં આપને સૂરિ કર્યા. આથી દેવગુપ્તસૂરિએ
સેહ નામના વિદ્વાનને મંત્રાધાર ગુરૂ કર્યા. તેની પટ્ટે વીરદેવ ને
વની પાટે વાસુદેવ એમ ત્રણ મંત્રાધાર ગુરૂઓ કેટલાંક વર્ષ
માં થયા. વળી પૂર્વે યક્ષદેવસૂરિએ નન્નસૂરિને સૂરિ કરેલા હતા ને
સૂરિ સ્વર્ગસ્થ થતાં તેના શિષ્યો મૂલ આચાર્યપદે રહેલા દેવગુપ્તસૂરિ
ઉપસંપદ લેવા લાગ્યા; તે પૈકી સાવદેવ નામના એક સાધુને
મહત્તરનું પદ આપ્યું હતું. તેની પાટે ઉપાધ્યાય ને પછી મહત્તર
એ પદ પ્રાપ્ત કરનાર થયા તેને કેટલોક કાલ થયો. (૨૩૮)
હવે બીજી બાજુ મૂલગુરૂની આજ્ઞામાં વીરદેવસૂરિ આવ્યા નહિ તેમ

તેને બોલાવવામાં ન આવ્યા એટલે રૂઠયા. મહત્તરપદવાળા **સાવદેવ**ના વંશમાંના ઉપાધ્યાયને સ્વર્ગસ્થ કૃષ્ણર્ષિના વચનથી ગુરૂ થએલા એવા આ દેવગુપ્તસૂરિએ સૂરિપદ આપી **નન્નસૂરિ** નામ રાખ્યું તે **નન્નસૂરિ** મંત્રાચાર અને ગુરૂના આદેશ માનનાર થયા. તેની પાટે **સર્વદેવાચાર્ય** થયા. તેપણ ગુરૂના મંત્રધારી–આજ્ઞાધારી થયા. આવા સમૃદ્ધિસંપન્ન ગણમાં દેવગુપ્તસૂરિ **અર્બુદ** ગિરિ પાસેની **ચંદ્રાવતીપુરિ**માં ગયા ને ત્યાં રોગથી શરીર બગડતાં **વીર**–સદનમાં કક્કસૂરિને ગુરૂ નીમ્યા. પછી દેવગુપ્તસૂરિ નીરોગી થતાં કક્કસૂરિ મંત્રાધારપદે ગયા એટલે પછી દેવગુપ્તસૂરિએ પોતાના આયુષને અંતે બીજા કક્કસૂરિને સ્વપદે સ્થાપી સ્વર્ગવાસ કર્યો. પછી કક્કસૂરિએ **સર્વદેવ**સૂરિનું મંત્રાધાર નામ સ્વીકાર્યું. **ચંદ્રાવતી** આદિ મુખ્ય બાર સારાં સ્થાનો ગોષ્ઠિકોસહિત થયાં. (૨૪૯)

પછી **કોરંટક**પુરમાં* સ્થિતિ હોવાથી **કોરંટક** ગચ્છ ઊકેશ ગણમાંથી અનુક્રમે થયેલ ત્રણ સૂરિઓ નામે **નન્નસૂરિ**, કક્કસૂરિ અને **સર્વદેવ** સૂરિના અનુક્રમ નામવાળો થયો. પહેલાં **મથુરા**માં ઉત્પન્ન થયેલ **નન્નાચાર્ય**ના દીક્ષિતો થયા તેથી તે **માથુર** ગચ્છ હવે **કોરંટક** નામનો થયો. (૨૫૨)

હવે વિ૦ સં ૫૦૦ વર્ષથી કંઇ અધિક વર્ષે (ઉક્ત) કક્કસૂરિ થયા. ત્યારે **મરૂકોટ** (**મરોટ**)ની ખાઇ જૂની થયેલી તેને દઢ અને પહોળી બનાવવાની ઇચ્છાવાળા **જોઇય** વંશી કાકુ નામના બલવાન મંડલિક

---

* કોરંટકપુર—કોરંટક નગર તે કોરટા નામનું મારવાડમાં જોધપુર રાજ્યના પરગણામાં એરનપુરા સ્ટેશનથી પશ્ચિમે ૧૩ મૈલ દૂર ગામ છે તે પૂર્વે આબાદ શહેર હતું ને ત્યાંના પ્રાચીન **વીર**મંદિરથી એક તીર્થ ગણાય છે તે પરથી નીકળેલ '**કોરંટગચ્છ**' નીકળ્યો તેના ઉત્પાદક **કનકપ્રભસૂરિ** ઉપકેશગચ્છ સ્થાપક **રત્નપ્રભસૂરિ**ના નાના ગુરૂભાઇ હતા એમ કહેવાય છે. તે **૧૬**મી સદી સુધી વિદ્યમાન જોવાય છે. **સં. ૧૫૧૫** લગ-ગ તેમાં 'કોરંટતપા' નામની એક શાખા પણ નીકળી હતી. વિશેષ માટે જુઓ શ્રી **યતીન્દ્રવિજય**નો 'કોરટાજી તીર્થકા પ્રાચીન ઇતિહાસ' એ નામનો લેખ–'જૈન' રૌપ્યમહોત્સવ અંક પૃ. ૨૨૯

રાજાએ બલમાં વૃદ્ધિ કરવા અર્થે ગર્તાપુર-ખાઈ ઉંડી ને પહોળી ખોદાવતાં તેમાંથી નમિનાથનું બિંબ નીકળ્યું. શ્રાવકોને બોલાવી તેમને સોંપી જિનમંદિર બંધાવી તેમાં સ્થાપિત કરવાનો આદેશ આપ્યો. નવીન પરિકર સહિત તે બિંબને ઉક્ત મંદિર થતાં તેમાં કક્કસૂરિએ પ્રતિષ્ઠા કરી. ત્યાં ઉપકેશગચ્છની સાધુ સાધ્વી માટે પાંચ પોષધશાળા અને ચ.દ શ્રાવકગૃહ થયાં. પછી સૂરિ રાણકદુર્ગે જતાં ત્યાંના રાજા ભુટ્ટવંશી સુરદેવે પ્રતિબોધિત થઇ ત્યાં શાંતિજિનમંદિર બંધાવી તેમાં ગુરૂપાસે પ્રતિષ્ઠા કરાવરાવી. વળી ઉચ્ચકોટમાં અને મરૂકોટ્ટમાં શાંતિ અને નેમિ જિનની અષ્ટમી અષ્ટાન્હિકા (અઠાઇ) ત્યાં ત્યાંના ભૂપ સાથે થવાની સ્થિતિ થઇ, તેના શાંતિ નામના શિષ્યે ગુરૂ સાથે વાદ કરતાં ગુરૂએ પૂછ્યું 'ભદ્ર ! કોઇ રાજાને પ્રતિબોધી તેની પાસે જિન મંદિર કરાવી શકીશ ?' ત્યારે તેણે કહ્યું 'હા, અને તેની પ્રતિષ્ઠા માટે આપને બોલાવીશ.' પછી તેણે ત્રિભુવનદુર્ગમાં જઇ ત્યાંના રાજાને પ્રતિબોધી તેની પાસે જિનમંદિર કરાવરાવી તે ભૂપદ્વારા ગુરૂને આવવા આમંત્રણ આપ્યું. મરૂકોટ્ટમાંથી ગુરૂ ગયા. રાજાએ પ્રવેશોત્સવ કર્યો અને શુભ લગ્ને કક્કસૂરિએ પ્રતિષ્ઠા કરી, ને જિનના ધર્મની તે દેશમાં પ્રતિષ્ઠા વધી. ત્યાં તે ગુરૂ સ્વર્ગસ્થ થયા ને તેના વંશમાં (પૂર્વોક્ત પાંચ નામોના ક્રમથી થનારા આચાર્યો થવા લાગ્યા). પુનઃ કક્કસૂરિ થયા તેમણે શ્રીમાલપુરના જૈન મંદિરમાં ઋષભપ્રભુનું બિંબ પ્રતિષ્ઠિત કર્યું, શ્રી સત્યદેવી, સર્વાનુભૂતિ (યક્ષ) તથા ચક્રેશ્વરીના કહેવાથી શ્રી રત્નપ્રભસૂરિ તથા યક્ષદેવસૂરિનાં નામ પોતાના ગચ્છમાં અપાતાં બંધ કર્યાં કારણકે તેને લાગ્યું હતું કે એવા સૂરિઓ ગચ્છમાં થશે નહિ. ને તેથી તે સિવાયના પછીના ત્રણ આચાર્યોનાં નામો (કક્ક સિદ્ધ ને દેવગુપ્ત) વર્તમાનથી અપાવાં નક્કી કર્યાં. પછી એ ત્રણ નામના સૂરિઓ થતા ગયા ત્યાં ક્ષત્રિય વંશના દેવગુપ્તસૂરિ થયા. (૨૭૬)

તે વીણાવાદનમાં બહુ આસક્તિવાળા હતા અને તે છોડવા ઘણા સાધુ ને શ્રાવકોએ વાર્યા પણ તે લત છોડે નહિ. આખરે તેણે

જિનધર્મથી વિરૂદ્ધ હોવા છતાં વ્યસન તજી નથી શકાતું એવો એકરાર કરી બીજાને પોતાના પદે સ્થાપી પોતે દેશાન્તરગમન કરશે એમ, જણાવ્યું. એ પ્રમાણે કક્કસૂરિને સ્વપદે સ્થાપ્યા ને નક્કી કર્યું કે હવે પછી આ ગણુ-ગચ્છમાં જે ઊકેશ (ઓસવાલ) વંશમાં ઉત્પન્ન થયેલ હશે અને પિતૃકુલ અને માતૃકુલ બંને જેનાં શુદ્ધ હશે તેનેજ સૂરિપદે સ્થાપવામાં આવશે. આવી વ્યવસ્થા કરી **દેવગુપ્તસૂરિ** સૂરિપદને સ્વયં તજી **લાટદેશમાં** ગયા. આ પરદેશગમન વિ. સં. ૯૯૫ પછી બન્યું. (૨૮૫)

કક્કસૂરિ પટ્ટે તેમના શિષ્ય **સિદ્ધસૂરિ** થયા. તેના બીજા એક શિષ્ય **જિનચંદ્ર** ગણીએ શ્રાવકોના નવપદનો ગ્રંથ રચ્યો હતો. તે ગુરૂબંધવને પોતાને પટ્ટે નીમી **દેવગુપ્ત** સૂરિ નામ આપ્યું. તે વિદ્વાન્ સૂરિએ **પંચ પ્રમાણી** તર્ક નામના ગ્રંથની તેમજ બીજા **ક્ષેત્રસમાસ** ગ્રંથ સંસ્કૃત વૃત્તિ સહિતની રચના કરી—તેની પછી કક્કસૂરિ થયા.

આ સૂરિ પ્રત્યે વિરોધ હોવાથી સુચિન્તિત કુલના એક કપર્દિ નામનો સાધુ (શાહ) ધનના માનથી સહકુંટુંબ **અણહિલ્લપુર** ગયો ને ત્યાં તેણે બહુ દ્રવ્ય કમાઇ નવું દેવગૃહ કરવા ત્યાંના ભૂપ પાસે ભેટણું ધરી જગ્યા માગી ને તે મળતાં દેવમંદિર કરવા શરૂ કર્યું. તે માટે દોરડાં વગેરે આણતાં તે પરનું દાણ રાજના ધણીએ માંગ્યું. દેવગૃહ માટેનું છે તેથી તે માફ થવું ઘટે એમ કહેવા છતાં દાણ લીધું એટલે તેણે ભૂપને સંતોષી દાણ વસુલ કરવાનો અધિકાર હતો તે ઉપરાંત અર્ધો પોતે મેળવી શુલ્કશાળા ( દાણના સ્થાન)માં પોતાના ભાઇને રાખી દેવમંદિર પૂરૂં કરવાનું ચાલુ કર્યું. (૨૯૮)

આ વખતે કક્કસૂરિની પાટે **સિદ્ધસૂરિ** થયા કપર્દિનું દેવકુલ પૂર્ણ થતાં મૂલનાયકની મૂર્ત્તિ સુવર્ણમિશ્રિત પિત્તલની કરાવવાનું શરૂ કર્યું. આ મંદિર પાસે અગાઉ બંધાયેલ **ભાવડાર** ગચ્છનું દેવમંદિર હતું. તેના આચાર્ય **વીરસૂરિ**ને આ નવા મંદિરથી પોતાના મંદિરને આડખીલી થાય છે તેથી ખાર ઉત્પન્ન થયો; સૂત્રધાર **મદને** ૪૩

આંમળની વીરપ્રભુની મૂર્તિનું ખોખું બનાવ્યું ને તેમાં સુવર્ણમિશ્રિત પીત્તલ નાંખવા માટે સોનાને ઉનું કરી દ્રવિત રસ બનાવવાનું થાય ત્યારે વીરસૂરિ મંત્રશક્તિથી વરસાદ વરસાવતા. આમ બન્યા કર્યું એટલે કપર્દિએ સિદ્ધસૂરિ પાસે જઈ આ હકીકત કહી. તે સૂરિએ વરસાદને અટકાવ્યો-મૂર્ત્તિ થઈ-તેમાં બે ચક્ષુ લાખલાખનાં બે નીલમણિનાં મૂકયાં. શુભલગ્ને સિદ્ધસૂરિએ તેની પ્રતિષ્ઠા કરી. બાકીનું કામ વપ્પનાગ કુલના બ્રહ્મદેવે પૂરૂં કર્યું. (૩૧૬) સિદ્ધસૂરિ વિહાર કરી ગયા.

તે સૂરિના શિષ્ય જંબૂનાગ ગુરૂપદે રહ્યા. વિહાર કરતાં લુદ્રુયા નામના નગરમાં આવ્યા ત્યાં પરાક્રમી રાજા તણૂ હતો. સંઘે જઈ ગુરૂને કહ્યું કે અહીં બ્રાહ્મણો જિનમંદિર કરવા દેતા નથી, એટલે ફરીવાર રાજા પાસે જઈ મંદિર માટે જગ્યા માગવા કહ્યું, રાજાએ જગ્યા આપી ને તે પર મંદિર બાંધવા આજ્ઞા આપી. પછી વિપ્રો અડચણ ન કરે તે માટે ગુરૂએ તેમને જણાવ્યું, તેઓ અસહિષ્ણુ હોઇ વાદ કરવા તત્પર થયા. ગુરૂએ રાજા પાસે જઈ નિવેદન કર્યું. રાજાએ પોતાનું વર્ષફળ બંને પક્ષને કરવા કહ્યું, ને ગુરૂના અને બ્રાહ્મણોના વર્ષફલમાં જેનું ખરૂં પડશે તે વિજયી ગણાશે. જંબૂનાગે વર્ષફલમાં લખી આપ્યું કે અમુક દિવસે ને ઘડીએ મુમુચિ નામનો યવનાધિપ ૫૦૦૦૦ અશ્વ સહિત યુદ્ધસામગ્રી લઇ રાજ લેવાની ઇચ્છાથી આવશે (૩૩૩) તેને કેમ હરાવી શકાશે તે પણ જણાવ્યું ને તે પ્રમાણે તે આવ્યો ને પરાજય પામ્યો, (૩૪૩) પછી રાજાએ આદેશ માગ્યો ને ગુરૂએ જિનમંદિરનો આપ્યો. રાજાએ બ્રાહ્મણોને અવગણી પોતે તે કરાવી આપ્યું, ને તેમાં વીરપ્રભુના બિંબની જંબૂનાગે પ્રતિષ્ઠા કરી ને બ્રાહ્મણોની પણ પ્રીતિ મેળવી. તેમણે ચંડિકા શતક જેવું જિનશતક રચ્યું. (૩૪૭) તેના શિષ્ય દેવપ્રભ મહત્તર હતા ને તેના શિષ્ય કનકપ્રભ મહત્તર પદે હતા. કનકપ્રભના શિષ્ય જિનભદ્રને ગચ્છનાયકે ઉપાધ્યાય પદ આપ્યું. તે ઉપાધ્યાય ગૂર્જર

દેશમાં ગયા ત્યારે તેને ત્યાંના રાજા **સિદ્ધરાજ**ના ભાતૃવ્ય (ભત્રીજા)-ને તેની માતાએ આવીને સોંપ્યો કે જેને ગુણવાન ને શાસનોન્નતિ કરનાર જાણીને ઉપાધ્યાયે તત્ક્ષણે દીક્ષા આપી. તે શિષ્ય શાસ્ત્રમાં પારંગત થઈ રાગકલામાં દક્ષ એવો વાચક-ઉપાધ્યાય થયો. **શ્રી હેમ સૂરિ**એ તેનું લોકોત્તર વાચકત્વ સાંભળી તેને સવારમાં વ્યાખ્યાન અવસરે કૌતુકથી બોલાવ્યો. તેણે આવી પોતાના વ્યાખ્યાનથી ભૂપ-મુખ્ય એવી સર્વ પરિષદ્‌ને રંજિત કરી. **હેમસૂરિ**એ તે શિષ્યની ઉપાધ્યાયજી પાસે માગણી કરી, પણ તેણે તેને ઇચ્છાથી ન આપતાં પોતાની પાસેથી બલે કરીને લઈ લેશે એમ જાણી રાત્રેજ પોતાના શિષ્યને લઇ ત્યાંથી પ્રયાણ કર્યું, રસ્તામાં ભૂલા પડી **સિન**પલ્લી મહાસ્થાને સૈન્યના ભયથી આકુલ થઇ છાના થઇને રહ્યા. (૩૫૭)

**કુમારપાલ** રાજાએ **હેમસૂરિ**ના કહેવાથી સૈન્યને પાછળ મોકલ્યું પણ તે ન મળવાથી પાછું ફર્યું...દેવી **ત્રિપુરા**ને બોલાવતાં દેવીએ કહ્યું કે **પદ્મપ્રભ** સિતમ્બર બધું સારૂં કરશે; તમારૂં અલ્પાયુ હવે છે, તો તે માટે હોમ કરશો તો હું સહાય કરીશ. તે **પદ્મપ્રભ** ગુરૂ સહિત **સ**પાદલક્ષ દેશના **નાગ**પુર નગરમાં જઇ શ્રાવકોને હોમ માટે પૂછ્યું પણ તેમણે ના પાડી એટલે **સિંધુ**દેશના ડંભરેલ્લ પુરમાં ગયા. ત્યાં **જસાદિત્ય** નામનો ગચ્છભક્તિવાળો શ્રેષ્ઠિ હતો તે હમેશ ઉઠીને સુવર્ણદાન કરતો હતો, તેણે પ્રવેશોત્સવ કર્યો. ત્યાંના રાજાને **પદ્મપ્રભ** ઉપાધ્યાયે ઉપદેશ આપતાં તે પ્રસન્ન થઈ બત્રીશ હજાર દ્રમ, તેટલા ઘોડા ને તેટલા ઉંટ ગુરૂને અર્પણ કરતાં તે અપરિગ્રહી જૈનસાધુ ન લઇ શકે એમ ગુરૂએ જણાવ્યું, એટલે તે સર્વેની કિંમત ૬૪૦૦૦ દ્રમ ધર્મમાં ખર્ચવા શ્રેષ્ઠિએ કહ્યું ને તેણે તેમાંથી જિનમંદિર **સામ**-રોદ્રીમાં કરાવ્યું ને તેમાં ઉપાધ્યાયે પ્રતિષ્ઠા કરી. **પદ્મપ્રભે** ત્યાં સમુદ્ર જેવી પંચનદે જઇ શ્રેષ્ઠિની સાંનિધ્યે હોમ ૧૦૮ નાલીયેર સોપારી આદિ ફલથી કર્યો એટલે **ત્રિપુરા** દેવી પ્રત્યક્ષ થયાં, ને ઇચ્છામાં હોય તે માગવા કહ્યું. વચનસિદ્ધિ માગતાં તે આપી અદૃશ્ય થયાં. (૩૮૧)

કોઇ શ્રાવક વિદેશથી માલ ભરીને વંદનાર્થે આવ્યો ને પૂછતાં દાનભયથી મરચાંને બદલે માષ લાવ્યો છે એમ જણાવ્યું. ગુરૂએ કહ્યું 'તથાસ્તુ' એટલે તેમ થતાં પોતે ખોટું બોલ્યો તે અપરાધ માટે ક્ષમા કરવા શ્રાવકે વિનતિ કરી એટલે માષને બદલે પાછા મરિચ થઇ ગયાં. એક બ્રાહ્મણને વચનસિદ્ધિનો પરચો આપ્યો.

હવે ભીમદેવની પટ્ટરાણી કોઇપણ દર્શનીને સ્વ આસન તજી માન આપતી ન હતી, કારણકે તે માનતી હતી કે કોઇમાં જ્ઞાન નથી, માત્ર મુંડ મુંડાવવાથી પૂજવાને યોગ્ય ન થવાય. પદ્મપ્રભે જઇ યોગશાસ્ત્રનું જ્ઞાન પૂરક વાયુને પૂરીને દશમદ્વારે પદ્માસનસ્થ થઇ લઇ જઇને બતાવ્યું એટલે તે તેને પગે પડી. ને પોતાના ગુરૂ તરીકે સ્વીકાર્યો. પછી તે સપાદલક્ષ દેશમાં વિહાર કર્યો. ત્યાં ખરતરાચાર્ય જિનપતિસૂરિ સાથે ગુરૂકાવ્યાષ્ટક પર વાદ કરી અજયમેરૂ દુર્ગમાં વીસલ રાજાની સભામાં તેને જીત્યા. આમ જંબૂનાગની સંતતિની કીર્તિ ગાઇ હવે ક્રમાગત (ઉકેશગચ્છના) સૂરિઓ સંબંધી કહેવામાં આવે છે. (૪૦૭)

સં. ૧૧૦૮ જતાં સિદ્ધસૂરિના પદે દેવગુપ્તસૂરિ આવ્યા. સં. ૧૧૫૫ માં દેવગુપ્તસૂરિની પાટે કક્કસૂરિ આવ્યા કે જેમણે જીવન પર્યંત એકાંતરા ઉપવાસ ને આંબિલનું પારણું એમ તપ કર્યું. આથી શિથિલાચારી સાધુઓ અને સાધ્વીઓએ તેમને તજી દીધા. તેના શુદ્ધસંયમથી ગચ્છ હવે તેમના સંસ્કૃત નામ પરથી કકુદ નામનો કહેવાયો. સપાદલક્ષથી મરૂકોટ્ટપુરમાં સાર્થ જતો હતો તેને મ્લેચ્છોથી પોતાની શક્તિથી આચાર્યે રક્ષિત કર્યો. વળી અર્બુદગિરિ પર જ્યેષ્ઠ માસમાં ચઢતા સંઘને તરસ લાગી ને પાણી મળે નહિ તે વખતે આચાર્યે પદ્મા નીચેના વડ નીચે દર જોઇ તેમાંથી પાણી કાઢી સંઘને તરસથી મરતાં બચાવ્યો. આ પાણીનો કુંડ કર્તા લખે છે કે હજુ પણ વિદ્યમાન છે ને દર વર્ષે ઉકેશગચ્છીય શ્રાવકો ચંદ્રાવતી પાસેની તે વડ નીચેની પદ્માએ જઇને સ્વધર્મવાત્સલ્ય ભોજનાદિથી કરે છે ને નારીરૂપે દેવતાવસરે સચ્ચિકા દેવી પધારે છે. (૪૧૯)

હવે આચાર્ય માંડવ્યપુરમાં (મંડોવરમાં) દેવતાવસરવિધિ કરવા આવ્યા. ત્યાં અન્ય ગ્રામથી આવેલ એક શ્રાવક ઉપાશ્રયે આવ્યો. સાધુ ભિક્ષાર્થે ગયા હતા ને સૂરિ પાસે દેવતાસરવિધિ ચાલતી હતી ને ત્યાં સ્ત્રીરૂપે દેવી હતાં; શ્રાવક સૂરિને એકાંતે સ્ત્રી સાથે જોઇને પાછો ફર્યો ને સૂરિના ચારિત્ર્યમાં શંકા કરી એટલે દેવીએ તેને લોહી વમતો કર્યો. સંઘ અને પછી સૂરિના કહેવાથી તેનું લોહીવમન બંધ કર્યું અને સૂરિએ દેવીએ હવેથી આ વિષમ યુગ હોઇ પ્રત્યક્ષરૂપે ન આવતાં સ્મૃતિ કરાવવી ને દેવતાવસરે ધર્મલાભ તેણીને આપશે—આવી વ્યવસ્થા કરી. ત્યારથી દેવી પ્રત્યક્ષરૂપે આવતા નથી ને કાર્યકાલે સાંનિધ્ય રાખે છે. (૪૩૫)

ત્યાર પછી વિહરતા ગૂર્જરાવનિમાં અણહિલ્લપુર સંઘના આમંત્રણથી આવ્યા, ત્યારે શ્રી કુમારપાલ રાજ્ય કરતો હતો કે જે શ્રી હેમસૂરિનો 'પદામ્બુજમધુવ્રત' હતો. તેની અભ્યર્થનાથી રાજગુરૂ શ્રી હેમસૂરિએ યોગશાસ્ત્રસૂત્ર સૂત્રિત કર્યું. (૪૩૮) તેમનો ગુણચંદ્ર નામનો સ્વોત્કર્ષથી ગર્વિત શિષ્ય હતો. સૂરિના ઉપાશ્રયમાં રાજાના ભટ્ટપુત્રોને રાજા હુકમ કરી મોકલતો. સર્વેએ કહ્યું કે અમારાપક્ષે કક્કસૂરિ છે તેથી તેને બોલાવ્યા ને સર્વે સૂરિઓ તેને મળવા ઉપાશ્રયે એકઠા મળ્યા. તેનો એક પ્રસંગ નોંધેલ છે. (૪૬૯).

કક્કસૂરિ પાટણમાં કેટલોક કાલ રહીને દેવગુપ્ત ગુરૂને પોતાની પાટ પર સ્થાપી સ્વર્ગસ્થ થયા. શ્રી હેમસૂરિ લોકવ્યવહારે જઇને બધા દર્શનીઓ પાસે નીચેનો દોહો બોલ્યાઃ—(જુઓ દોહો નં. ૧૩૯ જૈન ગૂર્જર કવિઓ ભાગ ૧ પ્રસ્તાવના પૃ. ૧૭૦)

> ગયઉ સુકેસરિ પિયહુ જલુ નિશ્ચિંતઇ હરિણાઇં,
> જાસુ તણુઇ હુંકારડઇ મુહહ પડંતિ ત્રિણાઇં.

—જેના હુંકારથી મોઢામાંથી તરણાં પડી જતાં હતાં એવો કેસરીસિંહ ગયો, હવે હે હરણો! નિશ્ચિંતપણે પાણી પીઓ. (૪૭૨)

શ્રી નામની પાંચભાઈવાળી બાલવિધવા શ્રાવિકાએ ગુરૂ—દેવગુપ્તસૂરિને ધર્મબાંધવ સ્વીકાર્યા. તેણીએ પોતાના ભાગના સવા લાખ

દ્રમ્મ ધર્મહેતુએ આપ્યા કે જેમાંથી ઉંચો રંગમંડપ બંધાયો. પછી સૂરિ લાંબો કાળ ગચ્છભાર ધારી કકકસૂરિને નિજપદે સ્થાપી દેવ-ભૂમિમાં ગયા. (૪૭૮)

સં. ૧૨૩૨ માં મરૂકોટ્ટ જવા આચાર્ય ચાલ્યા, રસ્તે જતાં સ્થલો નિર્જલ આવ્યાં. જ્યેષ્ઠ માસ હતો અને શ્રાવક વર્ગ સાથે હતો તે તરસથી વ્યાકુલ થયો. ગુરૂએ પંખીવાળા વૃક્ષને જોઇને ત્યાં જઇ ધ્યાન ધરી પ્રભાવથી પાણી કાઢી આપ્યું. શ્રાવકનો સાથ તરસથી મરતો બચી ગયો. મરૂકોટ્ટમાં પ્રવેશોત્સવ થયો. ત્યાં જોઇય વંશી સ્વામિ સિંહબલ હતો ને ગુરૂભકત હતો. તેની બહેન રત્નાદેવી પીયર રહેતી તે ગુરૂના યોગશાસ્ત્રના વ્યાખ્યાનમાં હંમેશ આવતી. તેણીએ યોગશાસ્ત્રનું પુસ્તક લખા આપ્યું. એકાંતરા ઉપવાસ કરી સર્વ વિકૃતિ તજી દુષ્કર તપ ગુરૂએ આદર્યું. સં. ૧૨૩૬ (રસાગ્નિ બાહુ જીવાતૃક વર્ષે) પ્રલ્હાદકૂપ નામના નગરમાં આવેલ નેમિનાથ દેવાલયના શિખરે પ્રતિષ્ઠા કરી. પછી ભયાણા દેશમાં જઇ ત્યાંના દેશનાયકને ધર્મ-વાસિત કર્યો. પછી સિદ્ધસુરિ થયા. (૪૯૭)

તેના ગુરૂભ્રાતા વીરદેવ ઊકેશપુરમાં રહી શ્રાવકપુત્રોને ભણા-વતા ને નભોગમન વિદ્યા આદિ કલામાં સિદ્ધ હતા. એક ગર્વીષ્ઠ યોગીએ આવી તેની પાસે પીવા પાણી માંગ્યું એટલે બાલકોને જલ લાવી પાવા કહ્યું. તે બાલકો ઉઠવા જાય પણ જમીનને ચોંટી ગયેલા એટલે ઉઠાય નહિ. એટલે ઉપાશ્રયમાં પડેલા બે પાણાને હુકમ કર્યો કે આ વરાકને ભૂ પાઓ. પાણાએ સજીવ થઇ તે યોગીપર પ્રહાર કરતાં તે પડી ગયો. તેણે પગે લાગી ક્ષમા માગી. હવે વીરદેવ મુનિ ત્યાં હતા એટલામાં સં ૧૨૫૨માં તુરૂષ્કો (તુર્કો) આવ્યા. લોક નાઠા. વીરદેવ તો સ્થિર થઇ રહ્યા. વીરબિંબ પાસે પત્થર આડા દીધા. મ્લેચ્છો પર નભમાંથી તરવારના ઘા થયા. યવનો મંદિરના ગર્ભગૃહમાં જઇ ન શકયા. જ્યારે ઊકેશપુરનો મ્લેચ્છ સૈન્યથી આ રીતે ભંગ થયો ત્યારે સિદ્ધસૂરિ ગૂર્જરમંડલમાં હતા (૫૧૩)

હવે વીરાત્ ૩૦૦માં નિષ્પન્ન થયેલ હોવાથી જીર્ણ થયેલ સિદ્ધ-ચક્રના મંત્રવાળો દેવતાવસરે રાખેલ રૂપાના પટનો ઉદ્ધાર **સિદ્ધસૂરિએ** સં ૧૨૫૫માં કર્યો (૫૧૬). પછી કોઇને આચાર્ય બનાવ્યા વગર તે સૂરિ સ્વર્ગસ્થ થયા તે વખતે ઉચ્ચ નગરથી ઉપાધ્યાય પદધારી વર્દ્ધમાનને સંઘે બોલાવ્યા ને સં ૧૨૭૮ (નાગર્ષિ બાહુ રજનીકર)માં **દેવગુપ્ત** નામ આપી કાસહૃદગણુ પાસે તેમને ગુરૂ કર્યા. (૫૧૯). તેણે દેવાનંદને ઉપાધ્યાય બનાવ્યા કે જેણે ગુરૂની આજ્ઞાથી **ભ**યાનક દેશમાં જઇ **નઇ**નગરમાં **બાહુ**લિ શાહે કરાવેલા નવા **ને**મિભુવનમાં પ્રતિષ્ઠા કરી. **દેવગુપ્તસૂરિએ** સ્વહસ્તે **વી**રચંદ્ર પંડિતને દીક્ષિત કર્યા કે જે આગમ છંદાદિ કલામાં પ્રવીણ થયા. વિહારમાં જ્યાં જ્યાં દોષ હતા ત્યાં ત્યાં તે નિવાર્યા ને મંત્રશક્તિથી ઘણાને વશ કર્યા. તેણે **મરૂકોટ**માં **પાર્શ્વ** જિન મંદિરમાં ગોડીઓને ઉપદ્રવ કરતા **ક્ષેત્ર**પાલને મંત્રના ખીલાથી ખોડીને ઉપદ્રવ ટાળ્યો. **સિંધુ** દેશમાં વિદ્યાથી તે પ્રસિદ્ધ થયા કે જેનું નામ હમણાં પણ ત્યાં લેવાય છે. વળી **પં**ડેરક સૂરિ પાસે **જા**વાલિપુરમાં લોક વ્યવહારે (ખરખરે) જતાં ત્યાં ક્રિયા થતી જોઇ તે સૂરિને કહ્યું કે **ઓગણત્રીસમે** દિને મારી (મારા શબ) પાસે આવી ક્રિયા તમે કરતા હશો ને તેજ પ્રમાણે આઠમે દિને તાવ આવ્યો ને પોતે સ્વર્ગસ્થ થયા. આમ ૨૮ વર્ષની ઉમરનો આઠ શાસ્ત્રમાં પંડિત એવો વિખ્યાત શિષ્ય (**વી**રચંદ્ર) ગયો. (૫૩૮)

**શિષ્યમંડળ**—**દેવગુપ્તસૂરિ**નો બીજો શિષ્ય **દેવચંદ્ર** થયો કે જેને શારદા-સરસ્વતીએ પ્રત્યક્ષ થઇને વર આપ્યો. તે **વિદ્યારસ** નહી સહન થવાથી અભિમાની થઈ ગચ્છ છોડી મહારાષ્ટ્ર, તિલંગ, **કર્ણાટ** દેશમાં ગયો. ત્યાં તેણે સાત છત્રવાળો જાપુલીયકવાદી નામે **ધર્મ**રૂચિને જીતી **સર્વ**છત્ર છોડાવ્યાં. વળી તિલંગે વાદીને જીતનારા એવા દિગં-બર **ધર્મ**કીર્તિને જીતીને તેને વનમાં મૂકી દીધો. એમ અનેક વાદીને તે દેશમાં જીતી શ્વેતાંબર દર્શનને અજવાળ્યું. કર્ણાટકવાસી ધનિક વ્યવહારી **મહાદેવે** સદ્‌ભક્તિથી કરેલી પ્રાર્થનાથી સંસ્કૃતમાં સાહસાંક

નામનું શ્રી **ચંદ્રપ્રભચરિત** ૨૧ સર્ગવાળું રચ્યું. (૫૪૫)

**સ્થિરચંદ્ર** નામનો શિષ્ય પ્રમાણ-તર્ક તથા કવિત્વમાં કુશલ થયો. શિષ્ય **હરિશ્ચન્દ્ર** નામના ઉપાધ્યાયે કચ્છદેશમાં વિહાર કરી ત્યાના રાજાને પ્રતિબોધી ત્યાં બાલિકાને દૂધ પાતી કરી મારી નાંખવામાં આવતી તે પ્રથાને અટકાવી. (૫૪૮)

**ચંદ્રપ્રભ** ઉપાધ્યાય નિમિત્તકલા જાણતા. **હરિશ્ચંદ્ર** (બીજા) નામના વાચનાચાર્ય સરસ વ્યાખ્યાન કરવામાં વિખ્યાત હતા, ને તેમણે સુખાસનમાં બેઠેલા **સારંગદેવ** ભૂપને બે ઘડી રસ્તામાં વ્યાખ્યાનના રસથી સ્થિર કર્યો હતો. બીજા વાચનાચાર્ય નામે **પાસમૂર્ત્તિ** હતા. તેના શિષ્ય **હર્ષચંદ્ર** **લિગાગોત્રના** હતા. જે સામાન્ય હતા તે પણ સૂરિના હસ્તથી દીક્ષિત થઇ અસામાન્ય ગુણવાળા થયા હતા.

આ **દેવગુપ્તસૂરિના** સમયમાં **વામનસ્થલિના** સાધુ (શાહ) **સમુદ્રે** **વીરમંદિર** કરાવ્યું ને તે તે દેશમાં ઊકેશવંશ નહોતો તે સ્થાપ્યો; **અર્જુન** ભૂપતિના પ્રસાદપત્રથી **કુમારસિંહ** બાર હજાર અશ્વવાળો થયો હતો તેણે **ગોહ્રદ** (ગોધરા)ના રાજાને રણભૂમિમાં જીત્યો, ને તેથી ભૂપતિએ 'મહારાણક'નું પદ તેને આપ્યું ને તેણે **સ્તંભતીર્થમાં** **વીરજિનમંદિર** કરાવ્યું. **ઘૃતઘટિ** નામની નગરીમાં **વીજા** **સપાલા** એ બંનેએ, **માલવદેશના** **જયસિંહપુરે** પદધારી સાધુ **આભૂએ**, **પુષ્કરિણીમાં** સાધુ **તોલીયારે**, નવાં જિનમંદિર બંધાવ્યાં: એ સર્વ મંદિરોમાં **દેવગુપ્ત** સૂરિએ પ્રતિષ્ઠા કરી. કેટલાંક વર્ષો સર્વત્ર વિહાર કરી **પ્રલ્હાદનપુર** (પાલણપુર) આવી વૃદ્ધવાસમાં રહ્યા, પોતાની ૮૪ વર્ષોની ઉમર થઇ ને આયુષ્ય જાણવા **સત્યકા** દેવીનું ધ્યાન ધર્યું. એક વિકૃતિનો આહાર યાવજ્જીવ રાખી નમસ્કાર મંત્રનો જપ ચાલુ રાખ્યો. દેવીએ પ્રત્યક્ષ થઇ કહ્યું કે ૩૩ દિન પછી મૃત્યુ છે તો કોઇને સૂરિ નીમી જાઓ. કોઇ સૂરિપદ યોગ્ય જણાતો નથી તો શું કરવું? દેવીએ જણાવ્યું કે આ **બાલચંદ્ર** સૂરિપદને યોગ્ય છે એટલે સં. ૧૩૩૦ (ખ વન્હિ અગ્નિ શશાંક) વર્ષે પોતાના મરણ પહેલાં સ્વહસ્તે તેને સૂરિપદ આપી **સિદ્ધસૂરિ** નામ રાખ્યું. (૫૭૨)

આ સૂરિએ વિવાહિત લગ્નોત્સુક કન્યાને તથા ત્રણ લાખની સંપત્તિ તજી વીશ વર્ષની વયે દીક્ષા લીધી. તેમના શિષ્ય ઉપાધ્યાય **મુનિશેખર** થયા કે જેઓ સામાન્યપણે હંમેશાં ૨૪ જિનસ્તવ ૧૦૮ વારે સ્મરતા. બીજા શિષ્યો—**મુનિરત્ન** ઉપાધ્યાય, **નાગેંદ્ર** વાચનાચાર્ય, **લક્ષ્મીકુમાર** વાચનાચાર્ય, **સોમચંદ્ર** તથા **મંગલકુંભ** આદિ અસંખ્ય શિષ્ય થયા. આ **સિદ્ધસૂરિએ** માલવના મુખતિલક રૂપ **માંડવ્ય** નામના દુર્ગ પર **હરદેવ** અને **વિજયદેવે** કરાવેલા ચૈત્યમાં ૨૪ જિનબિંબોની પ્રતિષ્ઠા કરી. આ **હરદેવ** અને **વિજયદેવે** **શત્રુંજય** મુખ્ય તીર્થના સંઘપતિ થઇ યાત્રાસંઘ કાઢયો, તેની સાથે **સિદ્ધસૂરિ** ગયા. તે એક લાખ શ્રાવકનો સંઘ હતો તેને સર્વ નગરના વાસીઓ જમાડતા. (૫૮૩)

શ્રી **દેસલ**ના પુત્રે **દેવગિરિ** દુર્ગમાં કરાવેલ સુવર્ણકુંભથી ભૂષિત **પાર્શ્વ**મંદિરમાં, તથા **જીર્ણદુર્ગ**માં **મંડલીકે** કરાવેલા **વીર**મંદિરમાં આ સૂરિએ પ્રતિષ્ઠા કરી, **વિમલાચલ** પર **ત્રિભુવનસિંહે** કરાવેલા દેવ-મંદિરમાં વર્ત્તમાન ૨૦ જિનની તથા **શત્રુંજય** પર દેવ જગતિમાં **દેસલે** કરાવેલ યુવાગારમાં બે બિંબની પ્રતિષ્ઠા કરી. તેમની કૃપાથી **દેસલ**ના સહોદર સાધુ **આશાધરે** સંઘપતિ બની **શત્રુંજય** તીર્થાદિની યાત્રા **સિદ્ધસૂરિ સાથે** સંઘસહિત કરી. વળી તે સૂરિની કૃપાથી સંઘપતિ બની **વિમલગિરિ** ( શત્રુંજય ) પર તેણે ઉદ્ધાર કર્યો. (૫૯૨)

અને **ચિત્રકૂટ**નો **સોમસિંહ** પણ સંઘનાથ બન્યો; તથા ઉક્ત **કુમારસિંહ**ના પુત્ર **મુંજાલે** નૃપહસ્તથી **સુરાષ્ટ્ર** દેશનો વ્યાપાર મળ્યા પછી—સર્વાધિકારી થયા પછી **ઉજ્જયંત** (ગિરનાર) પર બે દેવકુલિકા અને **વામનસ્થલિ**માં મોટા મંડપવાળી દેવકુલિકા કરાવી તથા **સ્તં**-ભતીર્થમાં પોતાના પિતાએ કરાવેલા **વીર**મંદિરમાં બાવન સુંદર કુંભ ને એક દંડ કરાવ્યા. આ સવની પ્રતિષ્ઠા **સિદ્ધસૂરિએ** દરેક સ્થલે જાતે જઇને કરી. (૫૯૭)

તે સૂરિની કૃપાથી **લક્ષપતિ** નામના લખોપતિએ **મથુરા અને**

અને હસ્તિનાગપુરની યાત્રા કરી. તે યાત્રામાં સ્થિરદેવના પુત્ર કાલિયે સ્વપિતાના બંધુ લક્ષપતિને સહાય કરી અને વળી તેણે ભર્તૃપુરમાં નવું જિનમંદિર બંધાવ્યું; તેનો નાનો ભાઇ લુંઢક શત્રુંજય પરના સમરાએ ઉદ્ધાર કરેલા જિનની યાત્રા કરવા મુખ્ય સંઘપતિ થયો. (૬૦૧)

સિદ્ધસૂરિ વિહરતાં અણુહિલ્લપુર આવ્યા. ત્યાં વેસટ વંશના સાધુ ગોસલના પુત્ર દેસલ અને તેનો ભાઈ આશાધર હતા. સં. ૧૩૬૮ પછી એટલે સં. ૧૩૬૯માં શત્રુંજય તીર્થના ઋષભ મંદિરનો ભંગ મ્લેચ્છોએ કર્યો. સર્વ સંઘ દુઃખિત થયો. કેટલાકોએ અમુક દિવસો સુધી શાકવાળું ધાન્ય તજ્યું. દેશલે સૂરિ પાસે જઇ તેનો ઉદ્ધાર કરવાનો મનોરથ જણાવ્યો. સૂરિએ તે સફલ થશે એમ કહ્યું. એટલે પુત્ર સમરસિંહને તીર્થોદ્ધારનું સર્વ કાર્ય સોંપ્યું. અલપખાન પાસેથી તીર્થોદ્ધાર કરવા માટે ફરમાન લીધું. ને સંઘની આજ્ઞા લીધી. આરાસણની ખાણમાંથી બિંબ માટે ફલહિ મંગાવી; અને (સમરસિંહે) બ્રહ્મચર્યાદિ સહિત અભિગ્રહ લીધો. શત્રુંજય પર સૂત્રધારો સાથે ફલિકા મોકલાવી અને તેને તેઓ ઘડવા લાગ્યા. સર્વ સહાયકારી થયા. પ્રતિષ્ઠા સમય જ્યોતિષીઓ પાસે શોધાવી સૂરિમુખ્ય સંઘને ભેગો કરી સંમતિ મેળવી. સમસ્ત દેશના સંઘોને આવ્હાહન આપી ઘણા સૂરિઓ સહિતના મહા સંઘને લઇને દેશલ સંઘપતિ, સિદ્ધસૂરિ સહિત ચાલ્યો. શત્રુંજય જતાં ત્રણ પુત્રો (સહજ, સાહણ ને સમરસિંહ) ધન સાથે મળ્યા, ને (નાનાભાઇ) લાવણ્યસિંહના બે પુત્રો (સામંત ને સાંગણ) પણ આવી ખડા થયા. આ પાંચ પાંડવો તીર્થનો ઉદ્ધાર કરવા જાણે આવ્યા હોય નહિ એમ લોકો બોલતા થયા. સર્વ પ્રતિષ્ઠાસામગ્રી દેસલે રચી ને સં. ૧૩૭૧ (ઉડુપ વાજિ કૃશાનુ સોમ) તપસિ-માઘ માસે શુકલ ચૌદશ સોમવારે વાજિત્ર અને ધવલ ગીત સહિત નાભિનન્દનની સિદ્ધસૂરિએ પ્રતિષ્ઠા કરી. (૬૩૧)

પૂર્વે વજ્રસ્વામિએ પ્રતિષ્ઠા કરેલી અને હમણાં સિદ્ધસૂરિએ કરી. મંદિર આખું મૂલથી યવનોએ પડાવી નાંખ્યું હતું. તેનો ઉદ્ધાર દેસલે કર્યો. પૂર્ણ થયેલ પ્રાસાદના શિખર ઉપર કલશ ચડાવ્યા ને દંડપ્રતિષ્ઠા ગુરૂએ કરી. ત્યાં પહેલાં જાવડિ નાચ્યો હતો તેમ અત્યારે દેસલ સહકુટુંબ નાચતો હતો. અર્થીઓને નાણું સોનું માણિક્ય વસ્ત્ર દેસલે આપ્યાં. મહાપૂજાદિ ક્રિયા કરી વીશ દિવસ રહી તે ગિરિપરથી ઉતર્યો. પદધારી પાચસો ને બે હજાર તપસ્વીઓને બહુમૂલ્ય વસ્ત્રોથી પડિલાભ્યા. સાતસો ચારણો, ત્રણ હજાર બંદિઓ, હજારો ગાયકોને અશ્વ, સુવર્ણ, અને વસ્ત્રનાં દાન કરી સાધુ સમરસિંહે દેસલનું સન્માન કર્યું. (૬૪૧)

હવે સંઘપતિ ઉજ્જયન્ત તીર્થને નમવા ગયો. જીર્ણદુર્ગ (જૂનાગઢ)માં તે વખતે તેનો રાજા મહીપાલદેવ હતો. સમરસિંહના ગુણોથી આકૃષ્ટ થઇ સામો આવ્યો. તેની સમક્ષ તેણે ભેટ ધરી તેને સંતોષ્યો. તે તીર્થમાં પણ દેસલ પૂર્વતીર્થ કરતાં પણ જાણે વધુ પૂજન મહિમા કરીને ગિરિનારથી ઉતર્યો. પછી દેવપત્તન (પ્રભાસ પાટણ)નો અધિપતિ રાજા મુગ્ધરાજ સમરસિંહના દર્શન કરવા ઉત્કંઠિત હતો, તેથી તેની અભ્યર્થનાથી સંઘપતિ સંઘ લઇ દેવપત્તન ગયો ને મુગ્ધરાજ સામો આવ્યો. ત્યાં ચતુર્વિધ સંઘ અને દેવાલય સહિત સંઘપતિ સોમેશ્વર દેવ પાસે આવ્યો. મુગ્ધરાજે ઉત્સવ કર્યો અને એક પ્રહર ત્યાં ગાળ્યો. ત્યાંના મુખ્ય અગ્રેસર જટાધરે (મહંતે) તેમજ ગંડાએ ઘણો ઉત્સવ કર્યો. સંઘપતિએ સંઘને પ્રિયમેલકમાં–પ્રિયના સમાગમમાં–સ્થાપ્યો ને ભવ્ય–સત્યયુગમાં જે ન બન્યું તે આ વેળા બન્યું. કક્કસૂરિએ કહેલું કે 'આ પૃથ્વી પર અનેક સંઘપતિઓ થયા, પણ હે સમર! તારા માર્ગે કોઇ ગયો નથી. શ્રી નાભેયજિનનો ઉદ્ધાર કરી દરેક નગરમાં જતાં તેના સ્વામીઓ સામા આવ્યા અને સોમેશપુરમાં પ્રવેશ કરી તેં તારી કીર્ત્તિ વધારી.' ત્યાં ઘણું દાન દઇ અષ્ટાન્હિકા ઉત્સવ કરી જિન ચૈત્યમાં જિનપૂજા અને સોમેશ્વરદેવના મંદિરમાં તે દેવની પૂજા કરી. (૬૫૨)

પછી સંઘ **દ્વીપ** (**દીવ**) ગયો. ત્યાંનો રાજા **મૂલરાજ** હતો. તેણે જલમાર્ગમાં હોડીઓની સગવડ કરી અને નાવ પર સાદડીઓ મૂકી તે પર દેવાલય રાખી શહેરમાં સંઘને લઇ ગયો; ત્યાં પણ અષ્ટાન્હિકા મહોત્સવ કર્યો પછી સંઘપતિ પુનઃ **શત્રુંજય** આવ્યો. (૬૫૫)

આ બાજુ એમ થયું કે **સિદ્ધસૂરિ** કિંચિત્ રોગથી બાધા પામતા **જીર્ણદુર્ગ**માં રહ્યા. સંઘે કહ્યું કે આયુષ્યની ખબર નથી તો કોઇ શિષ્યને સૂરિમંત્ર આપો. ત્યારે ગુરૂએ કહ્યું કે પાંચ વર્ષ એક માસ અને નવ દિન હજુ મારૂં આયુષ્ય છે ને હું સૂરિને કર્યા વગર દેહમુક્તિ નહિ કરૂં. સંઘે ફરીથી વિનતિ કરી કે સ્થાવર તીર્થ સ્થાપ્યું, હવે જંગમતીર્થ કૃપા કરી સ્થાપો. એટલે **સિદ્ધસૂરિ**એ તે વિજ્ઞપ્તિ માન્ય રાખી. **મેરૂ**ગિરિ નામના શિષ્યને સૂરિપદ સં. ૧૩૭૧ ના ફાલ્ગુન શુકલ પંચમીએ આપી તેમનું કકકસૂરિ નામ રાખ્યું. ત્યાં પાંચ દિન ઉત્સવપુરઃસર રહી પછી ત્યાંથી નીકળી **દેસલ**ના સંઘને **શત્રુંજય**ે જઇ મળ્યા. (૬૬૫)

**શત્રુંજય** મહાતીર્થની પુનર્યાત્રા કરી સંઘપતિ **દેશલ** ગુરૂ સાથે અનુક્રમે શ્રી **પત્તન** આવ્યા; કુલ ૨૭ લક્ષ ને ૭૦ હજાર તીર્થોદ્ધારમાં સંઘપતિ **દેસલે** ખર્ચ્યા. ફરીવાર સં. ૧૩૭૫ માં **દેસલે** સાત સંઘપતિઓ તથા ગુરૂ સાથે મોટાં સર્વતીર્થોની બે વાર યાત્રા કરી. તેમાં બે હજાર માણસો હતાં. (૬૬૯)

**સિદ્ધસૂરિ**એ ત્રણ માસ જેટલું આયુષ્ય બાકી જાણી **દેસલ**ને કહ્યું કે 'તારૂં આયુષ્ય પણ હવે એક માસનું છે. તો હું **ઉકેશપુર** જઇ **કક્કસૂરિ**ને મુખ્ય ચતુષ્કિકામાં શાંતિથી સ્થાપીશ. આપને જો ઇચ્છા હોય તો હમણાંજ ચાલો, કારણકે તે દેવ નિર્મિત **વીર** પ્રભુનું ઉત્તમ તીર્થ છે.' પછી **દેસલ** સાધુ ને મેલવેલા સંઘ સહિત **સિદ્ધસૂરિ**એ **ઉકેશપુર** પ્રત્યે પ્રયાણ કર્યું. રસ્તામાં **દેસલ** સ્વર્ગસ્થ થયા. **સિદ્ધસૂરિ**એ માઘ પૂર્ણિમા દિને મુખ્યસ્થાને સ્વહસ્તે **કક્કસૂરિ**ને સ્થાપ્યા.

ત્યારે **મુનિરત્નને** ઉપાધ્યાયનું, **શ્રીકુમાર** અને **સોમેન્દુને** વાચનાચાર્યનું પદ આપ્યું. **દેસલના** પુત્ર **સહજે** **વીરની** મૂર્તિનો સ્નાત્રાભિષેક અઢાર ગોત્રવાળાને સાથે રાખી કર્યો, અખંડ અન્નસત્રો ખોલ્યાં, સાધાર્મિક વાત્સલ્ય કર્યું. ત્યાં અષ્ટાન્હિકા ઉત્સવ કરી સૂરિ ફલવર્દ્ધિકા (ફલોધી) **સહજ** સાથે ગયા. ત્યાં **પાર્શ્વ** પ્રભુને વાંદ્યા. પછી **પત્તનપુર** (પાટણ) સંઘ સહિત **સૂરિજી** આવ્યા. પોતાનું એક માસ આયુષ્ય બાકી જાણી **સિદ્ધસૂરિએ** કક્કસૂરિને બોલાવી તે જણાવ્યું ને કહ્યું કે આઠ દિન બાકી રહે એટલે સંઘને ખમાવી–ક્ષમાપના પૂર્વક મને અનશન આપવું. અનશન આપવા કહેતાં કક્કસૂરિએ અનશન આપ્યું નહિ એટલે ગુરૂએ પોતે બે અપવાસ કર્યાં, અને અનશન ગ્રહણ કર્યું. તે ૭ દિન પછી કહેલા દિને **સહજ** પ્રમુખ ભક્તિમાન શ્રાવકોએ મૃત્યુ મહોત્સવ કર્યો. ચાર વર્ણોના દરેક બાલ યુવા વૃદ્ધ વંદનાર્થે આવ્યાં. આસપાસના પાંચ યોજનમાં આવેલાં ગામોમાં એવું કોઈ નહિ હોય કે જે વંદના કરવા આવ્યું નહિ હોય. મૃત્યુ કોઈ ન જાણે અને આ સૂરએ જાણી જણાવ્યું તેથી લોકોએ મૃત્યુ મહોત્સવ કરવાનું આદર્યું. ૭ દિવસ સુધીમાં એકવીશ મંડપવાળું વિમાન બંધાવી તેમાં સૂરિ-શરીર રાખ્યું. સ્ત્રીઓના હલ્લીસકથી અને સ્થાને સ્થાને દાંડીયા રાસથી વાદિત્ર આદિ સહિત પુરમાં થઇને કાઢવામાં આવ્યું. શ્રાવકો ખાંધ દેતા ગયા. ચંદન અગર કપૂરથી અગ્નિ સંસ્કાર કર્યો. એ રીતે સં. ૧૩૭૬ના ચૈત્ર શુદ ૧૩ ને દિને સૂરિ સ્વર્ગે ગયા. (૬૭)

હવે કક્કસૂરિ સાંપ્રત ગચ્છને પાલતા હવા, કે જે સૂરિએ શ્રી **નાભેય** જિનના પ્રાસાદમાં મ્લેચ્છોએ આચ્છાદિત લેપ્યમૂર્તિને પુનઃ નિર્માપિત કરાવી સ્થાપી પછી ગુરૂના કહેવાથી **સોપારક** અને કુણગમાં સંઘ સહિત જઇને ઉન્નતિ પ્રાપ્ત કરી; જેમની કૃપાથી **નરપતિએ** સંઘપતિ પદ પોતાના બંધુ **સીધર** સાથે પ્રાપ્ત કર્યું, તેમજ **નરપાલ** સાધુ (શાહે) સંઘાધિપત્ય પ્રાપ્ત કર્યું ને તેના બાઇ કાલૂ નામનાએ ભૂપતિઓનાં મન રંજિત કર્યાં; જેના હસ્તસ્પર્શથી સાધુ **સ્થજ**જૂએ

સંઘાધિપત્યની પ્રાપ્તિ કરી તથા વેસટ ગોત્રના દેવપત્તનમાં રહેલા છાડાએ ઢિલ્લી (દિલ્લી)ના સ્વામીએ પોતાના કામ માટે બોલાવેલા છતાં હસ્તિનાગપુર અને મથુરાનાં તીર્થોમાં યાત્રોત્સવ કર્યો અને જેના આરાધનથી તિલંગ દેશમાં છ લાખ બંદીવાનોને છોડાવી સમરસિંહે દેશમાં પ્રભુતા મેળવી. (૭૦૫)

એવા સર્વે ગચ્છમાં ગૌરવશાલી ગચ્છનાયક કક્કસૂરિ (આ ઉપકેશગચ્છ પ્રબંધના કર્તા) હાલ વિજયવંતા વર્ત્તે છે. તે રત્નપ્રભસૂરિથી યથાક્રમ ૬૭મા સ્થાને થયા. એના ગણમાં પ્રાયઃ અઢારે ગોત્રના શ્રાદ્ધો છે. તે સર્વેની ગોત્રદેવી સચ્ચિકા સ્વીકારાયેલ છે. કોરંટકમાં પ્રબોધેલા બાર ગોત્રો થયા તેની ગોત્રદેવી તરીકે ચક્રેશ્વરી દેવી સદા પૂજાય છે. ગચ્છમાં બીજા પણ શ્રાવકો નામે છુંમા, અંબા, રોહિલ, અર્ચક, ૭ઉ, લાવણ્ગ વગેરે અન્ય ગોત્રના છે. (૭૧૦)

હવે આ ગચ્છની નિશ્રાએ જે પ્રાસાદ (જિન મંદિરો) જ્યાં ત્યાં થયાં તે અસંખ્ય છે, છતાં કેટલાંક સાંભળો:—ઊકેશનગરે વીરમંદિર પ્રથમ થયું ને પછી ત્યાં બે ચૈત્ય થયાં, કોરંટકમાં એક, ઘંધાનદીમાં એક, પ-પયકમાં એક, નવધનમાં એક, રાધામયમાં એક, ધાનાત્રયમાં એક, ઝંબરીમાં એક, નાગપુરમાં એક, કુટિકકૂપમાં એક ને ખટ્ટકૂપપુરમાં એક, ક્ષેમસરમાં એક, સમિયાણકમાં એક, દાનાનકમાં એક, ખેટમાં એક અને શ્રીમાલમાં બે, પાલડી ગામમાં એક, વ્યાઘ્રરાજમાં એક, તેમજ પ્રલ્હાદકૂપ, નદ્દૂલ, પીંપાડ, કિરાટકૂપ, સિનહદિમાં એક એક, મરૂકોટ્ટપુરમાં એક, ઉચ્ચપુરમાં એક, વિક્રમપુરમાં એક, વાગ્ભટમેરૂ (બાહડમેર)માં એક, લો-દકમાં એક, જેસલમેરૂમાં એક, ફલવર્દ્ધિકામાં એક, પુષ્કરિણીમાં એક, એક અજયમેરૂમાં, કેસરકોટ્ટમાં એક, ડંભરેલપુરમાં એક, ગજ્જનકમાં એક, મુગ્ધપુરમાં એક, સિંધુદેશથી તે નાગપુર સહિતમાં પાંચસો થયાં. એક નધ્ય નગરમાં, એક ત્રિભુવનગિરિ પર, એક-એક માંડવદુર્ગમાં ને જયસિંહપુરમાં, ધારામાં વીરમંદિર, આઘાટમાં ત્રણ, ઇષાપાલમાં

એક, **મ**જ્જાપદ્રમાં ઋષભ ચૈત્ય, એક વણીમાં, એક વિયાણિકા ગામમાં, એક **ઝા**ટપદ્રમાં, એક **પાલા**પદ્રમાં, એક **ચ**મવિદ્દિમાં, એક **ભ**દ્દપુરમાં, **ના**ગહ્રદમાં પાર્શ્વમંદિર, બે **પ્ર**લ્હાદનપુરમાં, પુનઃ **પ**ત્તનમાં **વી**રાદિ ત્રણ ચૈત્ય, વિદ્યુત્પુરમાં એક, ગુપ્પદ્દગુરૂમાં એક, **સ**રસ્થાન કંથા તથા **ઘૃ**તઘદ્દિમાં એક, **સા**ચરોદ્દિમાં એક, **સૌ**વર્ણિકમાં એક, **ધી**ણઉજમાં એક ને **સ્ત**ંભતીર્થમાં ત્રણ, **આ**શાપલ્લી, **ભૃ**ગુકચ્છ, **વ**લ્લીપુરી, **ખ**ંગારદુર્ગ, **વા**મનસ્થલીમાં એક એક, **શ**ત્રુંજયના શિખરે બે ચૈત્ય, ને **દે**વગિરિમાં એક જિનાલય થયેલ છે. **ઉ**કેશગચ્છની નિશ્રાએ જે ચૈત્યો હાલ છે તે સર્વ મેં કહ્યાં. આ રીતે **ઉ**કેશગચ્છનો સંબંધ પૂરો થયો. સં. ૧૩૯૩ની શરદ ઋતુમાં કક્કસૂરિએ રચના કરી. **પાર્શ્વ**થી ઉત્પન્ન થયેલ રત્નપ્રભ ગુરૂથી થયેલ મૂલ સંબંધ થયો. આ પ્રબંધ **ભા**વચંદ્ર અને મુનિકલશ ઉપાધ્યાયોએ પ્રથમ લખ્યો. —પંક્તિ ૧૯ વાળી પત્ર ૧૯ની પ્રતિ (કે જે અને જેના પરથી ઉતારેલી નકલ બંને મને શ્રીમાન્ જિનવિજયજી પાસેથી મળી તેમાંથી યોગ્ય બંધબેસતો સાર લઇ અત્રે મૂક્યો છે).

(કક્કસૂરિના આ ઉપકેશ ગચ્છ પ્રબંધના કેટલાક શ્લોકો અને પોતાના નાભિનંદનોદ્ધાર પ્રબંધના પાંચ પ્રસ્તાવના કેટલાક શ્લોકો એક સરખા છે તે જણાવીએ છીએઃ—

શ્લોક ૧૦૬ થી ૧૪૩ તે પ્રસ્તાવ ૨ શ્લોક ૧૯૫ થી ૨૩૦, ૧૭૮ થી ૧૮૫ તે પ્ર૦ ૨—૨૩૧ થી ૨૩૮, ૨૭૧ થી ૨૭૫ તે પ્ર૦ ૨—૨૩૯ થી ૨૪૨, ૫૯૦ પ્ર૦ ૨—૨૬૭, ૬૪૭ પ્ર૦ ૨—૨૦૮, ૬૪૮ પ્ર.૫—૨૧૧, ૬૪૯ પ્ર૦ ૫—૨૦૯, ૬૫૦ થી ૬૫૨ પ્ર૦ ૫—૨૧૪ થી ૨૧૬, ૬૫૪ થી ૬૬૪ પ્ર. ૫—૨૨૬ થી ૨૩૭, ૬૬૫ પ્ર. ૫—૨૪૧, ૬૬૮ થી ૬૯૭ તે પ્ર. ૫—૨૮૪ ને ૨૮૫ ને ૨૮૮ થી ૩૧૫)

---

# ઉપકેશ ગચ્છની પટ્ટાવલી (૨)

(ઉપકેશ-ઊકેશમાંથી ઓસવાલ થયેલ છે અને શ્રી **પાર્શ્વ**નાથ સંતાનીય **રત્નપ્રભ**સૂરિએ આ ઉપકેશ ગચ્છ સ્થાપેલ છે. તેનું મૂલસ્થાન ઉપકેશપુર-**ઊ**કેશપુર-**ઓસીયા** નગરી છે.)

૧ **શ્રી પાર્શ્વનાથ**ના શિષ્ય અને પ્રથમ ગણધર **શુભદત્ત** ૨ તેની પાટે **હરિદત્ત** ૩ **આર્યસમુદ્ર** ૪ **કેશી** ગણધર કે જેમણે પરદેશી રાજાને બુઝવ્યો.

૫ **સ્વયંપ્રભ સૂરિ**—તેમણે **રત્ન**ચૂડ વિદ્યાધરને પ્રબોધી દીક્ષા આપી, ને વીરાત્ પર વર્ષે આચાર્યપદે સ્થાપ્યા ૬ તે **રત્નપ્રભ સૂરિ**—તે પાંચસો શિષ્ય સાથે **ભી**નમાલ આવ્યા. તે નગરનું પૂર્વ નામ **લ**ક્ષ્મી મહાસ્થાન, કૃતયુગ ને ત્રેતાયુગમાં **રત્ન**માલા, દ્વાપરમાં **વીર**નગરી અને કલિયુગમાં **ભી**નમાલ હતું. ત્યાં રાજા **ભી**મસેનના પુત્ર **શ્રી**પુંજનો પુત્ર ઉત્પલકુમાર યા **શ્રીકુ**માર રાજ્ય કરતો હતો ને તેનો બંધુ **સુ**રસુંદર યુવરાજ હતો. તેના અમાત્યો બે ભાઇ નામે **ઊ**હડ ને ઉદ્ધરણ હતા. એક પાસે ૯૯ લાખને બીજા પાસે ૧૮ કોટિ સુવર્ણ દ્રવ્ય હતું. કોટિપતિ નગરમાં અને લક્ષપતિ નગર બહાર વસતા હતા. ઊહડ બીજા ભાઈ પાસે કોટિપતિ થવા ખૂટતા એક લાખ ઉછીના લેવા ગયો. 'તારા વગર નગર ઉજડ હતું કે તું નગરમાં આવી વાસો કરશે?' આમ જવાબ મળ્યો, આથી તેણે નગર બહાર નીકળી ઉજડ જમીનપર જુદું નગર ઉપકેશ નગર વસાવ્યું. ત્યાં રત્નપ્રભસૂરિ જતાં કલ્પ્ય આહાર ન મળે. એવામાં ઊહડના પુત્રનું સર્પદંશથી મૃત્યુ થયું. સૂરિએ તેને જીવતો કર્યો. સવા લાખ શ્રાવકો પ્રતિબોધ્યા. ત્યાં લૂણદ્રહ નામની ડુંગરી પર બંધાતાં નારાયણપ્રાસાદમાંથી મહાવીર પ્રાસાદ બંધાયો. ગાય દૂધ સિંચતી હતી તે સ્થાનમાંથી સૂરિએ કહેલી અવધિ પહેલાં ખોદવાથી જે મહાવીર બિંબ નીકળ્યું તેના હૃદય પર લીંબુ જેવી બે ગાંઠો હતી.

આ પ્રાસાદમાં અને કોરંટ નગરમાં પણ આ અવસરે થએલા મહાવીર ચૈત્યમાં મહાવીર બિંબોની પ્રતિષ્ઠા વીરાત્ ૭૦ શુકલ પંચમી ગુરૂવારે નિજરૂપે અને વૈક્રિયરૂપે એકજ સમયે સૂરિએ કરી. ત્યાં સચ્ચિકાદેવીને પાડા બોકડા વગેરેનો વધ કરી બલિદાન અપાતું તે સૂરિએ બંધ કરાવી દેવીને પ્રતિબોધી સમ્યકત્વવાળી કરી. સૂરિએ વીરાત્ ૮૪ માં સ્વર્ગવાસ કર્યો.

૮ **યક્ષદેવ—માણુભદ્ર** યક્ષને પ્રતિબોધી સંઘનું વિઘ્ન નિવાર્યું.

૯ કક્ક ૧૦ **દેવગુપ્ત** ૧૧ **સિદ્ધ** ૧૨ **રત્નપ્રભ** ૧૩ **યક્ષદેવ** ૧૪ **કક્ક—મ**હાવીરબિંબના હૃદયપરની બે ગ્રંથીઓ કાઢી નાંખીએ તો બિંબ સારૂં થઇ રહે એમ ધારી કોઇએ તે કઢાવી એટલે તેમાંથી રકતધારા છૂટી. સૂરિએ અપવાસ કરી શાસનદેવીની આરાધના કરી. દેવીએ આવી જણાવ્યું કે નગરનો હવે ભ્રંશ થશે, ગચ્છવિરોધ થશે. રકતધારા બંધ થવા માટે તેણીએ અમુક વિધિ સૂચવી ને ૧૮ ગોત્રનો મેલ કરવા કહ્યું. વિધિથી રકતધારા બંધ થઇ. ૧૮ ગોત્રનો મેલ થયો. તેનાં નામ ૧ તાતહડ, ૨ બાપણા, ૩ કર્ણાટ, ૪ વલ, ૫ મોરાક્ષ, ૬ કુલહટ, ૭ વિરિહટ, ૮ શ્રીમાલ, ૯ શ્રેષ્ઠિ, ૧૦ સુચંતી, ૧૧ આઇચણા, ૧૨ ચારવેડીઆ, ૧૩ ભાદ્ર, ૧૪ ચીંચટ (દેશલહરા શાખા) ૧૫ કુંભટ, ૧૬ કનોજીયા, ૧૭ ડિંડભ ૧૮ લઘુ શ્રેષ્ઠિ.

૧૫ **દેવગુપ્ત** ૧૬ **સિદ્ધ** ૧૭ **રત્નપ્રભ** ૧૮ **યક્ષદેવ—** વીરાત્ ૫૮૫ બાર વર્ષના દુકાળમાં વજ્રસ્વામી શિષ્ય વજ્રસેન સ્વર્ગસ્થ થતાં આ સૂરિએ ચાર શાખા સ્થાપી. (૧ નાગેંદ્ર, ૨ ચંદ્ર, ૩ નિવૃત્તિ ૪ વિદ્યાધર)

૧૯ કક્ક ૨૦ **દેવગુપ્ત** ૨૧ **સિદ્ધ** ૨૨ **રત્નપ્રભ** ૨૩ **યક્ષદેવ** ૨૪ કક્ક ૨૫ **દેવગુપ્ત** ૨૬ **સિદ્ધ** ૨૭ **રત્નપ્રભ** ૨૮ **યક્ષદેવ** ૨૯ કક્ક ૩૦ **દેવગુપ્ત** ૩૧ **સિદ્ધ.**

૩૨ **રત્નપ્રભ** ૩૩ **યક્ષદેવ** ૩૪ **કકુદાચાર્ય** તેના પટ્ટે **દેવગુપ્તાચાર્ય** તેના પટ્ટે **સિદ્ધાચાર્ય**—એ પાંચ ઉપકેશ ગચ્છાધિપ આચાર્યનાં મૂલ

ામ છે. તેના પટ્ટે કક્કસૂરિએ બાર વર્ષ સુધી આયંબિલ તપ કર્યું. ક્ત પાંચ નામમાંથી રત્નપ્રભ અને યક્ષદેવનાં નામ સચ્ચિકા દેવીના ચનથી બંધ રાખ્યાં ને ત્રણ નામ ઉત્તરોત્તર ચાલુ થયાં. ઉપકેશગણની ૨ શાખાનાં નામ અપાયાં:—૧ નાગેંદ્ર ૨ ચંદ્ર ૩ નિવૃતિ ૪ વિદ્યાધર—ને ધાને ૧ સુંદર, ૨ પ્રભ, ૩ કનક, ૪ મેરૂ, ૫ સાર, ૬ ચંદ્ર, ૭ ાગર, ૮ હંસ, ૯ તિલક, ૧૦ કલસ, ૧૧ રત્ન, ૧૨ સમુદ્ર, ૧૩ લ્લોલ, ૧૪ રંગ, ૧૫ શેખર, ૧૬ વિશાલ, ૧૭ રાજ, ૧૮ કુમાર, ૯ દેવ, ૨૦ આનંદ, ૨૧ આદિત્ય, ૨૨ કુંભ. કક્કસૂરિએ આબુ ર્વત આસપાસ તૃષાથી પીડાતા સંઘને માટે દંડ સ્થાપનથી જલ કટાવ્યું; ભરૂચમાં સાધર્મિક વાત્સલ્ય—સંઘ જમણમાં જેસલપુરથી I આણ્યું,

૩૫ **દેવગુપ્ત.** તેના પદ મહોત્સવે **જયતિલક** આદિ પાંચ પાધ્યાય સ્થાપ્યા. ઉક્ત **જયતિલકે શાંતિનાથ** ચરિત્ર રચ્યું. ૩૬ **સેદ્ધ** ૩૭ **કક્ક** ૩૮ **દેવગુપ્ત** ૩૯ **સિદ્ધ** ૪૦ **કક્ક** ૪૧ **દેવગુપ્ત** . ૯૯૫ વર્ષે તે ક્ષત્રિય વંશમાં થયેલ ને વીણા વગાડવામાં તત્પર હેવાથી ક્રિયાશિથિલ થતાં ચતુર્વિધ સંઘે તેની પાટે વીસ વસાવાળા—સા એવા ૪૨ **સિદ્ધસૂરિ** સ્થાપ્યા ૪૩ **કક્ક**—પંચ પ્રમાણ ગ્રંથના ર્તા ૪૪ **દેવગુપ્ત** સં. ૧૦૭૨ ૪૪ **સિદ્ધ—નવપદ પ્રકરણ** ને તે ૨ સ્વોપજ્ઞ ટીકા રચનાર ૪૬ **કક્ક** ૪૭ **દેવગુપ્ત** ૪૮ **સિદ્ધ** ૪૯ **કક્ક**

૫૦ **દેવગુપ્ત સં. ૧૧૦૮.** ભીનમાલમાં ભેંસા સાહે તેમના :મહોત્સવમાં સાત લાખ ધન ખર્ચ્યું, કારણકે તે ગુરૂના પાદપ્રક્ષા-નનું જલ વિષાપહાર કરતું એવી લબ્ધિ તેનામાં હતી. પૂર્વે ડિંડુ-ણ પુરે ભેંસાશાહની ભાર્યા છાણાં થાપતી તે ગુરૂપદેશે બાળવામાં ાવતાં રૂપાનાં થઈ જતાં તેમાંથી ગદહિયા સિક્કા કાઢયા. ભેંસા-હની માતા શત્રુંજયની યાત્રાએ જતાં ખરચી ખુટતાં પાટણમાં ધર શ્રેષ્ઠિની પાસે ખરચની માગણી કરીને પૂછતાં પોતે ભેંસાશા-ી માતા છે એમ જણાવ્યું, તેણે મશ્કરી કરી કે અમારે ત્યાં

પાણી લાવે છે તેની માતા! માતા-ધન લઈ યાત્રા કરી ઘેર જઈ પુત્રને તે વાત જણાવી. ભેંસાશાહે સામાન્ય વેષે પાટણ જઈ તે શેઠને પૂછ્યું 'રૂપું લેશો?' શેઠે ઉત્તર આપ્યો 'જેટલું લાવ તેટલું લઈશ'. ભેંસાશાહે રૂપાના ગધઈયા પુષ્કળ લાવી ધર્યા. શેઠ એટલા બધાની કિંમત આપી ન શકયો એટલે પાટણના બધા શ્રેષ્ઠિને ભેગા કરી તે દ્વારા ભેંસાશાહને વચનથી છોડવા વિનતિ કરી તે શેઠ ચરણે પડયો. ગુર્જર ભૂમિમાં મહિષ—ભેંસા-પાડાથી પાણી લાવવાનું બંધ કરાવી ભેંસાશાહે તેને વચનથી મુક્ત કર્યો; ને પોતાનું તે ધન સાત ક્ષેત્રમાં વાપર્યું. આથી 'ગાદિયા' એવી શાખા થઈ.

૫૧ **સિદ્ધ** ૫૨ કક્ક સં. ૧૧૫૪, કે જેણે હેમસૂરિ કુમારપાલના વચનથી કૃપાહીન મુનિઓને દેશ બહાર કઢાવ્યા. (લેખ સં. ૧૧૭૨ બુ. ૨ નં. ૯૧૭)

૫૩ **દેવગુપ્ત**—તેણે લક્ષ દ્રવ્ય તજી દીક્ષા લીધી હતી ૪૪ **સિદ્ધ**

૫૫ કક્ક સં. ૧૨૫૨-તેણે **મરોટ** કોટ પ્રકટ કર્યો (મરૂ કોટ પ્રત્યે જતાં માર્ગમાં તૃષાતુર સંઘ માટે, જલ પ્રકટ કર્યું સં. ૧૨૫૬ માં પ્રલ્હાદકૂપપુરના **ને**મિનાથ દેવાલયના શિખરે પ્રતિષ્ઠા કરી; (લેખ સં. ૧૨૫૬ ના. ૧)

૫૬ **દેવગુપ્ત** ૫૭ **સિદ્ધ** ૫૮ કક્ક ૫૯ **દેવગુપ્ત** ૬૦ **સિદ્ધ** ૬૧ કક્ક ૬૨ **દેવગુપ્ત** ૬૩ **સિદ્ધ** ૬૪ કક્ક ૬૫ **દેવગુપ્ત** (લેખ સં. ૧૩૫૩ ના. ૧) તથા ૬૬ **સિદ્ધ**. સં. ૧૩૩૦ માં. **ચી**ચટ ગોત્રે ઉબરરાયે સ્થાપેલા આબુની તળેટીમાં આવેલા વરણી નામના સુંદર નગરમાંથી શા દેશલે શત્રુંજય આદિ સાત તીર્થમાં ચૌદ કોટિ દ્રવ્યના ખર્ચે ચૌદ યાત્રા ચૌદ વાર કરી. પ્રથમ દેવગુપ્તસૂરિ અને તેના પટ્ટધર **સિદ્ધ**સૂરિ પ્રમુખ સમગ્ર સુવિહિત સૂરિના હસ્તે **દેશલ**ને 'સંઘપતિ' તિલક કરાવ્યું. કહ્યું છે કે

**श्री देशल: सुकृतपेशलवित्तकोटि**

**चंचच्चतुर्दश जगज्जनितावदातः ।**

**शत्रुंजय प्रमुखविश्रुतसप्ततीर्थः**
**यात्रा चतुर्दश चकार महामहेन ॥**

તેના પુત્રો **સમરા** અને **સહજાએ** **વિમલવસતિનો** ઉદ્ધાર સં. ૧૩૭૧ માં કર્યો તથા બીજી પણ તીર્થયાત્રા કરી સંઘપતિનું પદ લીધું એમ ઉપદેશ રસાલમાં કહ્યું છે. સાહ **દેસલે** **પાલ્હણપુરમાં** **સિદ્ધસૂરિનો** પદ મહોત્સવ કર્યો. તે સૂરિએ **સમરાના** આગ્રહથી **શત્રુંજય** પર છઠ્ઠો ઉદ્ધાર કરી શ્રી **આદિનાથની** પ્રતિષ્ઠા કરી. [સં. ૧૩૭૧ માઘ શુદ ૧૪ સોમવાર. સ્વ૦ સં. ૧૩૭૬ ચૈત્ર શુદ ૧૪ પાટણ. આ **સિદ્ધસૂરિના** લેખ **સં**. ૧૩૪૫-૬ ના. ૩; સં. ૧૩૫૬-૭૩ બુ. ૨)

૬૭ **કક્ક**—જેનો પદ મહોત્સવ સં. ૧૩૭૧ (ફા. શુ. ૫ દિને જુનાગઢ) સાહ **સહજાગરે** (?મંત્રી ધારસિંહે) કર્યો. તેણે ગચ્છપ્રબંધ રચ્યો તેમાં **દેશલના** પુત્રો **સમરા** અને **સહજાનાં** ચરિત્ર છે. (વળી **નાભિનંદનો**-દ્ધાર પ્રબંધ સં. ૧૩૯૩ માં કાંજરોટપુરમાં રચ્યો તેમાં દેશલ, સમરા, સહજા આદિનાં વૃત્તાંત છે,) [લેખ સં. ૧૩૭૮ જ. નં. ૧૩૫, ૧૪૩, સં. ૧૩૭૯–૮૦–૮૮ બુ. ૧ નં. ૩૧૨, ૭૧૧ ને ૭૦૬; સં. ૧૩૮૦–૭–૧૪૦૦ બુ. ૨; સં. ૧૩૮૦–૫ ના. ૨; સં. ૧૩૮૬-૯૧ ના. ૩, સં. ૧૪૦૧–૫ ના. ૧.; સં. ૧૪૦૩ જૈ. સ. પ્ર. ૪ પૃ. ૫૯૭.

૬૮ **દેવગુપ્ત**—કવિ, સિદ્ધાંતપારગામી, શાસ્ત્રજ્ઞ. તેનો પદ-મહોત્સવ ઢિલી-દિલ્હીમાં સં. ૧૪૦૯ માં પાંચ સહસ્ર સુવર્ણ ખર્ચી કર્યો. (લેખ સં. ૧૪૧૪–૫૨ જિ. નં ૨૭ ને ૫૧૬; સં. ૧૪૨૨–૩૨–૩૯–૬૮ બુ. ૨; સં. ૧૪૩૦ ના. ૩; સં. ૧૪૪૬–૬૮–૮૧ વિ.; સં. ૧૪૬૮–૭૦–૮૪–૮૬ ના. ૨; સં. ૧૪૭૧ ના. ૧; સં. ૧૪૮૬ જ. નં. ૬૨૨

૬૯ **સિદ્ધ**—તેનો પદ મહોત્સવ સં. ૧૪૭૫ માં અણહિલ પાટક પત્તને **ચોરવેડીયા** ગોત્રે સાહ ઝાવા **નીવાગરે** કર્યો. (લેખ સં. ૧૪૮૦–૫–૯–૯૫ ના. ૧; સં. ૧૪૮૨–૯૧-૩ ના. ૨; સં.

૧૪૮૪–૫–૯–૯૩ બુ. ૧ નં. ૧૦૧૨, ૧૧૭૫, ૧૦૩૦, ૩૫૧; સં. ૧૪૮૫–૯૪ ના. ૩.

૭૦ **કક્ક**—તેનો પદ મહોત્સવ સં. ૧૪૯૮ માં **ચિત્રકૂટ–ચિતો**ડમાં **ચોર**વડીયા ગોત્રે સાહ **સાર**ંગ અને સોનાગર **રાજા**એ કર્યો. તેણે ૧૪૪૪ થી અધિક કુચ્છ મધ્યે 'અમારિ' પ્રવર્ત્તાવી. તેણે **વીરભદ્ર** (યક્ષ) ને પ્રતિબોધ્યો. તે સંસ્કૃત પ્રાકૃતના જ્ઞાતા વિદ્વાન હતા. (તેના લેખ સં. ૧૪૯૮–૧૫૦૭–૧૪ ના. ૩; સં. ૧૪૯૯–૧૫૧૧–૨–૫–૯–૨૪ ના. ૧; સં. ૧૪૯૯–૧૫૦૪–૮–૯–૧૮–૨૦–૨૫ બુ. ૨; સં. ૧૫૦૧–૨–૪–૫–૬–૭–૧૦–૧૧–૧૨–૧૩–૧૪–૧૭–૧૯ બુ. ૧ નં. ૧૪૫, ૬૮૫ ને ૮૩૨, ૧૩૩ ને ૭૪૭, ૯૦૪, ૧૩૦૫, ૭૦૦, ૮૫૮, ૧૨૩૯, ૫૫૩, ૮૭૬, ૭૨૭, ૫૦૫; સં. ૧૫૦૩–૫–૬–૭–૮–૯–૧૨–૧૭–૨૦–૨૧–૨૪ ના. ૨; સં. ૧૫૦૪–૭–૯–૧૪–૧૭–૨૦ વિ.; સં. ૧૫૦૬ જ. નં. ૬૩૮; સં. ૧૫૦૭–૧૯ જૈ. સ. પ્ર. ૫ પૃ. ૧૬૧ ને ૧૬૩.

૭૧ **દેવગુપ્ત**—તેનો પદ મહોત્સવ નવેસરથી **જોધપુર**માં **શ્રેષ્ઠિ** ગોત્રે મંત્રી **જયતાગરે** સં. ૧૫૨૮ માં કર્યો. **પાર્શ્વનાથ** પ્રાસાદ અને પૌષધશાલા કરાવ્યાં. **શત્રુંજય** યાત્રા કરી. પાંચ પાઠક (ઉપાધ્યાય) સ્થાપ્યા તેનાં નામ–૧–ધનસાર ૨, દેવકલ્લોલ, ૩ **પદ્મતિલક**, ૪ **હંસરાજ**, ૫ **મતિસાગર**.

(લેખ સં. ૧૫૦૨–૪–૧૯–૨૧–૭૨ બુ. ૧ નં. ૧૦૬૫, ૫૬૩, ૧૦૯૪, ૭૭૦, પૃ. ૧૩૨; સં. ૧૫૨૮–૩૪–૫–૭–૪૪–૬–૫૮–૯ ના. ૨; સં. ૧૫૨૮–૪૬–૯–૫૬–૮–૯–૬૨–૩ ના. ૧; સં. ૧૫૩૦–૩–૬ બુ. ૨; સં. ૧૫૩૨ જૈનયુગ ૫ પૃ. ૪૬૯; સં. ૧૫૩૮–૪૨ ના. ૩; સં. ૧૫૦૭ જૈ. સ. પ્ર. ૫ પૃ. ૧૬૧.

તેમના સમયમાં ૭૦ મા **કક્ક સૂરિ** શિષ્ય **ધર્મહંસ** શિષ્ય **ધર્મરુચિ**એ સં. ૧૫૬૧ માં **અજાપુત્ર** ચો. રચી જુઓ પૃ. ૫૩૭. તેમના શિષ્ય **સિંહકુલે** સં. ૧૫૫૦ માં **મુનિપતિ** ચરિત્ર ગૂ. પદ્યમાં રચ્યું. પૃ. ૫૧૫.)

૭૨ **સિદ્ધ**—તેનો પદ મહોત્સવ સં. ૧૫૬૫ માં મેદિનીપુર-મેડતામાં શ્રેષ્ઠિ ગોત્રના મંત્રી દશરથના પુત્ર મંત્રી લોલાગરે કર્યો.

(લેખ સં. ૧૫૬૬-૭-૭૧-૨-૪-૮૮-૯૨-૬ ના. ૨; સં. ૧૫૬૮ બુ. ૨; સં. ૧૫૭૯ બુ. ૧ નં. ૧૦૮, સં. ૧૫૭૯-૮૫ ના. ૧

તેમના સમયમાં દેવકુમાર-કર્મસાગર-(ઉક્ત) દેવકલ્લોલ શિષ્ય **દેવકલશે** સં. ૧૫૬૯ માં **ઋષિદત્તા ચો.** રચી (૧-૧૨૦), ને રત્નસમુદ્ર ઉ૦ના શિષ્ય કવિ **સહજસુંદરે** સં. ૧૫૭૦-૨ ને તે આસપાસ કેટલીક ગૂ૦ પદ્યકૃતિઓ રચી (૧-૧૨૦) આ સિદ્ધસૂરિના શિષ્ય ઉ. **હર્ષસમુદ્રના** શિષ્ય **વિનયસમુદ્રે** સં. ૧૫૮૩ થી સં. ૧૬૦૫ માં ગૂ૦ પદ્યકૃતિઓ રચી (૧-૧૬૮ ને પૃ. ૬૨૫)

૭૩ **કક્ક**—જોધપુરમાં સં. ૧૫૯૯ માં ગચ્છનાયક થયા ને તેનો પદમહોત્સવ શ્રેષ્ઠિ ગોત્રે મંત્રી જગાના પુત્ર મંત્રી ધર્મસિંહે કર્યો.

૭૪ **દેવગુપ્ત**—તેમનો પદ મહોત્સવ સં. ૧૬૩૧ માં શ્રેષ્ઠિગોત્રે મંત્રી સહસવીરના પુત્ર મંત્રી દેદાગરે કર્યો. (લેખ સં. ૧૬૩૪ના. ૧)

૭૫ **સિદ્ધ**—સં. ૧૬૫૫ ચૈત્ર શુદિ ૧૩. શ્રેષ્ઠિ ગોત્રે મહામંત્રી શ્રી ઠાકુરસિંહે વિક્રમપુર (વીકાનેર) માં તેમનો પદ મહોત્સવ કર્યો.

(લેખ સં. ૧૬૫૯ ના. ૧. તેમના સમયમાં ૭૨મા સિદ્ધસૂરિમાં ઉલ્લેખેલ દેવકલ્લોલ ઉ૦ ના શિષ્ય પદ્મસુંદર-દેવસુંદર-પુન્યદેવ શિષ્ય **કર્મસિંહે** **નર્મદાસુંદરી ચો.** સં. ૧૬૭૮ માં દશાડામાં રચી (૧-૫૦૯)

૭૬ **કક્ક**—સં. ૧૬૮૯ ફા. શુ. ૩. શ્રેષ્ઠિ ગોત્રે ઉક્ત મંત્રી ઠાકુરસિંહના પુત્ર મંત્રી સાવલકે તથા તેની પત્ની સાહિબદે એ તેમનો પદ મહોત્સવ કર્યો.

૭૭ **દેવગુપ્ત**—સં. ૧૭૨૭ મૃગશિર શુદ ૧૦. તેમનો પદ મહોત્સવ શ્રેષ્ઠિ ગોત્રે મંત્રી ઇશ્વરદાસે કર્યો.

૭૮ **સિદ્ધ**—શ્રેષ્ઠિ ગોત્રે મંત્રી સગતસિંહે પટ્ટાભિષેક સં. ૧૭૬૭ મૃગશિર શુદિ ૧૦ કર્યો.

૭૯ કક્ક—સં ૧૭૮૩ આષાઢ વદિ ૧૩ દિને પદમહોત્સવ મંત્રી દોલતરામે કર્યો.

૮૦ **દેવગુપ્ત**—સં. ૧૮૦૭. (ઉક્ત) મુહતા દોલતરામજીએ પદ મહોત્સવ કર્યો.

૮૧ **સિદ્ધ**—સં. ૧૮૪૭ મહા શુદિ ૧૦ પટ્ટાભિષેક. મુહતા શ્રી ખુશાલચંદ્રે પદ મહોત્સવ કર્યો.

૮૨ **કક્ક**—સં. ૧૮૯૧ ચૈત્ર સુદ ૮ પટ્ટાભિષેક, પદમહોત્સવ વૈદ્ય મુહતા ઠાકુરસુત મુહતા સિરદારસિંહના ગૃહે વીકાનેરમાં સમસ્ત સંઘે કર્યો.

૮૩ **દેવગુપ્ત**—સં. ૧૯૦૫ ભાદરવા શુદિ ૧૩ સોમે પટ્ટાભિષેક, શ્રેષ્ઠિ ગોત્રે વૈદ્ય મુહતા શાખાના પ્રેમરાજના પરિવારના હડીસિંઘ ઋષભદાસ મેઘરાજનો ઉસ્સંગ (ખોળો) લઇને ફલોધીમાં સમસ્ત વૈદ્ય મુહતાએ તેનો ઉત્સવ કર્યો.

૮૪ **સિદ્ધ**—સં. ૧૯૩૫ માઘ વદિ ૧૧ પટ્ટાભિષેક શ્રેષ્ઠિ ગોત્રે વૈદ્ય મુહતા શાખાના ઠાકુરના પુત્ર મહારાવ હરિસિંઘે પદ મહોત્સવ વૃદ્ધ ગૃહ મધ્યે વીકાનેરમાં ધાંસીવાલા સુરજમલ હાથે સંઘ સહિત થયો. તેની કૃપાથી હું કલ્પવાચના કરૂં છું. (લેખ સં. ૧૯૪૦ ના. ૨)

[જૈન સાહિત્ય સંશોધક ખંડ ૨, અંક ૧ માં છેવટના ૧૧ પૃષ્ઠના ભાગમાં સંસ્કૃત ઉપકેશ ગચ્છીયા પટ્ટાવલી છપાઇ છે તેના સાર રૂપે તેમના વિદ્વાન્ સંપાદક મુનિશ્રી જિનવિજયજીની રજા લઇને અત્ર આપેલ છે. તે મૂલ પટ્ટાવલીનું ઉદ્ધરણ પટ્ટાવલી સાર સમુચ્ચયમાં અક્ષરશઃ પ્રકટ થયું છે. આ સારમાં લેખાદિની સામગ્રી મેં એકઠી કરી મૂકી છે. વિશેષમાં સંશોધન કરતાં—

[**દેવગુપ્ત**—કક્કસૂરિ શિષ્ય જિનચંદ્રગણિ અપરનામ કુલચંદ્રગણિ ને પછીથી થયેલ દેવગુપ્તાચાર્યે સં. ૧૦૭૩ માં પત્તનમાં નવપદ લઘુવૃત્તિ અને નવતત્ત્વ પ્રકરણ રચ્યાં (જૈ, સા. ઇ. પારા

૨૮૨) જ્યારે ઉપર ૪૪ મા **દેવગુપ્ત** ને ૪૫ મા **સિદ્ધને નવપદ પ્રકરણ** ને તે પર સ્વોપજ્ઞ ટીકા રચનાર જણાવ્યા છે તે બરાબર નથી.

કક્ક—જૈ. સા. ઇ. પારા ૩૭૩ માં ઉલ્લેખેલા તે ઉપરના ૫૨ મા **કક્ક** હોઇ શકે.

**યશોદેવ**—દેવગુપ્ત-કક્ક-સિદ્ધ-દેવગુપ્તસૂરિના શિષ્ય. પૂર્વનામ ધનદેવ. સં. ૧૧૬૫ માં **દેવગુપ્તસૂરિકૃત નવપદ પ્રકરણ** પર વૃત્તિ પર બૃહદ્વૃત્તિ, સં. ૧૧૭૪ માં પાટણમાં **નવતત્ત્વ** પ્રકરણ પર વૃત્તિ, સં. ૧૧૭૯ માં પ્રાકૃતમાં **ચંદ્રપ્રભ** ચરિત્ર રચ્યાં. (જૈ. સા. ઇ. પારા ૩૩૧) આ સૂરિનું ઉક્ત પટ્ટાવલીમાં નામ નથી, તેના ગુરૂભાઇ **સિદ્ધસૂરિએ** સં. ૧૧૯૨ માં **ક્ષેત્રસમાસવૃત્તિ** રચી. કે જે ઉપરના નં. ૫૪ મા **સિદ્ધ** હોય.

**સિદ્ધ**—યક્ષદેવ-કક્ક-સિદ્ધ-દેવગુપ્તસૂરિ શિષ્ય **સિદ્ધસૂરિ** પાસે **સમરાશાહે આદીશ્વરની** પ્રતિષ્ઠા સં. ૧૩૭૧ માં શત્રુંજય પર કરાવી. (જૈ. સા. ઇ. પારા ૬૨૧) આ નં. ૬૬ મા **સિદ્ધસૂરિ** છે. ગુરૂ-પરંપરા ને સમરાશાહની હકીકત સરખાવવા યોગ્ય છે. જુઓ સમરા રાસુ, નાભિનંદનોદ્ધાર પ્રબંધ કે જે પરથી જૈ. સા. ઇ. માં મેં લખેલ છે ને જે પરથી પંડિતશ્રી **લાલચંદ્ર** ભ. ગાંધીએ 'શ્રી શત્રુંજયતીર્થનો ઉદ્ધારક સમરસિંહ' એ નામનો વિસ્તૃત નિબંધ-લેખ લખેલો ને જૈનયુગ વર્ષ ૧ પૃ. ૧૦૨, ૧૮૩, ૨૫૫, ૪૦૩ માં પ્રકટ કરાવેલો તેની હકીકત તદ્દન વિશ્વસનીય છે.]

## ઉપકેશ-દ્વિવંદનીક ગચ્છ પટ્ટાવલી (૩)

[ઉપકેશ ગચ્છ દ્વિવંદનીક એટલે શ્રી **પાર્શ્વનાથ** અને શ્રી **મહાવીર** બંનેને વંદનાર-માનનાર કહેવાતો-એટલે ખાસ દ્વિવંદનીક-વિવંદનીક-એ વંદણીક એ નામના ગચ્છથી ઓળખાઇને થયેલ આચાર્યોની પટ્ટાવલી તેમના લેખો પરથી તૈયાર કરી અત્ર આપી છે:]

**સિદ્ધિ-સિદ્ધ સૂરિ**. સં. ૧૩૨૪ નં. ૧૫૧૧ બુ. ૧.

**દેવગુપ્ત** સં. ૧૪૭૯ નં. ૭૯૬ બુ. ૧

**હીરાનંદ**—તેની પાટે **દેવચંદ્ર** સં. ૧૫૦૬ નં. ૨૧૨ બુ. ૧

**દેવગુપ્ત** સં. ૧૫૦૮ નં. ૭૬૮ બુ. ૧ તેની પાટે.

**સિદ્ધિ-સિદ્ધ**—(વૃદ્ધ શાખા) સં. ૧૫૧૨ વિ; તથા ના. ૨; સં. ૧૫૧૪-૧૬-૧૭-૩૧-૩૩-૩૭ નં ૪૪૩, ૬૪, ૨૩૨, ૧૦૨-૧૧૧-૧૮૮-૪૭૯, ૧૧૭૩, ૮૪૪ બુ. ૧; સં. ૧૫૨૨-૨૪-૩૧ બુ. ૨; સં. ૧૫૨૧ આત્માનંદપ્રકાશ ૮ પૃ. ૧૮૬.

**કક્ક**—સિદ્ધાચાર્ય સંતાને-સિદ્ધિસૂરિ પાટે સં. ૧૫૨૪ ના. ૨; સં. ૧૫૫૨ નં. ૧૫૭ બુ. ૧; સં. ૧૫૬૦-૧ બુ. ૨; સં. ૧૫૬૬ ના.૧.

**દેવગુપ્ત**—સિદ્ધાચાર્ય સંતાને સં. ૧૫૬૭ બુ. ૨; સં. ૧૫૭૦-૭૩-૯૯ નં. ૧૦૭૮, ૧૦૮૫, ૧૧૧૫ બુ. ૧; સં. ૧૫૮૩ ના. ૧

**કક્ક**—સં. ૧૫૮૯ બુ. ૨;

---

## ૧૦ કોરંટક ગચ્છની પટ્ટાવલી

[ આ ગચ્છનો ઉલ્લેખ ઉપકેશ ગચ્છ પટ્ટાવલીમાં પૃ. ૨૨૪૦ પર થયો છે; તેમાં **નન્નાચાર્ય** સ્થાપક યા નામપ્રતિષ્ઠ આચાર્ય જણાય છે, કારણકે 'નન્નાચાર્ય સંતાને' એમ જણાવી જૂનામાં જૂના મળતા સં. ૧૨૧૨ના લેખમાં તેમજ પછીના લેખોમાં પ્રતિષ્ઠાચાર્ય પોતાની ઓળખાણ આપે છે. તે ગચ્છના આચાર્યોના ઉપલબ્ધ લેખો પરથી તે ગચ્છની પટ્ટાવલી આ રીતે નિપજાવી છે:—]

**નન્નસૂરિ**—નન્નાચાર્ય સંતાને થયા. તેની પાટે

**કક્ક**—સં. ૧૨૧૨ જ. તેની પાટે

**સર્વદેવ**—સં. ૧૩૧૨-૩૨ બુ. ૨, સં. ૧૩૧૭ ના. ૨; સં. ૧૩૪૦ ના. ૧

**વજ્ર**—સં. ૧૩૮૪ ના. ૩

**નન્ન**—સં. ૧૩૮૭-૮૯ જ., સં ૧૩૯૭ નં. ૧૫૪ બુ. ૧ તેની પાટે

**કક્ક**—સં. ૧૩૮૯-૯૨ જ; સં. ૧૩૯૪ વિ.; સં. ૧૪૦૮ જ. સં. ૧૪૦૯ ના. ૨; સં. ૧૪૨૭ નં. ૧૫૨ બુ. ૧

**સાવદેવ**—સં. ૧૪૩૭ ના. ૨

**નન્ન**—સં. ૧૪૬૬ વિ; સં. ૧૪૫૬ નં. ૩૬૨ બુ. ૧

**કક્ક**—સં. ૧૪૮૪ ના. ૨ તેની પાટે

**સાવદેવ**—સં. ૧૪૯૯–૧૫૦૪–૦૯–૧૧–૧૩–૨૦–૨૧–૨૫–૩૦–૩૧ બુ. ૧ નં. ૧૦૨૭, ૧૨૨૪, ૧૦૯૨, ૨૦૧ ને ૧૧૪૮, ૭૩૬, ૧૪૧૮, ૧૪, ૮૨૫ ને ૧૨૦૩, ૮૧૧, ૯૫૫ ને ૧૪૧૭; સં. ૧૪૯૧–૬–૧૫૦૯–૧૫–૩૦–૩૧ બુ. ૨; સં. ૧૪૯૨ ને ૧૫૦૬ ના. ૧; સં. ૧૪૯૧–૯૬–૧૫૦૬–૮–૯–૧૮–૩૨ ના. ૨. તેમના સમયમાં પજૂન (?નન્ન) સૂરિનો લેખ સં. ૧૫૧૯ નં. ૬૯૭ બુ. ૧ મળે છે.

**નન્ન**—સાવદેવસૂરિની પાટે થયા. સં. ૧૫૪૯–૬૯–૭૩ બુ. ૨; સં. ૧૫૫૨ નં. ૮૬૨ બુ. ૧; સં. ૧૫૫૩ ને ૧૫૬૭ ના. ૨

**કક્ક**—સં. ૧૫૭૯ ના. ૧; સં. ૧૫૯૫ ના. ૩ ને બુ. ૧ નં. ૪૫૫ ને ૬૦૭

**નન્નસૂરિ**—સં. ૧૬૧૧–૨ બુ. ૨.

[ઉપર્યુક્ત છેલ્લા સાવદેવ–સર્વદેવ સૂરિ કોરંટા ગચ્છના તપા ગચ્છમાં ભળ્યા હોય. સવદેવ સૂરિનો સં. ૧૫૨૫નો લેખ 'કોરંટા તપા ગચ્છે' એ પ્રમાણે વિ.માં નં. ૩૮૭ ઉપલબ્ધ છે.]

---

## ૧૧ તપાગચ્છની રત્નશાખા પટ્ટાવલી

મૂળ ઉપકેશ ગચ્છ કે જે દ્વિવંદણીક–બે વંદણીક ગચ્છ એટલે કે **પાર્શ્વનાથ** અને શ્રી **મહાવીર** બંનેને વંદના કરનારો ગચ્છ પણ કહેવાતો તેના સ્થાપક **રત્નપ્રભસૂરિ** શ્રી **પાર્શ્વનાથ** પ્રભુના ગણધરની પરંપરામાં થયા, અને તેની ૩૮ મી પાટે દેવગુપ્તસૂરિ થયા ને તેના શિષ્ય **કક્કસૂરિએ** તે ગચ્છમાંથી નીકળી **તપાગચ્છમાં** ભળી **રાજવિજયસૂરિ** નામ સ્વીકાર્યું ને પછી તેના પટ્ટધર **રત્નવિજય** સૂરિ થયા; અને તેના શિષ્યોનાં નામ રત્નાંતવાળાં અપાયાં. એ રીતે **રત્નશાખા** થઇ.

રત્નપ્રભસૂરિથી ૩૮ મા દેવગુપ્તસૂરિનાં નામ મને મળેલા એક લેખપત્રમાં આપેલાં છે તે ઉપકેશગચ્છની પટ્ટાવલી પ્રમાણે બરાબર મળતાં નથી. તે પત્રમાં તપાગચ્છની પટ્ટાવલી પ્રમાણે પ્રથમ શ્રી સુધર્મ સ્વામીથી ૩૦ મા રવિપ્રભ સુધી નામો બરાબર આપીને શ્રી વર્દ્ધમાન-મહાવીર પ્રભુને પહેલા ગણી રવિપ્રભને તે રીતે ૩૧ મા ગણી, પછી ઉપકેશગચ્છના રત્નપ્રભસૂરિને ૩૨ મા જણાવી ઉક્ત પટ્ટધર દેવગુપ્તસૂરિને ૬૯ મા ગણાવ્યા છે નીચે જણાવ્યા પ્રમાણે:—

૩૨ **રત્નપ્રભસૂરિ**, ૩૩ **ઉદયવર્દ્ધન**, ૩૪ **ગુણવર્દ્ધન**, ૩૫ **દેવરત્ન**, ૩૬ **આણંદસુંદર**, ૩૭ **શુભવર્દ્ધન**, ૩૮ **જયપ્રભ**, ૩૯ **અજિતપ્રભ**, ૪૦ **ચંદગુપ્ત**, ૪૧ **સુગુણરત્ન**, ૪૨ **વિનયવર્દ્ધન**, ૪૩ **લક્ષ્મીવર્દ્ધન**, ૪૪ **ગુણસુંદર**, ૪૫ **વિનયસુંદર**, ૪૬ **હર્ષપ્રભ**, ૪૭ **સમુદ્રગુપ્ત**, ૪૮ **ભદ્રગુપ્ત**, ૪૯ **ઉદ્યોતરત્ન**, ૫૦ **માણિક્યસુંદર**, ૫૧ **વિમલપ્રભ**, ૫૨ **આનંદવર્દ્ધન**, ૫૩ **શિવસુંદર**, ૫૪ **ધર્મગુપ્ત**, ૫૫ **વિમલરત્ન**, ૫૬ **અમૃતવર્દ્ધન**, ૫૭ **આનંદરત્ન**, ૫૮ **ઇંદ્રિગુપ્ત**, ૫૯ **દેવગુપ્ત**, ૬૦ **કક્ક**, ૬૧ **સિદ્ધ**, ૬૨ **દેવગુપ્ત**, ૬૩ **કક્ક**, ૬૪ **સિદ્ધ**, ૬૫ **દેવગુપ્ત**, ૬૬ **કક્ક** ૬૭ **સિદ્ધ**.

(બિવંદણિક ગચ્છના સિદ્ધસૂરિના લેખ સં. ૧૫૧૨ થી ૧૫૩૭ સુધીના મળે છે તે માટે ઉપર પૃ. ૨૨૮૬ જુઓ.)

૬૮ **ધનવર્દ્ધન** (લેખ સં. ૧૫૩૭ નં. ૧૦૧૪ બુ. ૧; સં. ૧૫૪૪ નં. ૮૮૬ બુ. ૧.)

૬૯ **દેવગુપ્ત**—તેણે ગુજરાતના સુલતાન શાહ **બહાદરનું** સુખાસન (પાલખી) માણસોના ઉપાડયા વગર વિદ્યાબળે ચલાવ્યું, બળદ વગર કૂવામાંથી વિદ્યા વડે જલ આણ્યું, કાષ્ઠપંચાલિકા—કાષ્ઠપૂતલીથી વાયુવ્યંજન-વીંઝણો કરાવ્યો એટલે વાયુ ઢોળાવ્યો, વડને સાથે ચલાવ્યો-આ સર્વ પ્રત્યયો-પરચા જોઇ બહાદર રાજાએ તુષ્ટ થઇ

પુર ગ્રામ આદિ દેવા માંડતાં નિર્લોભી ગુરૂએ ન લેવાથી કંબલરત્ન ગુરૂના મસ્તકે નાંખ્યું. ત્યારથી જૈનસૂરિઓ માથે કાંબલ ધારણ કરે છે. બાદશાહે બારેજામાં જૂની પોશાલને ધન ખર્ચી કુવા બાગ સહિત નવી કરાવી આપી, ને ત્યાં બે વખત આવી માન આપ્યું. સૂરિએ બારેજા-માં **માણિભદ્ર**ની સ્થાપના કરીને ઉપદ્રવ ટાળ્યો કે જે સ્થાન હજુ છે ને ત્યાં નાત જમે છે. આ બેવંદણિક ગચ્છનાં **શાંતિનાથ** બિંબ ત્યાં છે.

૭૦ કક્ક—તેણે શાહ **મહમુંદ** નૃપનું આતપત્ર (છત્ર) ચાલતું કર્યું. (ઉદયરત્નના કહેવા પ્રમાણે બાદશાહની બીબીને સાપ કરડયો, તે ઉતાર્યો.) ચૌદશ પૂર્ણિમા વિવાદમાં ચતુર્દશીએ પાખી કરવી સત્ય છે, એમ અન્ય પણ વિદ્યા ચમત્કારો જોઇને તુષ્ટ થયેલ **મહમુંદ** નૃપે તેનું નામ '**રાજવલ્લભ સૂરિ**' આપ્યું. કાકર દેશના **તી**રવાડા ગામમાં **શ્રી**માલી **દેવદત્ત** પિતા, **દેવલદે** માતા, સં. ૧૫૬૪માં જન્મ, નામ **રામકુમાર**, સં. ૧૫૭૧ માં વ્રત, સં. ૧૫૮૪ માં સૂરિ પદ. **માલવી** ઋષિના આચાર જોઇને સં. ૧૬૧૩ માં શિથિલ માર્ગ મૂકી દઇને બારેજાનો પોતાનો રાખેલ મહાપરિગ્રહ તજીને ક્રિયોદ્ધાર કર્યો. જેમણે પૂર્વે ક્રિયોદ્ધાર કર્યો છે એવા લઘુશાલીય (તપા) આચાર્ય શ્રી **આનન્દ**વિમલસૂરિ પાસે સં. ૧૬૧૫ માં યોગોદ્વહન કર્યું. તે વખતે તે સૂરિએ તેને **રાજવિજયસૂરિ** નામ આપ્યું. આમ **આનન્દ** વિમલસૂરિ, પાટવી **વિ**જયદાનસૂરિ અને યુવરાજ **રા**જવિજયસૂરિ– એમ ત્રણ સૂરિઓ વિચરતા થયા. સં, ૧૫૯૮ માં માલવા ગયા ત્યાં દિગંબર **જયાજી**ને જીત્યો. સં. ૧૬૧૦ માં ગુજરાતમાં આવ્યા. **વિ**જયદાનસૂરિએ શિરોહીમાં હીરહર્ષને સૂદિ પદ આપી **હી**રવિજય સુરિ નામ આપ્યું. **રા**જવિજયસૂરિ ને ખેદ થયો. તેઓ સં. ૧૬૨૪ માં ઝીંઝુવાડામાં સ્વર્ગસ્થ થયા.

૧ **રાજવિજય**—ઉપર્યુક્ત કક્કસૂરિ પછી રાજવલ્લભસૂરિ ને પછી આ રાજવિજયસૂરિ તે આ **તપાગચ્છ**ની **રત્ન** શાખાના મૂળ પુરૂષ

ગણાય છે ને તેના નામ પરથી તેનો ગચ્છ **રાજવિજયસૂરિ** ગચ્છ પણ કહેવાય છે.

૨ **રત્નવિજય**—સારંગપુરના શ્રીમાલી દેશાઇ અખયરાજ પિતા, કમલાબાઇ માતા, નામ રત્નકુમાર, સં. ૧૫૯૪માં જન્મ, સં. ૧૬૧૩માં વ્રત, સં. ૧૬૨૪માં કમલકલશ શાખાના લક્ષ્મીરત્નસૂરિ પાસે સૂરિ પદ. ત્યારથી તે સૂરિના નામ પરથી '**રત્નશાખા**' સ્વીકારાઇ. સં. ૧૬૭૫માં જહાંગીર બાદશાહની સાથે મુલાકાત. અને તેજ વર્ષમાં કાર્તિક ચોમાસા દિને શ્રીપુર–અમદાવાદમાં સ્વર્ગવાસ.

૩ **હીરરત્ન**—સીથાના ઓસવાલ પિતા જસવીર, માતા ખીમાદે, નામ હીરકુમાર, જન્મ સં. ૧૬૨૦, વ્રત સં. ૧૫૩૩ અમદાવાદમાં, વાચક પદ સં. ૧૬૫૭, સૂરિપદ શ્રીપુર (અમદાવાદ)માં પાસવીર ભાર્યા–દાડિમદે શ્રાવિકાએ કરેલા ઉત્સવપૂર્વક સં. ૧૬૬૧ વૈ. શુદિ ૨, ગુરૂના મરણ પછી અમદાવાદમાં જુદો ઉતારો, પાલડીમાં બાછડાશાહની વારમાં ને કાસંદ્રામાં ઉપાશ્રય કર્યા. ખેડામાં પોશાલ ક્ષેત્ર કર્યું. જયતલપુરે ચોમાસું, સૂર્યપુર એટલે ઝીંઝુવાડા, હલવદ, સીથા, ખંભાલીયા, દશાડા, અમરાવતીમાં પોતાના ઉપાશ્રમ કરાવ્યા. સ્વર્ગવાસ રાજનગર–અમદાવાદમાં સં. ૧૭૧૫ શ્રા. શુદિ ૧૪–૧૫ સોમે. તેમની સ્થાપના શ્રીપુર–અમદાવાદની આસખાનની–આસારવાની વાડીમાં છે.

૪ **જયરત્ન**—કંબોઇના શ્રીમાલી પિતા હીરજી, માતા હીરાદે, નામ જયરાજ, જન્મ સં. ૧૬૬૭, દીક્ષા બાવીસ વર્ષની ઉંમરે સં. ૧૬૮૯, પટ્ટધર સં. ૧૭૧૫, શત્રુંજય યાત્રા સં. ૧૭૨૭, સ્વર્ગવાસ ઝીંઝુવાડામાં સં. ૧૭૩૪ ચૈત્ર સુદ ૧૧. અગ્નિસંસ્કાર ત્યાંના ઝીલાણુંદમાં ને ત્યાં થુભ થઇ.

૫ **ભાવરત્ન**—મરૂધરના સોનગઢથી પૂર્વે સાત ગાઉ દૂર ગઢાં ગામના પોરવાડ પિતા સાહ દેવરાજ, માતા નવરંગદે, જન્મ સં. ૧૬૯૯, નામ ભીમકુમાર, વ્રત સં. ૧૭૧૪ **અમદાવાદમાં હીરરત્ન**

સૂરિ હાથે, દીક્ષા-નામ ભાવરત્ન. [તેમના સમયમાં હીરરત્નસૂરિ-લબ્ધિરત્ન-સિદ્ધિરત્ન-મેઘરત્ન-અમરરત્ન-શિવરત્નના શિષ્ય કવિ ઉદયરત્ને સં. ૧૭૪૩માં પાટણના ફોફલીયાવાડાના ઉપાશ્રયમાં જ્ઞાનસાગર કૃત શુકરાજ રાસની પ્રત અને સં. ૧૭૪૬માં અમદાવાદમાં ધર્મમંદિરકૃત દયાદીપિકા ચોપઈની પ્રત લખી (પૃ. ૧૧૨૭ તથા ૧૨૪૪) ને તેમણે અનેક ગૂ૦ પદ્યકૃતિઓ રચી છે તે માટે જુઓ (૨-૩૮૬, પૃ. ૧૩૪૯). ઉદયરત્નના ભ્રાતા ને સિદ્ધિરત્ન-રાજરત્ન-લક્ષ્મીરત્ન-જ્ઞાનરત્ન શિષ્ય હંસરત્ને અમદાવાદના ઝવેરીવાડામાં ઉદયરત્ન કૃત દામનક રાસની પ્રત સં. ૧૭૮૨માં લખી (પૃ. ૧૩૬૦) અને રચેલી કૃતિ માટે જુઓ (૨-૫૬૧, પૃ. ૧૪૫૦) આ ભાવરત્ન સૂરિના શિષ્ય મતિરત્ને આણંદકૃત અર્હન્નક રાસની પ્રત સૂર્યપુર-ઝીંઝુવાડામાં સં. ૧૭૫૧માં લખી (૨-૧૨૫ ને પૃ. ૧૧૮૦); વળી તે સૂરિના શિષ્ય શાંતિરત્ન-હસ્તિરત્ન-કનકરત્ન-સુબ્ધિ (સુબુદ્ધિ) રત્ન-ધર્મરત્ન-હર્ષરત્ને સુજ્ઞાનસાગર કૃત ઢાલમંજરીની પ્રત સં. ૧૮૫૨માં લખી (પૃ. ૧૧૨)

૬ **દાનરત્ન**—હુગેલીમાં ઓસવાલ દૂગડ ગોત્રના મહેતા કર્મસિંઘ પિતા, આણંદબાઈ માતા, નાગોરમાં જન્મ. (તેમણે સં. ૧૮૦૭માં ખેડામાં વિનય-યશોવિજયકૃત શ્રીપાલ રાસની પ્રત લખી -પૃ. ૧૧૧૦; તેમના શિષ્ય કલ્યાણરત્ને ઉદયરત્નકૃત મલયસુંદરી રાસની પ્રત સં. ૧૭૯૬માં લખી-પૃ. ૧૩૫૪. તેમના સમયમાં સં. ૧૭૯૪ જ્યેષ્ઠ શુદિ ( ) દિને ભીડભંજન પાર્શ્વનાથ ચૈત્ય ઉપાશ્રય ધર્મશાલાદિ સહિત ઉદયરત્નના ઉપદેશથી બંધાયું.)

૭ **કીર્ત્તિરત્ન**—સં. ૧૮૨૧માં સંપ્રતિ વિજયરાજ્યે એમ કહી ઉક્ત લેખપત્રનાં નામ અહીં સમાપ્ત થાય છે.—જૈનયુગ ૩ પૃ. ૪૦૬. બીજી પટ્ટાવલીના પાનામાં સં. ૧૮૨૧માં વિદ્યમાન. [તેમના શિષ્ય બુદ્ધિરત્ન-કાંતિરત્ને વિનય-યશોવિજય કૃત શ્રીપાલ રાસની પ્રત ઝીંઝુવાડામાં સં. ૧૮૬૧માં લખી-પૃ. ૧૧૧૦; બીજા શિષ્ય મયારત્ને સં. ૧૮૨૮માં ઉદયરત્નકૃત મલયસુંદરી રાસની પ્રત લખી-પૃ.

૧૩૫૪ તથા સં. ૧૮૪૩માં ઉદયરત્ન કૃત ધર્મબુદ્ધિ પાપબુદ્ધિ રાસની પ્રત લખી પૃ. ૧૩૫૬. તે મયારત્ન–સોભાગ્યરત્ન–રાજેંદ્રરત્ન–તેજરત્ન–ગુણરત્ને દેવરત્નકૃત ગજસિંહ રાસની પ્રત સં. ૧૮૯૩માં સૂર્યપુર–ઝીંઝુવાડામાં લખી–પૃ. ૬૩. આ સૂરિના ત્રીજા શિષ્ય કલ્યાણરત્ન–કુશલરત્ન–રંગરત્ને ઉદયરત્નકૃત જંબૂ રાસની પ્રત સં. ૧૮૬૩માં લખી (૨–૩૮૯) તેમના સમયમાં હીરરત્નસૂરિ-ધનરત્ન–તેજરત્ન–જોધરસ્ન–લાવ- ણ્યરત્ન–ગોવિંદરત્ને ગુણહર્ષ કૃત મહાવીર સ્ત.ની પ્રત સં. ૧૮૬૧ માં લખી (૧–૧૯૫)

આ સૂરિના ગુરૂભાઇ મલુકરત્ન, મયારત્ન અને સોભાગરત્ન હતા. મલુકરત્નના શિષ્ય રાજરત્ને આ સૂરિના વાંચવા માટે ઉદયરત્નકૃત મુનિપતિ રાસની પ્રત સં. ૧૮૧૯માં લખી; સોભાગરત્ન શિષ્ય રાજેંદ્રરત્ન–તેજરત્ને ઉદયરત્નકૃત યશોધર રાસની પ્રત સં. ૧૮૯૦માં લખી. પૃ. ૧૩૫૪. તે તેજરત્ના શિષ્ય ગુણરત્ને ઉક્ત મુનિપતિરાસની પ્રત સં. ૧૮૯૨માં લખાવી–પૃ. ૧૩૫૧. ઉદયરત્ન–ઉત્તમરત્ન–જિનરત્ને ઉદયરત્નકૃત સુદર્શન રાસની પ્રત સં. ૧૭૯૩માં, તેનાજ મલયસુંદરી રાસની પ્રત સં. ૧૭૯૪માં લખી-પૃ. ૧૩૬૩ને ૧૩૫૩. તે જિનરત્નના શિષ્ય અમરરત્ને ઉદયરત્ન કૃત યશોધર રાસની પ્રત સં. ૧૮૧૮માં લખી–પૃ. ૧૩૫૪; તે જિનરત્ન–ખેમારત્ન–રાજરત્ન–હીરારત્ને ઉદયરત્નકૃત ભાવરત્નસૂરિ આદિ રાસ કે જેમાંથી ઉપરના નં. ૩૮ દેવગુપ્તસૂરિથી કીર્ત્તિરત્ન સૂરિનાં વૃત્તાંત લઇ મૂકેલાં છે તેની પ્રત સં. ૧૮૯૪માં લખી–પૃ. ૧૩૫૮. તે રાજરત્નના બીજા શિષ્ય મયાંકરત્ને સં. ૧૮૯૬માં ખેડામાં ઉદયરત્નકૃત જંબૂ રાસની પ્રત લખી પૃ. ૧૩૪૯]

આ સૂરિ પછીના પટ્ટધરોનાં માત્ર નામ અનુક્રમે નીચે પ્રમાણે મળે છે:—

૮ **મુક્તિરત્ન** ૯ **પુણ્યોદયરત્ન** ૧૦ **અમૃતરત્ન** ૧૧ **ચંદ્રોદયરત્ન** ૧૨ **સુમતિરત્ન** કે જેના નામથી ખેડામાં લાયબ્રેરી સં.

૧૯૦૪માં સ્થપાઇ સાર્વજનિક ઉપયોગમાં સુવ્યવસ્થિત ચાલે છે. તે આ વીસમી સદીમાંજ થોડાં વર્ષો પહેલાં સ્વર્ગસ્થ થયા.

(જુઓ જૈન યુગ પુ. ૩ પૃ. ૩૫૪ ને ૪૦૧માં 'અમારો ખેડાનો જ્ઞાનપ્રવાસ' એ નામનો મારો લેખ. ઉપરના ૬૯મા દેવગુપ્તની ને ૭૦મા કક્કસૂરિ ને ત્યાર પછી થયેલા ૧લા રાજવિજય સૂરિથી ૬ઠા દાનરત્ન સૂરિની હકીકત કવિ ઉદયરત્ને સં. ૧૭૭૦માં બારેજામાં શરૂ કરી ખેડામાં પૂરા કરેલા પોતાના શ્રીભાવરત્નસૂરિપ્રમુખ પાંચ પાટ-વર્ણન ગચ્છ પરંપરા રાસમાંથી લઇને સાર રૂપે મૂકી છે. આ રાસની સં. ૧૮૯૪ની પ્રત મારી પાસે છે.)

---

# પૂરવણી

---

## ૨ ક વૃદ્ધ (પૌશાલિક) તપાગચ્છની પટ્ટાવલી

[ આ પટ્ટાવલી જૈન ગૂર્જરકવિઓ બીજા ભાગના પૃ. ૭૩૧ થી ૭૪૨ માં આપેલી છે તે પૈકી પૃ. ૭૪૦ માં કૌંસમાં જણાવેલ છે કે 'અહીં સુધી આવી **પટ્ટાવલી અટકે** છે, પટ્ટાવલીઅપૂર્ણ ઉતરી લાગે છે.' આ પટ્ટાવલી સંપૂર્ણ શ્રીમાન્ જિનવિજયજી પાસેથી મળી આવી છે તેથી જ્યાંથી અટકેલ ત્યાંથી શરૂ કરીને અહીં તેનો સાર આપવામાં આવેલ છે.]

**૫૩ રત્નસિંહ**—'સુલતાન પાસે કોઇએ કહ્યું કે રાજનગરના અધિકારી રત્ના ફૂતા વણિકના ગુરૂ રત્નસિંહ નામના વિશેષજ્ઞાતા છે તેને જો ફૂતાશાહ બોલાવવા જાય તો જરૂર આવી સર્વ ઉપદ્રવનું નિવારણ કરે. સુરતાણે ફૂતાસાહને મોકલી ગુરૂને બોલાવતાં તે આવ્યા. પ્રથમ વયમાં ત્યાગી થનાર ગુરૂની સાથેના વાર્ત્તાલાપથી સુલતાન ચમત્કૃત થયો ને પગે પડયો. કંઇ માગણી કરવા કહ્યું. નિર્ગ્રન્થને દ્રવ્યાદિક લેવું કલ્પે નહિ અને અમારા દર્શનના (સાધુ) સુલ-

તાનના સર્વ દેશમાં સુખેથી વિચરી શકે એમ ઇચ્છા જણાવી. સુલતાને સંમતિ આપી ફરમાન કાઢી ગુરૂને આપ્યું. કેટલાક દિવસો જીવ દયાના પળાય તેનું પણ ફરમાન આપ્યું. સાધુઓ સ્વસ્વસ્થાને ગયા, શાહે રાત્રે યોગિનીઓનો ઉપદ્રવ ટાળવાનું કહેતાં ગુરૂએ ૬૪ યોગિની પર પાંસઠીયાનો સર્વતોભદ્ર યંત્ર કરી 'આદૌ નેમિજિનં નૌમિ' એ શબ્દોથી શરૂ થતું સ્તોત્ર રચ્યું. યંત્રને શાહના માથા પર રાખી સ્તોત્ર પઢતા ગયા ને ઉપદ્રવ ગયો ને શાહિકુલમાં શાંતિ થઇ. તે સમયે ગુરૂપ્રતાપે જૈનશાસનને મહાસુખ પ્રવર્ત્યું. રત્નસિંહ-સૂરિના મહાપંડિત એવા **શિવસુંદર** ગણિ આદિ શિષ્યો થયા. શિવ-સુંદરના કરસ્પર્શથી દક્ષિણના સુલતાનના શરીરના મહારોગની શાંતિ થઇ, શિષ્ય મહોપાધ્યાય ઉદયધર્મ ગણિએ **વાક્યપ્રકાશ** ગ્રંથ રચ્યો ને બીજા પૈકી ચારિત્રસુંદરસૂરિ આદિ શિષ્ય થયા કે જેમણે મહીપાલ કુમારપાલ આદિનાં સંસ્કૃત ચરિતો રચ્યાં.

**૫૪ ઉદયવલ્લભ**—રત્નસિંહસૂરિના શિષ્યોમાં ત્રણ આચાર્ય થયા હતા 'સમસ્યા શત્રુકાર' એ બિરૂદવાળા હેમસુંદરસૂરિ તે પૈકી એક આચાર્ય, બીજા આચાર્ય તેમના પટ્ટધર ઉદયવલ્લભસૂરિ, કે જે બાલપણથી અષ્ટાવધાની હતા, વળી જેમણે અઢાર લિપિ લખતાં વાંચતાં જાણતાં અઢાર વર્ષે સૂરિપદ પ્રાપ્ત કર્યું.

**૫૫ જ્ઞાનસાગર**—વિમલનાથ ચરિત્ર પ્રમુખ અનેક નવા ગ્રન્થ રચનાર. તેમના મુખથી મંડપદુર્ગ (માંડવગઢ)ના વ્યવહારી (વણિક) કે જેને પાતસાહ ખિલચી મહિમ્મદ ગ્યાસદ્દીન સુલતાને 'નગદલમલિક' નામનું બિરૂદ આપ્યું હતું તે સંગ્રામ સોનીએ પાંચમા (ભગવતી) અંગને સાંભળી 'ગોયમ' એ નામનાં જેટલાં પદો આવ્યાં તેટલાં સર્વે પર દરેક પદ દીઠ એક સુવર્ણ ટંક મૂકતા ગયા—આમ થયેલા છત્રીશ હજાર સુવર્ણ ટંકો થયા તે આ આચાર્યના ઉપદેશ પ્રમાણે માલવામાં મંડપદુર્ગ આદિ પ્રતિનગરે ગુજર્જરધરામાં અણહિલપુર પત્તન, રાજનગર, સ્તંભતીર્થ, ભૃગુકચ્છ પ્રમુખ દરેક નગરમાં ચિત્કોશ

(પુસ્તકભંડાર) સ્થાપ્યા. તેમના ઉપદેશથી સમ્યકત્વ સ્વદાર સંતોષ વ્રતવાળા સંગ્રામ સોનીએ વંધ્ય આમ્રવૃક્ષને ફલિત કર્યો. તેની વાત એમ છે કે એક સમયે સુલતાન વનક્રીડાર્થે વાડીમાં ગયો ત્યાં વંધ્ય આંબાને કોઇએ બતાવતાં તેણે તેને મૂળમાંથી ઉખેડી નાંખવા હુકમ કર્યો. સંગ્રામ સોનીએ જણાવ્યું કે આ વૃક્ષ એમ વિનતિ કરે છે કે જો હું આવતા વર્ષે ફળું નહિ તો આપ જેમ યોગ્ય લાગે તેમ કરજો. તેનો જામીન કોણ એ પ્રશ્નના ઉત્તરમાં સંગ્રામ સોની પોતે જામીન થયા. તે એક વર્ષે ફળ ન આપે તો શું કરવું તેના જવાબમાં જેમ વૃક્ષનું કરવા ધાર્યું તેમ મારૂં કરજો એમ સોનીજીએ કહ્યું. સુલતાને તે વૃક્ષ આસપાસ વૃક્ષનું તે શું કરે છે તે પર લક્ષ રાખવા પાંચ માણસો રાખ્યા. સંગ્રામ સોની ત્યાં હમેશ પોતાના પહેરેલા વસ્ત્રના આંચળાથી પ્રક્ષાલિત જલ વડે તે આંબા પર સિંચન કરતા ને કહેતા 'હે આમ્રતરૂ! જો હું સ્વદાર–સંતોષવ્રતમાં દૃઢચિત્ત હોઉં તો બીજા આંબા ફળે તે પહેલાં તારે ફળવું, નહિ તો નહિ'. આમ છ માસ જલસિંચન ચાલ્યું. વસંત ઋતુ આવી. સૌથી પહેલા આ આંબો પુષ્પિત ને ફલિત થયો ને તેનાં ફલ સંગ્રામ સોનીએ સુલતાન પાસે ધર્યાં. સુલતાનને ખાત્રી થતાં તેનું બહુ સન્માન દરબારમાં કરી ઉત્સવપુરઃસર તેને ઘેર મોકલ્યો. આથી સંગ્રામ સોનીનો યશ બહુ વિસ્તર્યો. તે છયે દર્શનને માટે કલ્પતરૂ જેવો હતો. દા. ત. ગુર્જરધરાનો એક જન્મદારદ્રી વિપ્ર તેની દાનવૃત્તિ સાંભળી મંડપદુર્ગે આવતાં સંગ્રામ સોનીએ પૂછ્યું 'દ્વિજરાજ! ક્યાંથી પધાર્યા છો?' વિપ્ર કહે 'હું તો ક્ષીરસાગરનો સેવક છે. તેણે તમારા નામનો લેખ આપી મોકલ્યો છે.' 'તો વાંચો તે લેખ'. તે લેખમાં એવું હતું કે

स्वस्ति प्राचीदिगंता प्रचुरमणिगणै र्भूषितः क्षीरसिंधुः
क्षोण्यां संग्राम रामं सुखयति सततं वाग्भिराशीयुताभिः ।
लक्ष्मीं रत्नस्तनूजा प्रवरगुणयुता रूपनारायणत्वं
कीर्तें रासक[illegible] भवता मन्यसे किं वदामः ॥

આ સાંભળી સંગ્રામ સોનીએ સર્વ અંગનાં આભરણ સહિત લક્ષનું દાન કર્યું. પછી વિપ્ર આમ તેમ જોવા લાગ્યો ત્યારે 'આપ શું જુઓ છો ?' એ પ્રશ્નના જવાબમાં તેણે કહ્યું કે મારા જન્મ-મિત્ર દારિદ્રયને જોઉં છું. વિશેષમાં સાંભળો !

योगंगामतरत्तथैव यमुनां यो नर्म्मदां शर्म्मदां
का वार्त्ता सरिदंबुलंघनविधेर्यश्चार्णव स्तीर्णवान्
सोऽस्माकं चिरसंचितो पि सहसा श्री रूपनारायण !
त्वद्दानांबुनिधिप्रवाहलहरीमग्नो न संभाव्यते ॥

આ સાંભળી ફરી એક લક્ષનું દાન વિપ્રને સોનીએ આપ્યું. આ રીતે જ્ઞાનસાગર સૂરિના ઉપદેશથી ઘણા શ્રદ્ધાળુઓએ અનેક પુણ્યકૃત્યો કર્યાં.

૫૬ **ઉદયસાગર**—આ સૂરિએ પણ પાંચ આચાર્યો સ્થાપ્યા હતાઃ—લબ્ધિસાગર શીલસાગર ચારિત્રસાગર ધનસાગર અને ધનરત્ન. તે પૈકી પ્રથમના પટ્ટધર થયા.

૫૭ **લબ્ધિસાગર**—તેમને લોકોએ કૃષ્ણસરસ્વતી બિરૂદ આપ્યું. પ્રાકૃત ચતુર્વિંશતિ જિન સ્તવ રત્નકોશ, પૃથ્વીચંદ્ર ચરિત્ર, યશોધર ચરિત્ર આદિ નવ્ય ગ્રંથના કર્ત્તા.

૫૮ **ધનરત્ન**—શ્રીમાલી જ્ઞાતિના સાધુ (સાહ) સમધરના પુત્ર મંત્રી વીપાની ભાર્યા અધકૂથી જન્મ. લઘુશાલીય ગચ્છનાયક હેમવિમલસૂરિના શિષ્ય, 'શતાર્થી' નામનું બિરૂદ ધરનાર, તથા પાતશાહ શ્રી બહાદુરશાહે 'સહસ્રાર્થી' એ બિરૂદ જેને આપ્યું છે તે પં. હર્ષકુલગણિએ ધનરત્નસૂરિને મળતાં હર્ષથી સંસ્કૃત પંદર વૃત્તવાળી તેમની સ્તુતિ રચી. તેમણે સ્થાપેલા આચાર્ય સૌભાગ્યસાગર સૂરિના શિષ્ય ઉદયસૌભાગ્ય ગણિએ હેમપ્રાકૃત ઢુંઢિકા રચી.

૫૯ **અમરરત્ન**—પત્તનનગર વાસી વિંશતિ (વીસા) પ્રાગ્વાટ જ્ઞાતિના સાધુ અચલ ને ભાર્યા ચંદ્રાવલીથી જન્મ. તેઓ સવા લાખ હેમ શબ્દાનુશાસનના નિર્ણય આપનાર હતા. તેમણે ચાર આચાર્ય

શાખા—૧ **તેજરત્ન** ૨ **દેવરત્ન** ૩ કલ્યાણરત્ન ૪ **સૌભાગ્યરત્ન.** તેથી ત્રણ શાખા થઇ.

૬૦ **તેજરત્ન**—તેમને સૂરિ પદ ધનરત્નસૂરિએ આપેલ હોઈ તેમને પોતાના ગુરૂ ગણતા હોવાથી એક રીતે અમરરત્નસૂરિ તેના ગુરૂભાઈ થાય. સ્તંભતીર્થ (ખંભાત)ના સાધુ (સાહ) વીપક ભાર્યા કરમાઈથી જન્મ. તેમના ઉપદેશથી વાગડ દેશના ભૂષણ રૂપ ગિરિપુર–ડુંગરપુર વાસી વ્યવહારી રાજ્યકાર્યમાં અગ્રણી હુંબડ જ્ઞાતિમાં ઉત્તમ એવા સાધુ (સાહ) **નાકરે** સાગવાટક (સાગવાડા) નગરમાં વિમાન જેવું શિખરબદ્ધ શ્રી **પાર્શ્વનાથ** ચૈત્ય કરાવ્યું. તેમાં શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ વગેરે જિનબિંબોની મોટી પ્રતિષ્ઠાના ઉત્સવપૂર્વક એ સૂરિએ પ્રતિષ્ઠા કરી. તેમના ઉપદેશથી બીજા શ્રદ્ધાળુઓએ પ્રતિષ્ઠા, સંઘપતિતિલક આદિ અનેક ધર્મકૃત્યો કરાવ્યાં. આ એક શાખા થઈ.

**દેવરત્ન**—તેનાથી બીજી શાખા થઈ. **સીરો**હી નગરીમાં સાધુ દીપક પ્રિયા ચંગાદેથી જન્મ. તેમના ઉપદેશથી અમદાવાદ–રાજનગર વાસી સાધુ દેવચંદ્ર શ્રાવિકા **પ્રી**મલદેએ પ્રૌઢ પ્રતિષ્ઠા ઉત્સવ કર્યો.

—ધનરત્નસૂરિ શિષ્ય ઉ૦ ભાનુમેરૂ ગણિના માણિક્યરત્ન ઉપાધ્યાય નામના શિષ્ય ને મારા લઘુ ભાઈ તે સહિત મેં નયસુંદર (પ્રસિદ્ધ કવિ નં. ૧૬૫ પૃ. ૨૫૪ જૈન ગૂ. કવિઓ ૧ ભાગ) નામના ઉપાધ્યાયે ગુરૂચરણ કમલને પ્રણામ કરી ભક્તિયુક્ત થઈ ગુરૂ પરિપાટી પ્રકાશિત કરી. આમ બૃહત્તપોગણગુર્વાવલી સ્વાધ્યાય સમાપ્ત થઈ.



**સમાપ્ત.**

# જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ.

## અભિપ્રાયો.

[ આ લેખકના પૂર્વ ત્રણ ગ્રન્થોઃ-(૧) જૈન ગૂર્જર કવિઓ પ્રથમ ભાગ (૨) જૈન ગૂર્જર કવિઓ બીજો ભાગ (૩) જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ-સંબંધી ઉપલબ્ધ અભિપ્રાયો પૈકી (૧) ના (૨) ની અંતે અને (૨) ના (૩) ની અંતે પ્રકટ થયા છે. (૩) ના સંબંધી સર્વ ઉપલબ્ધ અભિપ્રાયો તેમજ (૧) અને (૨) સંબંધી વિશેષ મળેલા મતો નીચે સમુચ્ચયે પ્રકટ કરવામાં આવે છે. ]

**૧. પંડિત શ્રી લાલચંદ્ર ભગવાનદાસ ગાંધી**—(જૈન પંડિત, પ્રાચ્યવિદ્યામંદિર, રાવપુરા રોડ, વડોદરા).

'આવો અત્યુપયોગી મહાન ગ્રંથ પ્રકાશિત કરી જૈન શ્વે૦ કૉ૦ સંસ્થાએ પોતાની કીર્ત્તિને અધિક ઉજ્જવલ અને ચિરસ્થાયી વ્યાપક બનાવી છે-એમ નિઃસંકોચ કહી શકાય, તથા આવા દળદાર મહાભારત ગ્રંથને પણ 'જૈન સાહિત્યના સંક્ષિપ્ત ઇતિહાસ' લેખાવનાર લેખકના આ સાહસિક પરિશ્રમ માટે સહસ્રશઃ ધન્યવાદ આપ્યા સિવાય કેમ ચાલે? અનેક પ્રસિદ્ધ વિદ્વાન લેખકોની કૃતિયોમાંથી વિવેકપૂર્વક સાર તારવી વિશિષ્ટ શૈલીથી યોજાયેલી આ કૃતિ અનેક પ્રકારે ઉપયોગી અને વિદ્વાનોમાં આદરપાત્ર થશે એમ મારૂં ધારવું છે. હાલ એજ તા. ૧૬-૨-૩૪.

**૨. પ્રો૦ બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર**—

'ત્હમારી પ્રવૃત્તિઓનું નવું દળદાર ફળ આજે મળતાં ઘણો આનંદ થાય છે. શ્રી પૂર્ણચંદ્ર નહારના સંગ્રહમાંની કેટલીક છબીઓ પ્રતિકૃતિઓ આદિ જોતાં હું એઓશ્રીને ઇ. સ. ૧૯૧૮માં કલકત્તે મળેલો એમના આતિથ્ય સૌજન્યાદિથી પરિચિત થયેલો અને એમના

અમૂલા બેનમૂન સંગ્રહના દર્શનથી પછી આખી રાત વિચારમાં પડી ગયેલો એ સર્વ યાદ આવે છે. × × ×

ગ્રન્થમાં ત્હમે જે વિષય અતિ ભાવ અને ઉદ્યોગે સંગ્રહ્યો છે તેમાંના ૯૦–૯૫ ટકા વિષે હું એટલો તો અજાણ છું કે તે વિષે અભિપ્રાય બાંધીજ શકું નહીં.

ગ્રન્થાંતે કક્કાવારી સૂચિઓ વિસ્તૃત આપવા તસ્દી લઈ વાંચનારને ખૂબ સુગમતા કરી આપી છે તે માટે ત્હમને ધન્યવાદ. પ્રકાશક "કૉન્ફરન્સ" મંત્રીઓને પણ મ્હારા ધન્યવાદ પ્હોંચાડશો. તા. ૧૬–૨–૩૪.

**૩. પ્રો૦ મંજુલાલ રણછોડલાલ મજમુદાર** M. A. LL. B. વડોદરા કૉલેજમાં હાલ અધ્યાપક—

'વિ૦ આપની સંસ્થાએ 'જૈન સાહિત્ય' પ્રત્યે અભ્યાસીઓનું ધ્યાન ખેંચાય તેવા પ્રકારનાં અનેક ઉપયોગી પ્રકાશનો કર્યાં છે તે બદલ એક અભ્યાસી તરીકે આપની સંસ્થાને અભિનંદન આપું છું અને આવાં અપ્રાપ્ય અથવા દુષ્પ્રાપ્ય સાધનોને એક સ્થળે ભેગાં કરી આપીને સંયોજકે અમારી ઉપર ઉપકાર કર્યો છે. એક રીતે આવા આકર ગ્રંથો અથવા વિમર્શ (Reference) ગ્રંથો કોઈપણ ખાનગી વ્યક્તિ ભાગ્યે છપાવવાનું માથે લઈ શકે છે. શ્રીમતી કૉન્ફરન્સે તે દિશામાં પ્રવૃત્તિ કરીને, સાંપ્રદાયિક ઉપરાંત શુદ્ધ સાહિત્યની સેવા સાધી છે એમ કહું તો વધારે પડતું નથી. વીગતવાર અવલોકન, અવકાશે પુસ્તક જોઈને લખી શકાશ તે વિદિત થાય. શ્રી. મોહનલાલ દલીચંદ દેસાઈ જેવા વ્યવસાયી સાહિત્યસેવકે આવા કાર્ય માટે સમય કાઢ્યો છે તે બદલ તેમને પણ અભિનંદન ઘટે છે. તા. ૧૯–૨–૩૪.

**૪. સાંજ વર્ત્તમાન**—દૈનિક પત્રના તા. ૨૨–૨–૩૪ ના અંકમાં 'ઉડતી નજર : કરનાર O. K.'

'આ દળદાર ઇતિહાસિક ગ્રંથમાં શ્રી મહાવીર સ્વામીના સમ-

યથી સં. ૧૯૬૦ સુધીના શ્વેતાંબર જૈનોના સાહિત્યનું કાલક્રમબદ્ધ દિગ્દર્શન કરાવ્યું છે. આ ગ્રંથના પહેલા વિભાગમાં જૈન ધર્મનો ઉદય અને તેનું સ્થાન, આગમકાલ–શ્રુતસાહિત્ય, ઉપલબ્ધ શ્રુતસાહિત્ય વગેરે શ્રી મહાવીર અને આગમસાહિત્યને લગતી હકીકતો રજુ કરવામાં આવી છે. બીજા વિભાગમાં પ્રાકૃત સાહિત્યનો મધ્યકાલ અને સંસ્કૃત સાહિત્યના ઉદયકાલમાં શરૂઆતના ઇતિહાસિક બનાવો, ઉમાસ્વાતિ વાચક, પાદલિપ્તસૂરિ, સિદ્ધસેન યુગ, વિક્રમ સં. ૧ થી ૩૦૦ વિમલસૂરિ, મથુરાસ્તુપો, મથુરાસંઘ, દિગંબર શ્વેતાંબર ભેદ, જૈન ન્યાયશાસ્ત્રનો પ્રથમ યુગ, ગુપ્ત અને વલ્લભી સમય, હરિભદ્ર યુગ તથા ચાવડા સમયની ઇતિહાસિક બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. ત્રીજા વિભાગમાં સોલંકી વંશના મૂલરાજથી કર્ણ અને સિદ્ધરાજ જયસિંહ, કુમારપાલ, હેમયુગ અને ચોથા વિભાગમાં ભાષા-સાહિત્યના ઉદયની જૈન ઇતિહાસ સાથે સંબંધ ધરાવતી હકીકતો રજુ કરવામાં આવી છે. પાંચમો વિભાગ ભાષા સાહિત્યના મધ્યકાલ સંબંધી છે તેમાં સોમસુંદર–યુગમાં સાહિત્યની હીલચાલ, ખરતર ગચ્છીયની ખાસ સેવા અને ગુજરાતી સાહિત્ય, વિક્રમની સોળમી સદીની ઇતિહાસિક ઘટનાઓ, સંપ્રદાયની છિન્નભિન્નતા, તથા સોળમી સદીના ગુજરાતી સાહિત્ય સંબંધી જાણવા જોગ અહેવાલો આપવામાં આવ્યા છે. હૈરક યુગથી શરૂ થતા છઠા વિભાગમાં હીરવિજયસૂરિ અને બીજી કેટલીક ઐતિહાસિક વ્યક્તિઓ અને બનાવો, સત્તરમી સદીની સાહિત્યની હીલચાલ, તથા સંસ્કૃત પ્રાકૃત સાહિત્ય વિષેનાં ઇતિહાસિક વર્ણનો રજુ કરવામાં આવ્યાં છે. છેલ્લા બે વિભાગો વર્તમાન ગુજરાતી સાહિત્યના અભ્યાસકોને ઉપયોગી થઈ પડે તેવા છે.

લેખકે આ ગ્રંથને અનુપમ બનાવવામાં સારી મહેનત કરી છે. તેમણે આ ગ્રંથ પ્રસિદ્ધ કરવાથી જૈન સાહિત્યની સેવા કરવા સાથે, ગુજરાતી સાહિત્યની પણ સારી સેવા કરી છે. મધ્યકાલીન હીંદના સાહિત્યના પરિચય માટે પણ આ ગ્રંથની મદદ ઉપયોગી થઈ

પડે એમ છે. પુસ્તકમાં આપેલાં ચિત્રોનો પરિચય કરાવ્યો છે, જેથી વાંચનારને તેની ખુબીઓ અને ઇતિહાસિક મહત્વતા સમજી શકાય. જૈન ભાઈઓ માટે આ પુસ્તક વસાવવા લાયક છે.' (આમાં જોડણી જરા સુધારી છે.)

**૫. મુંબઈ સમાચાર** અઠવાડિક તા. ૧૧-૩-૩૪ નો અંકઃ—

'પ્રાચીન જૈન ગુર્જરકવિઓની ગુજરાતને પિછાન આપી જૈન સાહિત્યના અભ્યાસપૂર્ણ લેખક તરીકે પ્રસિદ્ધિ પામેલા શ્રી મોહનલાલ દલીચંદ દેસાઇએ જૈન સાહિત્યના શ્રી મહાવીર સ્વામીના સમયથી માંડીને તે સં. ૧૯૬૦ સુધીના સમયના કાલક્રમ બદ્ધ ઇતિહાસનું દિગ્દર્શન કરાવીને ગુજરાત પર એક ઉપકાર કરવા સાથે સાહિત્યના ઇતિહાસમાં કિંમતી ઉમેરો કર્યો છે.

આ ઇતિહાસની ઉત્પત્તિ, શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશીએ તેમની સ્થાપેલી "સાહિત્ય સંસદ" દ્વારા પ્રકાશિત કરવા ધારેલા ગુજરાતી સાહિત્યના ઇતિહાસના એક વિભાગ તરીકે જૈન સાહિત્યનો ઇતિહાસ પ્રગટ કરવાનો ઇરાદો તેમણે શ્રી. મોહનલાલ દલીચંદ દેસાઇને એક પત્ર સને ૧૯૨૨ માં લખી દર્શાવ્યો હતો અને લખવાનું કામ તેમને સોંપ્યું હતું, જેનો શ્રી દેસાઇએ સ્વીકાર કર્યો હતો અને આ ઇતિહાસ લખવો આરંભ્યો હતો. ત્યારથી આ ઇતિહાસ લખવાની શરૂઆત થઈ ગણાય.

જૈન સાહિત્યનો ઇતિહાસ લખવો એ કેટલું કપરૂં કાર્ય છે એ આ ૧૦૮૦ પાનાનું અભ્યાસપૂર્ણ માહિતીભર્યું પુસ્તક જોનાર સહેજે કલ્પી શકશે. વર્તમાન યુગ કે તેની પહેલાંની મળી શકતી માહિતી એકઠી કરીને ઇતિહાસ લખવો એમાં ઝાઝી મહેનત કે શોધખોળની જરૂર ન પણ રહે પરંતુ જ્યારે છેક પ્રાચીન યુગથી ઇતિહાસ લખવાની જે હામ ભીડે ત્યારે તેને શોધખોળ માટે દિવસો, મહિનાઓ અને (આ પ્રયાસ જોતાં) વર્ષો પણ વિતાવવાં પડે. આટલાં વર્ષો સુધી

ધીરજ રાખવાની અને એકધારી કલમ ચલાવવાની શક્તિ પણ જોઇએ ના?

જુના સમયના શિલાલેખો, તાંબાપત્રો, મૂર્તિઓ, હસ્તલિખિત પત્રો અને મળી શકે તેટલી બીજી પણ માહિતી મેળવવા માટે સાચેજ 'ભેખ' લેવો પડે છે. વેરણછેરણ થઇ ગયેલી વસ્તુને એક ઇતિહાસમાં રજુ કરવા જતાં ગમે તેવા પણ થાકી જવાનો સંભવ રહે છે.

પણ શ્રી. મોહનલાલ દેસાઈના 'જૈન ગુર્જર કવિઓ'ના બે ભાગ જોનાર સમસ્ત ગુજરાતને ખાત્રિ થઈ છે કે તેઓ એક ઘણા મહેનતુ, અને તલસ્પર્શી અભ્યાસી સાથે ચીવટપૂર્વક માહિતિ મેળવી તેને યોગ્ય રૂપમાં પ્રગટ કરનાર એક પ્રખર સાહિત્યકાર છે.

ગુજરાતનો ઇતિહાસ હજુ સળંગ રીતે કાલક્રમબધ્ધ વિશ્વસનીય માહિતી પૂરી પાડતો લખાયો નથી. આવા સમયમાં આમ જૂદા જૂદા પ્રયાસો થઇને પણ જો આધારભૂત માહિતી એકઠી કરવામાં આવે અને પ્રગટ થાય તો ગુજરાતનો ઇતિહાસ લખનારને ભવિષ્યમાં પણ સુંદર સગવડ મળી જાય.

જૈન કોમનો ઇતિહાસ એ ગુજરાતના ઇતિહાસ સાથે મોટે ભાગે સંકળાયલો છે એ સૌ કોઈ જાણે છે એટલે શ્રી. દેસાઇના આ મહામૂલા ગ્રંથથી એક મોટી ઉણપ દૂર થઈ જાય છે એ નિર્વિવાદ છે.

ઇતિહાસની સામગ્રી એકઠી કરવામાં તેમણે ગિરનાર, શેત્રુંજય અને બીજા નાના પર્વતો પરનાં જૈન મંદિરો ઉપરાંત ગુજરાતનાં શહેરે શહેર અને ગામેગામની પોષધશાળા તથા મંદિરોમાં શોધખોળ ચલાવેલી છે એ પુસ્તકમાં રજુ થયેલી સામગ્રીથી સહેજે જોઈ શકાય છે.

પુસ્તકમાં જૈન ધર્મગુરૂઓ, ત્રાંબા પત્રો, હસ્તલિખિત પત્રો, મંદિરો અને બીજી આધારભૂત માહિતી પુરી પાડતા પત્રોનાં ફોટો-ચિત્રો છાપેલાં છે.

આ ઉપરાંત અતિહાસિક પ્રસંગોની સાલવારી પણ અપાઈ છે.

ઘટતાં સ્થળોએ ટુંક નોંધો પણ વાંચકોની સમજણ માટે મૂકવામાં આવેલી છે. જરૂર જણાતાં સંસ્કૃતના ઉતારા પણ અપાયા છે. અને ભાષા સાહિત્યનો ઇતિહાસ પણ આપ્યો છે. આ સાથે સાથે વિસ્તૃત અનુક્રમણિકા પણ અપાઈ છે જેથી જૈન અને જૈનેતર વાંચક સમુદાયને ઘણી અનુકુળતા થઈ પડશે.

આ મહાભારત કામ માથે ઉપાડી યશસ્વી રીતે પૂર્ણ કરવા માટે શ્રી દેશાઇને અમે ધન્યવાદ આપીએ છીએ. અમને આશા છે કે ગુજરાત એમના આ પ્રયાસનાં યોગ્ય મૂલ્ય આંકશે.'

૫. **ડાક્ટર પરશુરામ એલ. વૈદ્ય** M. A. (Cal.); D. Litt. (Paris) પૂના નવરોજજી વાડીઆ કૉલેજના સંસ્કૃત ભાષાદિના અધ્યાપક :

The book is a mine of information like Mr. Desai's other works and I shall write to you in details my views on the book somewhat later when I shall have gone through the whole. Poona 18-3-34.

—મિ. દેશાઈના બીજા ગ્રંથો પેઠે આ ગ્રંથ માહીતીની ખાણ છે અને તે સમગ્ર ગ્રંથ વાંચી ગયા પછી તે પરના મારા વિચારો વિગતવાર કંઇક મોડા મોકલીશ. પૂના ૧૮-૩-૩૪.

૬. **શ્રી કેશવલાલ હિંમતલાલ કામદાર** એમ. એ. વડોદરા કૉલેજમાં ઇતિહાસ, રાજ્યશાસ્ત્ર અને અર્થશાસ્ત્રના પ્રોફેસરઃ—

'ભાઇશ્રી મોહનલાલ દલીચંદ દેશાઇએ "જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ" લખી જૈન તેમજ જૈનેતર સમાજની ઘણી સુંદર સેવા કરી છે. જૈન તેમજ જૈનેતર સાહિત્યનો આવો સંક્ષિપ્ત કે મોટો ઇતિહાસ હજુ સુધી પ્રસિદ્ધ થયો નથી, તેજ બતાવી આપે છે કે એ કામ ઘણા પરિશ્રમ અને અધ્યયન પછી થઈ શકે છે. સહકું

ગ્રંથમાં જૈનોના પ્રાચીન, અર્વાચીન અને સંવત્ ૧૯૬૦ સુધીનાં લખાણોનું દિગ્દર્શન કરવામાં આવ્યું છે. આ ગ્રંથ મેં "અથ"થી "ઇતિ" સુધી જોયો છે. તેમાં સૂચી, ટીકાઓ, અવતરણો, વગેરે એટલા વિસ્તારપૂર્વક આપવામાં આવ્યાં છે કે તેમાં ખાસ ઉમેરો કરવાની જરૂર જ રહેતી નથી. ચિત્રોની પૂરવણીથી ગ્રંથની કળાત્મક ઉપયોગિતા ઘણી વધે છે, કારણકે જૈન ચિત્રકળા હજુસુધી લોકોની અજાણી રહી ગઈ છે. આવા ગ્રંથો જૈન સંસ્થા તરફથી કોઇ કોઇવાર બહાર પડે છે.

શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સે એના પ્રકાશનનું કાર્ય હાથમાં લઈ સાહિત્યની અમૂલ્ય સેવા બજાવી છે. આશા છે કે મોહનલાલભાઈ તથા જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ આવા પ્રયાસો ચાલુ રાખે અને જન સાહિત્યને ગુર્જર સાહિત્યના ઇતિહાસમાં અનુપમ સ્થાન અપાવે.

વડોદરા તા. ૧૮–૩–૩૪

૭. પૂ. મુનિશ્રી **અમરવિજયજી**, તેમના શિષ્ય સાહિત્યરસિક **મુનિ ચતુરવિજયજી** આદિ.

'પુસ્તક ખાસ ઉપયોગી થયેલ છે. રા. દેશાઇના જૈન ગૂર્જર કવિઓના બે ભાગ કરતાં આ ગ્રંથ કાંઈ ઓછો કિંમતી નથી. જૈન સમાજમાં આવા ગ્રંથો ગણ્યાગાંઠ્યા જ બહાર પડે છે અને બહાર પડ્યા છે એવા કેટલાય સંશોધકપૂર્વકના સંગ્રહ–ગ્રંથો બહાર પડશે ત્યારે સલંગ ઇતિહાસ યોજી શકાય તેવી સુગમતા થશે. માટે પ્રયત્ન ખાસ પ્રશંસનીય છે. હજુ સુધી તો અનેક ગચ્છોમાં થયેલા ગ્રંથકાર ત્યાગી મહાત્માઓ (કે જેમના ગચ્છ ગુર્વાદિનાં નામો મળે છે તેમના)ના પણ સંપૂર્ણ વ્યવસ્થિત ઇતિહાસ લખવા જેટલી સામગ્રી આપણે એકત્રિત કરી શકયા નથી તો પછી ગૃહસ્થોના ઇતિહાસની તો વાતજ શી?

શરૂઆતમાં આપેલ ચિત્રપરિચય અને છેવટે છપાવેલી વિસ્તૃત અનુક્રમણિકા ઇતિહાસ–ગવેષકો માટે ખાસ ઉપયોગી છે. હું તો મારા

ક પુસ્તકના પ્રકાશન પ્રસંગે રા. દેશાઈના તે ગ્રંથો પાસે રાખું છું ને યોગ્ય સ્થળે ઉપયોગ કરૂં છું, પ્રયત્ન માટે ધન્યવાદ. શીનોર, . ૧૮-૩-૩૪.

**શ્રી એચ. ડી. વેલણકર** M. A. મુંબઈની વિલ્સન કૉલેજ-માં સંસ્કૃત ભાષાદિના પ્રોફેસરઃ—

I feel very highly obliged to you for a copy जैन साहित्यनो संक्षिप्त इतिहास compiled by Mr. Desai. is indeed a very good and useful work.

P. S. If possible, I shall review it in some urnal. Bombay 18-3-34.

—મિ. દેશાઈના પ્રયોજેલા જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસની ક નકલ મોકલવા માટે હું આપનો અતિ વિશેષ ઉપકૃત છું. તે રેખર એક ઘણો સારો અને ઉપયોગી ગ્રન્થ છે.

તા. ક. શક્ય હશે તો કોઈ સામયિક પત્રમાં તેની સમાલોચના શિ. મુંબઈ તા. ૧૮-૩-૩૪

શ્રી **પૂર્ણચંદ્ર નાહાર** M. A. B. L. વકીલ હાઇકૉર્ટ કલ-કત્તા (હાલ સ્વ૦):—

(1) 'I am just in receipt of your monu-iental work from the Conference office and eartily congratulate you for such a useful olume dealing with the whole range of our terature from the earliest time to present day. fully conceive the herculean task that you ndertook some four years back when I visited our city and I wonder to find how nicely you ave been able to arrange the scattered history nd literature and have brought them to method

and order, resulting in a useful and intereting study. 48 Indian-mirror Street Calcutta 18-3-34.

—'મને હમણાંજ શ્રી કૉન્ફરન્સ કાર્યાલય તરફથી આપનો કીર્ત્તિસ્તંભરૂપ-સ્મરણીય ગ્રંથ મળે છે અને આવા ઉપયોગી પુસ્તક માટે હૃદયપૂર્વક આપને અભિનંદન આપું છું; કારણ કે તે પ્રાચીનતમ સમયથી તે હાલ સુધીના આપણા સાહિત્યની સમગ્ર શ્રેણિનો વિન્યાસ કરે છે.

લગભગ ચાર વર્ષ પહેલાં આપના શહેર (મુંબઇ)માં હું આવ્યો ત્યારે આ મહાભારત કાર્ય આપે ઉપાડેલું હતું તે સંપૂર્ણ રીતે મારી કલ્પનામાં ખડું થાય છે અને વિખરાયેલ ઇતિહાસ અને સાહિત્યને કેટલી સુંદર રીતે ગોઠવવામાં આપ શક્તિમાન્ થયા છો અને તેને પદ્ધતિ અને વ્યવસ્થા-પુરઃસર આણીને અને પરિણામે એક ઉપયોગી અને રસપ્રદ અભ્યાસગ્રંથ પૂરો પાડયો છે તે જાણી મને આશ્ચર્ય થાય છે. ૪૮ ઇંડિયન મિરર સ્ટ્રીટ, કલકત્તા તા. ૧૮-૩-૩૪.

(2) 'I had personally been to Drs Law and Bhandarkar and delivered them your work. The former has paid the price which I am remitting to your office. Dr. Bhandarkar has promised to review it in Indian Culture and will send a copy of the same to the Conference office as desired.

I really wonder at your herculean onergy and you must produce its English edition before the world to have its worth properly and fully appreciated. You say, that you are collecting materials for writing in English a history of Jain Gujarati Literature; that's very good but you should see your way to publish this 'Sahityano

Itihas' in English dealing with the whole range of Jain Literature. Calcutta 8–7–34.

—હું ડૉ. લૉ અને ભાંડારકરને ત્યાં જાતે જઈ આપનો ગ્રંથ આપી આવ્યો. ડૉ. લૉએ તેની કિંમત આપી તે હું તમારી (કૉન્ફ્રન્સ) ઑફિસમાં મોકલાવું છું. ડા. ભાંડારકરે 'ઇંડિયન કલ્ચર'માં તેની સમાલોચના લેવા વચન આપ્યું છે અને ઇચ્છયા મુજબ તેની એક નકલ કૉન્ફરન્સ ઑફિસ પર મોકલાવીશ.

આપના ભગીરથ ઉદ્યમપ્રત્યે મને ખરેખર આશ્ચર્ય થાય છે. અને જગત્ તેનું મૂલ્યાંકન બરાબર કરે અને તેની સંપૂર્ણ રીતે કદર પિછાને તે માટે તેની અંગ્રેજી આવૃત્તિ આપે સર્જવી જોઇએ. આપ કહો છો કે અંગ્રેજીમાં જૈન ગૂજરાતી સાહિત્યનો ઇતિહાસ લખવા માટે આપ સાધનો એકઠાં કરો છો; તે ઘણું સારૂં છે પણ આપે આ 'સાહિત્યનો ઇતિહાસ' કે જે જૈન સાહિત્યની સમગ્ર શ્રેણિ નિરૂપિત કરે છે તેને અંગ્રેજીમાં પ્રકાશિત કરવા માર્ગ કાઢવો જોઇએ. કલકત્તા તા. ૮–૭–૩૪.

## ૧૦. શ્રીવિજયરાય વૈદ્ય–'કૌમુદી'ના પૂર્વ તંત્રી.

'ગઈ કાલ રોજ આપનો જૈન વાઙ્મયનો ઇતિહાસ મને વડોદરેથી વ્યવસ્થાપકો (કૌમુદીના) માર્ફત મળી ગયો છે. આપની અખંડ વિદ્યાભક્તિ અને અવિરત ઉદ્યોગ ખરેખર માન ઉપજાવે તેવો છે. એ ગુણો આપના આગલા ગ્રંથોમાં તેમ આ નવીનમાં પણ પૂર્ણપણે પ્રકાશતા જોઈ આનંદ થાય છે. તેની યથાયોગ્ય સમાલોચના લખવાની મારી પોતાની યોગ્યતા ભાગ્યેજ ગણાય. તોપણ ટુંકી નોંધ તો પહેલી તકે લઈશ ને વિષયના વિશારદ પાસે વિગતે લખાવીશ. કૌમુદી કાર્યાલય ભાવનગર, તા. ૭–૪–૩૪.

## ૧૧. શ્રી હિમ્મતલાલ ગણેશજી અંજારિયા M. A.

'આપે જૈન કવિના બંને ગ્રંથો મોકલ્યા–વર્ષો ગયાં, છતાં હું તે વિષે કાર્ય કરી શક્યો નહિ. આપે તો પાછું એક દળદાર પુસ્તક

તૈયાર કર્યું અને મને મોકલવાનું યાદ રાખવાની કૃપા કરી. આપની આ સેવાઓથી આપને જે આત્મસંતોષ મળેલો હશે તેજ કિમ્મતી છે. બાકી જગત તો કદર ક્યારે કરે એ કહેવાય નહિ.

હું 'રીટાયર' થયેલો હોવા છતાં એવો 'કમનસીબ' (?) છું કે આવા અભ્યાસ માટે હજી વખત મેળવી શકતો નથી. આશા અમર છે, પણ દેહ તો નશ્વર છે. એ નશ્વરતા આવી પહોંચે તે પહેલાં કાંઈ થઈ શકશે તો આપને જણાવવાની ફરજ નહિં ચૂકું-એથી વિશેષ શું લખું ? લક્ષ્મીનગર–ખાર, મુંબઈ તા. ૮–૪–૩૪.

(કૉન્ફરન્સના મંત્રીઓ પ્રત્યે) 'આપે મોકલેલ જૈન સાહિત્યના ઇતિહાસ માટે આપનો ઉપકાર માનું છું. આવી જાતનો ગ્રંથ શ્રી. મોહનલાલભાઈ જેવા આગ્રહી અભ્યાસી દ્વારા તૈયાર કરાવી આપે જૈન સાહિત્યજ નહિ, પણ ગુજરાતી સાહિત્ય ઉપર મોટો ઉપકાર કર્યો છે.

જૈન ભાઇઓ જૈન સાહિત્યના પ્રકાશનમાં ખૂબ રસ લે છે એટલુંજ નહિં પણ સમય, શક્તિ અને સાધન બધાનો સારો વ્યય કરી કૃતકૃત્ય થાય છે એ અત્યંત ખુશી થવા જેવું છે.

એક નમ્ર સૂચના કરૂં તો માફ કરશો ? પુસ્તક મોટું હોવાથી બંધાવવાનું જરા ખરચ વધારી બે ભાગમાં બંધાવ્યું હોય તો ? વાંચકને તે વધારે અનુકૂળ થાય તેમ મારૂં માનવું છે. પુસ્તકનો ખૂબ લાભ લઈ શકાશે તેનો બધો જશ આપને જ મળશે. આપની આવી સત્પ્રવૃત્તિઓ અનેક ગણી કરો ! ખાર–મુંબઈ નં. ૨૧, ૮–૪–૩૪.

**૧૨.** પૂજ્યપાદ પ્રવર્ત્તકશ્રી **કાંતિવિજયજી:—**

પુસ્તક રચનામાં આપનો પરિશ્રમ જોઈ મનને બહુ આનંદ થાય છે. આપની લાગણી બહુ ઉત્તમ છે આપના જેવા પુણ્યવંતા વધારે નિવડે તો વીરવાણીનો લાભ બહુ મળે. દિલગીરી એટલીજ છે કે વાંચવા માટે મન બહુ ઉત્સાહ ધારે છે પણ નેત્રોમાં મોતીઆ ઉતરવાના કારણથી લાભ લેવો કઠિણ છે. મારી કમનસીબીથી વંચાય નહી એ દુખ સાથે જણાવવું પડે છે. ગ્રંથ રત્નાકર છે પણ ભાગ્ય

ઓછું છે. ગ્રંથ સ્તુતિપાત્ર છે તેમાં સંદેહ નથી. શિવશ્રીરસ્તુ. વૈ. શુ. ૬ પાટણ.

જૈન સાહિત્ય૦ ની ચોપડી કોટવાલ લહેરૂભાઈ ચુનીલાલ ૧ કલાક સંભળાવે છે. સાંભળી અપાર આનંદ થાય છે. આપનો પરિશ્રમ જોતાં ચિત્ત પ્રફુલિત થાય છે. વિચાર થાય છે આટલા ગ્રંથો ક્યારે વંચાયા સાર લીધા લખી દીધાં. શાસનસેવા બહુ સરસ બજાવી છે. જાણકારો લાભ લેશે બીજા હવા ખાશે. આપની ભક્તિ થઈ (જોઇ) અગાડી આશા રહે છે. વૈ. શુ. ૧૪

પછી એક ભાઈ જણાવે છે કે:–શ્રી પ્રવર્ત્તકજી શ્રી કાન્તિવિજયજીએ આપના માટે નીચેનો સંદેશો માહરા ઉપરના તેમના કાગળમાં લખ્યો છે;—

ભાઇ મોહનલાલ દેશાઇને ધર્મલાભ સાથ જણાવશો કે આપની લખાયેલ (ચોપડી) લહેરૂભાઈ કોટવાળની મદદથી સંપૂર્ણ વંચાવી સાંભળી બહુ આનંદના ભાગી થયા છીએ. આપના પરિશ્રમનું અનુમોદન કરીએ છીએ.

**૧૩. શ્રી એ. એન. ઉપાધ્યે** M. V. કોલ્હાપુર રાજારામ કૉલેજમાં અર્ધમાગધી ભાષાદિના અધ્યાપક:—

'It is more than four months, since, you kindly presented to me your 'Jaina Sahityano Sanksipta Itihas' on the holy spot of Agas. All the while I was keeping this volume at my elbow, but, I could not find time to go through the whole of it. At the end of February, I read only a portion of it, and used some information for my B. A. lectueres. Now I devoted practically a fort-night, and I am glad to tell you that *I simplv enjoyed your sumptuous volume with pleasure and satisfaction.* I do not like to pose the privilege of reviewing it; but still I intend to write to you my impressions.

You have already established your reputation as a

literary historian by your two valumes on 'Jaina Gurjara Kavio'; but the present volume has its specialities. This vol. is *an unprecedented attempt to give a Survey of Jaina literature, especially of the S'vetambara section, from Lord Mahāvira to S'atavadhāni Rājachandra,* i. e. a period of almost 25 hundred years. It is not an easy task to take a literary survey of this long period; but I highly appreciate the consistent narrative, with interesting anecdotes here and there, that you have given, cut into convenient paragraphs. A history of literature, you have proved by your performance, is something more than a Bibliography; and at every step you have discussed about various authors never ignoring all the available social and political background. These discussions, though sometimes lengthy, will make your vol. palatable even to a layman. These discussions give a good picture of the vicissitudes, both social and political, through which Jainism had to pass especially in Gujarāt. *Your exposition is clear presented in a lucid style*; even when Gujarati is not my mother-tongue, I could follow all the details. The Jaina libraries are not easily accessible, that is my sad experience; still *You have collected so much material and information that I have no words but those of admiration for your industry and painstaking habits.*

This work, well equipped with necessary expanstive indices etc. as it is, is a veritable mine of information indicative of indefatigable labour on the part of the learned author; it will serve as a sure and indispensable guide to all future historians of Jaina literature, as a whole; and no student of Jaina literature can afford to be without

this volume on his shelf. Even students of Gujarati and Gujarat history can read this book with benefit.

Your last sections on present Jainism deserves to be studied by all the Jainas; there may be individual differences on certain points; but I admire your sincerity, frankness and straight-forwardness with which you have discussed the subject.

I heartily congratulate you on the completion of this book; and wish you a long life and sound health that you might render much more service to the cause of the *prabhāvanā* of *Jinavāṇī*.

With the best compliments and Jai Jinendra.

I remain, yours very sincerely

Kolhapur, 12th May, 1934 A. N. Upadhye.

—આપે પ્રેમથી મને આપનો 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' અગાસની પવિત્ર ભૂમિપર ભેટ આપ્યાને ચાર માસ કરતાં વધુ સમય થયો. આ બધો વખત હું તે પુસ્તક મારી હસ્તમર્યાદામાં રાખતો હતો, પરંતુ તે આખું જોઇ જવા વખત મેળવી ન શક્યો. ફેબ્રુઆરીની આખરે તેનો ફક્ત એક ભાગજ મેં વાંચ્યો અને તેમાંની થોડી માહીતીનો ઉપયોગ મારા બી. એ. નાં વ્યાખ્યાનો માટે કર્યો. હવે પ્રાયઃ એક પખવાડીઉં તે માટે ગાળ્યું અને જણાવતાં મને હર્ષ થાય છે કે આપના મહામૂલ્ય-બહુવ્યયસાધ્ય પુસ્તકનું આનંદ અને સંતોષ સાથે મેં આસ્વાદનજ કર્યું. તેની સમાલોચના કરવાના હક્કનો દંભ કરવા હું ઇચ્છતો નથી; પણ તે છતાં મારા પર પડેલી છાપ આપને લખી જણાવવા માગું છું.

આપના 'જૈન ગૂર્જર કવિઓ'ના બે ભાગથી એક સાહિત્ય-વિષયક ઇતિહાસકાર તરીકે આપે ક્યારની આપની પ્રતિષ્ઠા સ્થાપી છે; પરન્તુ પ્રસ્તુત પુસ્તકને પોતાની ખાસ વિશિષ્ટતાઓ છે. આ

ગ્રંથ શ્રી મહાવીર પ્રભુથી શતાવધાની રાજચંદ્ર સુધીના એટલેકે લગભગ પચીસસો વર્ષના સમયના જૈન સાહિત્યના—ખાસ કરી શ્વેતાંબર સંપ્રદાયના સાહિત્યનું અવલોકન નિરૂપવાનો અભૂતપૂર્વ પ્રયત્ન છે. આ લાંબા કાલનું સાહિત્યક અવલોકન કરવું એ કંઇ સહેલું કાર્ય નથી; પરંતુ અહીં તહીં રસપ્રદ કથાસહિત જે સુસંગત ક્રમબદ્ધ વર્ણન સગવડભર્યા પારાઓ (કંડિકા)માં આપે કરેલ છે તેની ઉંચી કદર હું કરૂં છું આગે આપની કૃતિથી બતાવી આપ્યું છે કે સાહિત્યનો ઇતિહાસ તે પુસ્તકસૂચિ કરતાં કંઇક વધારે છે, અને પગલે પગલે આપે જુદા જુદા ગ્રંથકારો સંબંધી ચર્ચા કરી છે ને તેમાં સર્વ ઉપલબ્ધ સામાજિક અને રાજકીય પશ્ચાદ્‌ભૂગિકાની કદિ પણ ઉપેક્ષા કરી નથી. આ ચર્ચાઓ, કે જે કવચિત્ લાંબી થઇ છે, તેથી સામાન્ય જનને પણ આ પુસ્તક સ્વાદિષ્ટ થશે. આ ચર્ચાઓ જૈનધર્મ ખાસ કરી ગૂજરાતમાં જે સામાજિક અને રાજકીય ઉથલપાથલમાંથી પસાર થયો છે તેનું સારૂં ચિત્ર આપે છે. આપનું વિષયાવિષ્કરણ વિશદ શૈલીમાં સ્પષ્ટતાથી કરવામાં આવ્યું છે—જોકે ગૂજરાતી મારી માતૃભાષા નથી છતાં પણ હું સર્વ વિગતોને સમજી શકયો છું. જૈન ભંડારો—પુસ્તકાલયોમાંથી સહેલાઇથી મળી શકતું નથી એ મારો દુઃખદ અનુભવ છે; છતાં આપે એટલી બધી સામગ્રી અને માહીતી સંગૃહીત કરી છે કે આપના કર્મોદ્યોગ અને શ્રમ લેવાની ટેવ માટે માટે મારી પાસે પ્રશંસાના શબ્દો સિવાય અન્ય શબ્દો નથી.

આ પુસ્તક જેમ છે તેમ જોઇએ તેટલી પૂરી અનુક્રમણિકાઓ સહિત સારી રીતે સમૃદ્ધ કરવામાં આવ્યું છે તેથી તે તેના વિદ્વાન કર્ત્તાના અવિશ્રાંત પરિશ્રમ જાહેર કરતી માહીતીની સાચેજ એક ખાણ છે. સમગ્ર જૈન સાહિત્યના ભાવિષ્યના સર્વ ઇતિહાસકારોને તે અચૂક અને મહત્ત્વનો ભોમીયો થશે; અને જૈન સાહિત્યના કોઈ પણ અભ્યાસીને આ ગ્રંથ પોતાની અભેરાઇ પર રાખ્યા વગર ચાલી

શકશે નહિ. ગૂજરાતી અને ગૂજરાતના ઇતિહાસના અભ્યાસકો પણ આ ગ્રંથ વાંચી લાભ મેળવી શકશે.

આધુનિક જૈન ધર્મ પર આપનાં છેલ્લાં પ્રકરણો સર્વે જૈનોએ અભ્યાસી જવા યોગ્ય છે. કોક મુદ્દા પર વૈયક્તિક મતભેદ હોય પણ જે હૃદયનિષ્ટતા, નિખાલસપણું અને સાદાઇથી આપે વિષયને ચર્ચ્યો છે તે માટે મને અતિ આદર છે.

હું આ ગ્રંથની સમાપ્તિ કરવા માટે આપને હૃદયપૂર્વક અભિનંદન આપું છું; અને દીર્ઘ આયુષ્ય અને સંગીન આરોગ્ય ઇચ્છું છું કે જેથી આપ જિનવાણીની પ્રભાવનાના કાર્યની સેવા વધુ ને વધુ કરો.

પ્રણામ અને જય જિનેંદ્ર સહિત,

હું રહું છું, આપનો અતિ હૃદયનિષ્ઠ

કોલ્હાપુર, ૧૨મી મે ૧૯૩૪, **એ. એન. ઉપાધ્યે**

૧૪. **'જૈન જ્યોતિ'** નામના અઠવાડીક પત્રના તંત્રી શ્રી. **ધીરજલાલ ટોકરશી શાહ** તા. ૨-૬-૧૯૩૪ ના વર્ષ ૧. અંક-૨૬માં 'સ્વીકાર અને સમાલોચના'ના મથાળા નીચેઃ—

ભૂતકાળની ભવ્ય ઇમારતમાં જૈન સંસ્કૃતિ કે સાહિત્યનો શો ફાળો હતો, એણે કેટકેટલાં આંદોલનો નીપજાવ્યાં હતાં, કેટકેટલાં સામાજિક કે રાજકીય પરિવર્તનો કર્યાં હતાં એનો ઇતિહાસ અંધારે પડયો છે, અને કેટલેક સ્થળે હયાતી ધરાવે છે તો એવાઓના કબજામાં છે કે જેઓનું ક્ષેત્ર દિનપ્રતિદિન સંકુચિત બનતું જાય છે. અને આનેજ પરિણામે બીજાં શાસ્ત્રોમાં જૈનોના સાહિત્યનો ઉલ્લેખ કે વિવેચન કેવલ સોગન ખાવા જેટલું જ હોય છે. જૈન શાસ્ત્રોના આધાર રૂપ સ્યાદ્‌વાદને એમણે સંશયવાદ કરીને જૈન સાહિત્યના પરિચયની પૂર્ણાહુતિ કરી છે અથવા તો જૈનોને નિરીશ્વરવાદી કહી એકાદ બે સ્વસ્તિ સંભળાવવામાં ઇતિશ્રી માની છે. અને આ અજ્ઞાન

માટે તેમને દોષ દેવા બેસીએ એ પહેલાં આપણે આપણી સ્થિતિ જોઇ લેવા જેવી છે.

વિદ્વત્તાના કેટલાક સૈકાઓ પછી જૈનોમાં એક કાળ એવો આવ્યો જ્યારે તેઓમાં સામાજિકતાએ અજબ ભરડો નાખ્યો અને આ ભરડામાં જૈન વિદ્વત્તાના એ ઉત્તરાધિકારીઓ નવું નીપજાવવાને બદલે, હતું તેટલું દબાવીને બેઠા. એમણે અપૂર્વ ગ્રંથોને અંધારા હાટીયામાં ભરી કેવળ વિદ્વત્તાની માલિકીની મોજ માણી. પોતાના ગ્રંથો જૈનતરો ભણે તો અધર્મ થઇ જાય એ માન્યતાએ એમણે આભડછેટ જન્માવ્યો. આ સ્થિતિ વધતાં વધતાં પરિણામ એ આવ્યું કે લોકો જૈનો વિષે જૂઠી અટકળો બાંધતા થયા અને ઘૃણા પ્રસરાવતા થયા. 'જૈનોનું કશુંયે સાહિત્ય નથી' એવી મજબૂત માન્યતાઓ બધે ફેલાવી.

એક તરફ આ દશા થઇ, બીજી તરફ જૈન સાધુઓ જે પૂર્વાપૂર્વનું માયાળુ ખમીર સાચવી રહ્યા હતા એમાં ખોટ આવી ને જૈન સાધુત્વ વિદ્યા અને પ્રતિભા બન્નેથી સાહિત્ય ઉપરનાં આવરણો ઘટવાને બદલે વધતાંજ ગયાં. અને જેનું સાહિત્ય ઘેરાયું તેનો સમાજ ઘેરાવાનોજ. જૈન સંસ્કૃતિ ને સાહિત્ય વર્ષો સુધી ઘેરાતાંજ રહ્યાં.

જૈનોના વાઙ્મય તરફ ઘેરાયલાં આ વાદળો જૈન મુનિ સંસ્થા પૂર્ણ રીતે દૂર ન કરી શકી. એણે સાહિત્ય નીપજાવ્યું ખરૂં, પુસ્તકો લખ્યાં ખરાં પણ સામાજિક કલહ અને આત્મ પ્રશંસાને લક્ષીનેજ. છતાં હર્ષ પામવા જેવું છે કે એ દિશામાં કેટલાક જૈન સાક્ષરોએ સારી પ્રગતિ કરી છે.

અને એ પ્રગતિનું પ્રત્યક્ષ ઉદાહરણ શ્રીમાન મોહનલાલ દલીચંદ દેસાઇની આ કૃતિ છે. લેખક મહાશયની આ ઐતિહાસિક કૃતિ શ્વેતામ્બર સમાજના ઇતિહાસના સારાંશ રૂપ છે. લેખક મહાશયની તીક્ષ્ણ વિવેચન શક્તિએ, અપૂર્વ શાસ્ત્રાધ્યયને અને પ્રૌઢ વિચાર-

શકિતએ શ્વેતામ્બર સાહિત્યના ઉજળા ભૂતકાળને તાદ્દશ કરી આપી સમાજને પ્રગતિનો રાહ બતાવ્યો છે. ભાન ભૂલેલા ને પોપટની જેમ બીજાનાં શાસ્ત્રોની પ્રશંસા કરનારને, પોતાની અજોડ વાઙ્મય વિભૂતિને વિસરી જનારને બતાવી આપ્યું છે કે–મહાકવિ શ્રીહર્ષના મહાકાવ્ય સાથે સ્પર્ધા કરતું 'હીરસૌભાગ્ય' કાવ્ય જૈનોને ત્યાં જ સંઘરાયેલું છે. કવિ કાળીદાસની અપૂર્વ મેધા સાથે ચમકારા કરતું 'વિજય પ્રશસ્તિ' કાવ્ય પણ એનેજ ત્યાં છે. પંચકાવ્યોની સાથે ઉભાં રહે તેવાં નરનારાયણાનંદ, વસંતવિલાસ જેવાં સાહિત્યનાં મીઠાં ફળ જૈનોને ઘેર જ નીપજ્યાં હતાં. જૈનો છાતી ફુલાવીને જગતના સાહિત્યની હરોલમાં મૂકી શકે તેવું સાહિત્ય એને ત્યાં છે. જરૂર છે જ્ઞાનચક્ષુ ખોલવાની ને શોધવાની.

સાક્ષરવર્ય શ્રી મોહનલાલ દલીચંદ દેસાઇ જૈન સમાજના જાણિતા વિદ્વાન છે. 'જૈન ગૂર્જર કવિઓ' જેવા બહુમૂલ્ય ગ્રંથો એમના હાથે સંપાદિત થયેલા છે ને લખાયેલા છે. એમના પ્રસ્તુત પુસ્તક માટે અત્રે વિવેચન કરવાની જરૂર ન હોય! ઐતિહાસિક વસ્તુના લખનારનું જ્ઞાન કેટલું વિશદ જોઈએ, જોખમદારી કેટલી ભારે હોય છે, કલમ કેટલી નિષ્પક્ષપાતી જોઇએ છે એતો એક સાધારણ કૃતિના રચનારને પણ સારો અનુભવ હોય છે. સાક્ષરવર્ય શ્રી દેસાઈનું આ પુસ્તક જૈનોના આધુનિક સાહિત્યમાં એક સુવર્ણ સ્તંભ સમાન છે. જૈનોની વેરાતી દાન–પ્રણાલિકા આવે માર્ગે વળે ને આવી કૃતિઓ નીપજાવવામાં સહાયભૂત થાય તો આજનાં જામેલાં કેટલાંયે અંધારાં ઉલેચાઈ જાય!

પ્રસ્તુત પુસ્તક ૫૬ પ્રકરણોમાં સમાપ્ત થાય છે જેમાં લેખકે ભારતના આર્યધર્મની ત્રણ શાખાઓ વૈદિક, જૈન ને બૌદ્ધોથી પ્રારંભ કર્યો છે, આ પ્રકરણોમાં જૈન ધર્મના ઉદયથી શરૂ કરી આગમ કાલ, શ્રુતસાહિત્ય, પ્રાકૃત સાહિત્યનો મધ્યમ કાલ, સંસ્કૃત સાહિત્યનો ઉદયકાલ સુધી લાવી આરંભિક ઐતિહાસિક ઘટનાઓ વીરના બીજા

કે ત્રીજા સૈકા સુધીથી ચાલુ કરે છે. આ પછી ઉમાસ્વાતિવાચકનો કાળ, સિદ્ધસેન યુગ. જિનભદ્ર ક્ષમાશ્રમણ, હરિભદ્ર, ચાવડાનો સમય આમ સૈકા અનુક્રમ લેતા વચ્ચે અપભ્રંશ ભાષા, ગુજરાતી સાહિત્ય, અપકર્ષ, ઉત્કર્ષ, વગેરે વિષયો ચર્ચતા ઠેઠ વીસમી સદી સુધી આવી પહોંચે છે જેમાં પાશ્ચાત્ય કેળવણીનો ઉદય, અધ્યાત્મયોગી રાજચંદ્રજી, વગેરેની ચર્ચા થઇ જાય છે. વાચક સ્હેજે આમાંથી ભાષાનો જન્મ, અપભ્રંશ, ઉન્નતિ ને પડતી તેમજ રાજ્ય કે બીજી બાબતની ઐતિહાસિક હકીકતોથી વાકેફ થઈ શકે છે.

ખરેખર ! શ્રી જૈન શ્વેતામ્બર કોન્ફરન્સે આ પુસ્તકનું પ્રકાશન કરી સમાજની એક અજોડ સેવા બજાવી છે. દરેક જૈન નામ ધારીએ ૬ રૂપિયાનો આ અમૂલ્ય ગ્રંથ ઘરમાં વસાવી પૂર્વજોના ભૂતકાળને સ્મરવાની જરૂર છે.

આ પુસ્તકની વિસ્તૃત સમાલોચના માટે તો થોડા લેખો જોઇએ.

૧૫. પ્રસિદ્ધ હિંદી જૈન લેખક શ્રી અગરચંદ નાહટા–વીકાનેર–

'८ विभाग ९६ प्रकरण (प्रत्येक विभागमें ७–७ प्रकरण है) मय यह महाभारतके सादृश विशाल ग्रन्थ जैन साहित्यका महत्त्वपूर्ण ग्रन्थ है। ११९९ पारा (पेरेग्राफ) मय पृ. ८३२ में महत्त्वपूर्ण ग्रन्थके नामानुसार विवेच्य विषय है लेकिन इस ग्रन्थकी और भी कइ विशेष उल्लेखनीय बातें हृदयको आकृष्ट करती है अने १८८ पृष्ठोमें २३ विभागोमें विस्तृत अनुक्रमणिका, ६० पृष्ठोमें ६० चित्रोंका विस्तृत परिचय. शुद्धिवृद्धिपत्रक पृ. ३९ में इत्यादि कार्योंने ग्रन्थ की उपयोगिता और महत्तामें यथेष्ट अभिवृद्धि की है। वर्षोंके सतत परिश्रमद्वारा श्रीमान देशाइजीने जैन साहित्यकी जो अपूर्व सेवा की है वह अत्यंत श्लाघनीय है।

इस ग्रन्थके विषयमें इतना कहना पर्याप्त होगा कि यह ग्रन्थ साहित्यसंसारमें अपूर्व अद्वितीय असाधारण

प्रकाशमान रत्नके समान है × × सारांश यह है कि इसके लेखन बडेही निष्पक्षपातवृत्ति उत्तमता और प्रमाणिकतासे किया गया है ।

वास्तवमें यह इतिहास अनेकानेक ग्रन्थोंका दोहन-स्वरूप और संग्रहमय ग्रन्थ है, × × लेखक महोदयने जो अथाग परिश्रम कर ३ रत्नग्रन्थोंको (जैन गूर्जर कविओ दो भाग और यह ग्रन्थ) प्रकाशित किया है इसके लिये पुनः पुनः साधुवाद है ।

आशा है अब जैन गूर्जर कविओ के तृतीय भाग को भी शीघ्रही प्रकाशित कर अपनी आदरणीय शुभ भावना-रूप मनोरथको सफल कर महान पुण्यभागी बनेंगे ॥

૧૬. ડબલ્યુ. નૉર્મન બ્રાઉન (W. Norman Brown) –અમેરિકાની યુનિવર્સિટી ઑફ પેનસિલ્વેનિયાની ફિલાડેલ્ફિયાની ગ્રેજ્યુએટ સ્કૂલમાં પૌર્વાત્ય અભ્યાસના પ્રોફેસરઃ—

Dear Mr. Nahar—Let me thank you, and through you the Shri Jaina Shvetambara Conference, Bombay, for the copy of Mr. Mohanlal Dalichand Desai's *Short History of Jaina Literature,* which you so kindly gave me last Tuesday. It appears to contain a great quantity of information which I shall find valuable, and it has the merit of being indexed. × ×

Very Sincerely yours.

**W. Norman Brown.**

Prof. Oriental Studies, Sanskrit
University of Pennsylvania
the Graduate School
Phiiadelphia.

C/o. Thos. Cook and Son,
Bombay.
October 14, 1934.

વ્હાલા મિ. નાહાર—આપનો અને આપ દ્વારા શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ, મુંબઇનો, મિ. મોહનલાલ દલીચંદ દેશાઇના 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' ની એક નકલ કે જે ગયે મંગલવારે આપે મને આપી તે માટે પાડ માનું છું. મને મૂલ્યવતી સાંપડશે એવી માહીતીનો મોટો જથ્થો તેમાં જણાય છે અને તેની અનુક્રમણિકા થઇ છે એ તેનો ગુણ છે.

૧૭. 'છેલ્લા દશકાનું સુંદર સાહિત્ય—જૈનોના વાઙ્મયની વિસ્તૃત સમાલોચના' એ નામના લેખમાં લેખક મુનિશ્રી **ન્યાયવિજયજી** મહારાજ ભૂતપૂર્વ અઠવાડિક 'જૈન જ્યોતિ' તા. ૧૨–૧–૩૫ ના અંકમાં:—

**ગુજરાતી** ભાષામાં આ દસકામાં ઘણા જ ઉત્તમ પુસ્તકો બહાર પડયાં છે, જે પુસ્તકો એવાં છે કે અજૈન સમાજમાં પણ આપણે ગર્વપૂર્વક માથું ઉંચું કરી કહી શકીએ કે અમારી સમાજમાં પણ અપૂર્વ પુસ્તકો બહાર પડે છે–તેમાંય પાંચેક પુસ્તકો તો આ દશકાનાં જ નહિ કિન્તુ આ સૈકાનાં ભૂષણ રૂપ છે એમ કહું તો ચાલે ! તેમાં ય ઐતિહાસિક દૃષ્ટિએ સૌથી સુંદર પુસ્તક ગુજરાતી ભાષામાં બહાર પડયું હોય તો તે છે: **જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ** (સચિત્ર).

છેલ્લા બે હજાર વર્ષમાં જૈન સાહિત્યનો જે વિકાસ થયો છે, જે ઘડતર થયું છે તેનો સુંદર પરિચય આ પુસ્તક આપે છે. જૈનાચાર્યોની સાહિત્યસેવાનો ક્રમિક વિકાસ અને તેનો અખણ્ડ સત્તાવાર ઇતિહાસ આ પુસ્તકનો મુખ્ય વિષય છે.

૧૧૯૫ પેરેગ્રાફમાં જૈનધર્મનો ઇતિહાસ, સાહિત્ય, સાહિત્યકારો, તેમનો પરિચય, તેમના સમકાલિન રાજા મહારાજાઓ, મંત્રીઓ, દાનવીરો વગેરેનો ટૂંકો પરિચય, જૈનાચાર્યોના ઉપદેશની અસર, તેનાથી થયેલા લાભો, સંસ્કૃત, પ્રાકૃત, ગુજરાતી સાહિત્ય ને તેનું ઘડતર વિકાસ અને તેની વર્તમાન પરિસ્થિતિ આદિ અનેક વિષયો આઠ

વિભાગમાં અને અનેક પ્રકરણોમાં સમાવ્યા છે. જૈન ધર્મના ઇતિહાસનાં અનેક પ્રકરણો સુંદર મોતીની જેમ અત્રતત્ર પુષ્કળ પ્રમાણમાં વિખરાયેલા. એ મૌકિતકોને એકત્ર કરી એક મહાન માળા મોતીમાળા તૈયાર કરવાનું કઠિણ કામ ભાઇ દેસાઇએ કર્યું છે તે બદલ તેમને ધન્યવાદ ! તેમણે આ પુસ્તક તૈયાર કરી જૈન સાહિત્યને જગતના ચોકમાં ગૌરવપૂર્વક ઉભું રાખી જગતને જૈન સાહિત્યના ઇતિહાસનો સુંદર પરિચય આપ્યો છે. આ માટે માત્ર જૈન સમાજ જ નહિ કિન્તુ સમસ્ત વિદ્વદ્ વર્ગને તેમણે ઋણી બનાવ્યો છે.

યદ્યપિ આખા પુસ્તકની રીતસર સમાલોચનાજ કરવા બેસું તો લાંબી લેખમાળા થાય ! હું તો ખાસ ભારપૂર્વક માનું છું કે ગુજરાતી ભાષામાં આવો ઇતિહાસકાર હજી સુધી કોઈ નથી પાકયો. ગુજરાતનાં ધન્યભાગ્ય છે કે તેને આવો ઇતિહાસકાર મળ્યો છે.

એક વાત સ્પષ્ટ કરી દઉં. આમાં આવેલા બધાય વિચારો સાથે બધા સહમત ન થાય એ બનવા જોગ છે. હું પણ તેમના બધાય વિચારો સાથે--લખાણો સાથે સહમતજ છું એમ કોઈ ન માની લે. કેટલીક સામાન્ય અને પ્રસિદ્ધ વાતોમાં લેખકના હાથે ગંભીર ભૂલો થઈ છે--ઉલ્ટા રૂપે રજુ થઈ છે. આવું કેમ બન્યું હશે એ હું નથી સમજ્યો.* જેમને આમાં ક્યાંક ક્યાંક ત્રુટીઓ જણાય તેમણે સમભાવપૂર્વક તે જણાવવાનું સૌજન્ય દાખવવાની જરૂર છે. લેખક એ સૌજન્ય જરૂર સ્વીકારશે. થોડી ભૂલોથી આખાય પુસ્તકને અને લેખકને નિંદવાનો કે ટીકા કરવાનો કોઇને અધિકાર નથી. અને એમાં નથી સૌજન્ય કે ઔચિત્ય.

મને તો આ પુસ્તક ઘણુંજ ગમ્યું છે. જે કામ જૈન શાસ્ત્રના

* શી ગંભીર ભૂલો થઈ છે તેની વાનગી પણ મુનિએ અહીં કે મને પરબારી આટલાં છ વર્ષોમાં કોઇ વખત જણાવી હત, તો તેમનું આ મંતવ્ય સાચું છે કે નહિ તે હું સમજી શકત અને સમજાવી શકત.

તા. ૨૮-૧-૪૧ મો. દ. દેશાઈ

અભ્યાસીઓ અને વિદ્વાન ચારિત્રશીલ સાધુઓએ કરવાનું હતું તે મહાન કામ ગૃહસ્થ જીવનની જંઝીરોમાં રાત દિવસ રચ્યા પચ્યા રહેનાર ગૃહસ્થ અને તેમાંય વકીલ, પોતાનો સમય કાઢી આવું ઉત્તમ સુંદર સાહિત્ય પ્રમાણીકપણે રજુ કરે, જૈન ધર્મ નેં તેના સિદ્ધાંતોને, તેના સાહિત્યને અને જૈન શાસનના જ્યોતિર્ધરોને જગતના ચોકમાં મૂકે તે માટે તો ખરેખર સમસ્ત જૈન સમાજે તેમને ધન્યવાદ આપવો ઘટે છે. તેમનાં ચિત્રો પણ મહત્વનાં છે. હસ્તાક્ષરોના બ્લોકો, અકબર ને જહાંગીરના ફરમાનો, મથુરા, રાણકપુર અને જેસલમેર આદિના ફોટા ચિત્રો પુસ્તકની મહત્તામાં ને શોભામાં વધારો કરે છે.

બારસો પાનાનું આ મહાન સુંદર પુસ્તક શ્વે. જૈન કોન્ફરન્સે છપાવ્યું છે તેની આ સેવા પણ અમર રહેશે. કોન્ફરન્સે સાહિત્યની દિશામાં શું કર્યું છે એ પુછનારને આ પુસ્તક જવાબ આપે તેવું છે. આ પુસ્તકની છ રૂપિયા કિંમત પણ ઠીક છે

આવીજ રીતે '**જૈન ગૂર્જર કવિઓ**'ના બંને ભાગ પણ બહુજ મહત્વના છે તેમાંય પ્રથમ ભાગની ૩૨૦ પાનાની પ્રસ્તાવના કમાલ છે, એ પ્રસ્તાવના શું છે—બીજો ગ્રંથજ છે. ગુજરાતી ભાષાની ઉત્પત્તિથી લઇને તેનો વર્તમાન વિકાસ સુધીનો શૃંખલાબદ્ધ ઇતિહાસ એમાં સંગ્રહીત થયો છે. ખરેખર મોહનભાઇએ આ પુસ્તકો બહાર પાડી વર્ષોનો તેમનો પરિશ્રમ સફલ છે. આજે ગુજરાતી સાહિત્યમાં જૈનોનું સ્થાન શું છે તે માટે કહેવું નહિ પડે. આ બન્ને ભાગો તેની સાક્ષી પૂરશે.

૧૮. 'જૈન સાહિત્યપરિચય' એ મથાળા નીચે શ્રી **કેશવરામ કા. શાસ્ત્રી** સને ૧૯૩૫ના માર્ચ માસના '**કૌમુદી**'ના અંકમાં પૃ. ૩૦૭ થી ૩૧૦ માં:—

ક્રાઉન ૧૬ પેજી સાઇજનાં ૮૩૨ પૃષ્ઠમાં સમાવવામાં આવેલો છતાં આ ઇતિહાસ સઙ્ક્ષિપ્ત જ છે, એમ જે લેખક કહેવા માગે છે, તે ઉચિત જ છે. છેલ્લા તીર્થઙ્કર મહાવીરસ્વામી નિર્વાણ પામ્યા તેને

આજ ૨૪૫૯ વર્ષ થઇ ગયાં છે. તેટલા લાંબા સમયમાં જૈન સાહિત્ય કેટલું ખેડાયેલું છે, તેનો આ ગ્રન્થમાં લેખકે પરિચય માત્ર આપ્યો છે તેમાંજ આટલાં પૃષ્ઠો રોકાયેલાં છે. આ ઉપરથી સમજી શકાશે કે સાહિત્ય અને સાહિત્યકારો કેટલા વ્હોળા પ્રમાણમાં થયા હશે. લેખકે આ ગ્રન્થમાં ખેડાયેલ ઉપલબ્ધ સાહિત્ય અને સાહિત્યકારોનો યથાશક્ય પરિચય આપવામાં લેશ પણ કચાશ નથી રાખી. આ ગ્રન્થને લેખકે વિભાગ, પ્રકરણ અને વાક્યખણ્ડોમાં વ્હેંચી નાખ્યો છે. રચના એવી યુક્તિમાં કરવામાં આવી છે કે આઠ વિભાગ, દરેક વિભાગનાં સાત સાત પ્રકરણ અને આખા ગ્રન્થમાં મળી ૧૧૯૫ ખણ્ડ ( paragraphs ) છે. ગ્રન્થના આગલા ભાગમાં નિવેદન ( પૃ. ૧૧ સુધી ) ૭૨ ખણ્ડમાં લેખકનું જ લખેલું, તે પછી પ્રો. કામદારે લખેલી પ્રસ્તાવના ( પૃ. ૬૨–૮૦ ), સાઙ્કેતિક અક્ષરોની સમજ ( ૮૧–૮૪ ) અને વિસ્તૃત ચિત્રપરિચય ( ૮૫–૧૪૬ ) તે બાદ વિષયાનુક્રમ એકેએક ખણ્ડમાં આપેલા વિષયના ઉલ્લેખ સાથે ( પૃ. ૧૪૭–૧૭૫ ) આપવામાં આવ્યો છે. પાશ્ચાત્ય શોધપૂર્વકની આ રચના અભ્યાસીઓને વિષય હસ્તગત કરવામાં બહુ સરળતા આપવાની છે એમ સ્વીકારવામાં લેશ પણ અતિશયોક્તિ નથી.

| | | |
|---|---|---|
| **પ્રથમ** | વિભાગમાં | શ્રી મહાવીર અને આગમ સાહિત્ય. |
| **દ્વિતીય** | ,, | પ્રાકૃતિકસાહિત્યનો મધ્યકાલ અને સંસ્કૃત સાહિત્યનો ઉદયકાલ. |
| **તૃતીય** | ,, | સંસ્કૃત સાહિત્યનો ઉત્કર્ષ. |
| **ચતુર્થ** | ,, | ‘ ભાષા ’ સાહિત્યનો ઉદય. |
| **પઞ્ચમ** | ,, | ‘ ભાષા ’ સાહિત્યનો મધ્યકાલ. |
| **ષષ્ઠ** | ,, | હૈરક યુગ ( ‘ ભાષા ’ સાહિત્યનો મધ્યકાલ ) |
| **સપ્તમ** | ,, | યશોવિજય ( ‘ ભાષા ’ સાહિત્યનો અર્વાચીન કાલ ચાલૂ ) |

**અષ્ટમ** ,, વિક્રમની વીસમી સદી અને સામાન્ય હકીકત, જૈનયુગ.

પાટણ, જેસલમીર, ભરૂચ એ ઉપરાંત અનેક સમૃદ્ધ નગરોના ભણ્ડારોમાં જૈનધર્મનું અને જૈન લેખકોયે રચેલાં સર્વભોગ્ય સાહિત્યનું અનેકગણું સાહિત્ય અતિ સુરક્ષિત દશામાં પડેલૂં છે. સામાન્ય રીતે આજ દિવસ સુધી એમ જ માનવામાં આવતૂં કે-જૈનધર્મમાં દાર્શનિક સાહિત્યનો અભાવ છે. પરન્તુ આ ગ્રન્થ જોયા પછી અને તે માંહેલા વિષયોનો લેખકે જે આછેરો પણ પરિચય બતાવ્યો છે, તે જોતાં સદર્પ સ્વીકારવૂં જોઇયે કે-આગલી માન્યતા તદ્દન ભૂલ ભરેલી છે. ન્યાય, વ્યાકરણ, વેદાન્ત ( જૈન ), સાહિત્ય, છન્દ, ઇતિહાસ એ દરેક શાખામાં અખૂટ અને જૈનેતર સાહિત્યને વટાવી જાય તેટલૂં બધૂં સાહિત્ય જૈન સાધુઓયે શાન્ત રીતે ખેડી કાઢેલૂં છે; પોતાને મળેલ સમય અને વિદ્યાનો સદુપયોગ કરવામાં લેશ પણ પાછી પાની કરી નથી.

જૈનધર્મ ઊપર પ્રથમથી જ ઘણાં આક્રમણો થયેલાં. આરમ્ભમાં એ બ્હીકે સાહિત્ય બધૂં શિષ્યપરમ્પરાયે મૌખિક સાચવવામાં આવતૂં એ એ સાહિત્ય **શ્રુત** કહેવામાં આવે છે, તે ઊપરથી સમઝી શકાય તેવૂં છે. જૈનધર્મની દાઝવાળા જુદા જુદા આચાર્યોયે અનેક વાર એ **શ્રુત** સાહિત્યને **ગ્રન્થસ્થ** બનાવવાની તજવીજ કરેલી, પરન્તુ વારંવારના હુમલાઓથી ગ્રન્થસ્થ સાહિત્યનો નાશ કરવામાં જૈનધર્મના વિરોધીયોયે કાંઇ બાકી ન રાખેલી. **શ્રુત** સાહિત્યને **ગ્રન્થસ્થ** કરવા પ્રસિદ્ધ ત્રણ પ્રયત્નો થયેલા : ૧ માગધ સઙ્ઘ ( પાટલી પુત્ર-પરિષદ)નો, ૨ માથુરી પરિષદનો અને ૩ વલ્લભી કિંવા નાગાર્જુનીય પરિષદનો. અત્યારે છેલ્લી એ પરિષદની **વાચનાવાળા** **શ્રુત** ગ્રન્થો **ગ્રન્થસ્થ** મળે છે. આરમ્ભના ઉત્કાલિક ૩૨ શ્રુત અને કાલિક ૩૨ શ્રુત એ બધાંનો સઙ્ગ્રહ થઇ ચૂકેલો છે. પહેલા વિભાગના ૪-૫-૬-૭ એ પ્રકરણોમાં વિસ્તૃત રીતે લેખકે **શ્રુત** સાહિ-

ત્યનો અઙ્ગ અને અઙ્ગ ઉપરાંતના આગમોનો પરિચય આપ્યો છે. આ બધૂં સાહિત્ય **અર્ધમાગધી**માં છે. લેખકે સામાન્ય રીતે એને **પ્રાકૃત કાળ** કહ્યો છે અને તે વ્યાજબી જ છે. **પ્રથમ** વિભાગમાં શ્રી. મહાવીરે કરેલી જૈનધર્મની સ્થાપના અને તેમના તેમજ તેઓ-શ્રીના શિષ્ય–પ્રશિષ્યોના તદર્થ પ્રયત્નોનો યથાશક્ય પરિચય લેખકે આપ્યો છે.

વિભાગ ૨ જામાં પ્રાકૃત સાહિત્યનો મધ્યકાલ અને જૈન–સંસ્કૃત સાહિત્યનો ઉદયકાલ શરૂ થાય છે. તે સમય સુધીનું જૈન સિદ્ધાન્તવિષયક સાહિત્ય સામાન્ય પદ્ધતિયે જ સૂત્રાદિ ગ્રન્થોમાં મળતું. આ નવાયુગના જબ્બર સૂત્રધાર **સિદ્ધસેન** દિવાકરે નૈયાયિક ધાટીયે જૈન–સિદ્ધાન્ત–**અનેકાન્તવાદ**નું સમર્થન **પ્રથમ** જ વાર સંસ્કૃત ભાષામાં આપ્યું. અને ત્યારથી જૈન ગ્રન્થો સંસ્કૃત ભાષામાં લખાવા માંડયા. એ પછી આચાર્ય **મલ્લવાદી** હરિભદ્રસૂરિ જેવા જબ્બર દાર્શનિક વિદ્વાનોયે જૈન સિદ્ધાન્ત અને સાહિત્યમાં ભારે વૃદ્ધિ કરી.

વિભાગ ૩ જાથી સમ્પૂર્ણ રાજ્યાશ્રયવાળો જૈનયુગ શરૂ થાય છે. સોલઙ્કી રાજાઓયે જૈનધર્મને રાજ્યધર્મ તરીકે સ્વીકાર્યો, ત્યારથી દેશમાં જૈનધર્મ તરફ બધા જૈનેતરો માનની નજરથી જોવા લાગ્યા. આ સમયમાં અનેક વિદ્વાનો થયા. તેમાં મુખ્ય દેવચન્દ્રસૂરિ અને તેમના શિષ્ય વિદ્વત્પ્રકાણ્ડ કલિકાલસર્વજ્ઞ હેમચન્દ્રાચાર્ય થયા. હેમ-ચન્દ્રાચાર્ય એટલે સંસ્કૃતપ્રાકૃતનો આદર્શ. કોઇ પણ શાખા એવી ન હતી કે જેમાં હેમચન્દ્રાચાર્યના ગ્રન્થો ન હોય. ખાસ હેમચન્દ્રાચાર્યમાં વિશિષ્ટતા એ હતી કે તેમના સામાન્ય ગ્રન્થોમાં ક્યાંય પણ પક્ષ-પાતની દૃષ્ટિનો ગન્ધ સુદ્ધાં મળતો નથી. આથી તેમણે જનતા તેમ જ રાજાનો પ્રેમ સારી રીતે મેળવ્યો. **હેમયુગ** ઉપર લેખકે આખૂં ૭ મૂં પ્રકરણ લખ્યૂં છે. જેમાં તેમના વિષયની યાવદુપલબ્ધ હકી-કત વિશ્વસનીય પૂરાવાથી આપી છે. એ નિર્વિવાદ છે કે હેમચન્દ્રા-ચાર્યનો સંસ્કૃત અને પ્રાકૃતભાષાના સર્વ સાહિત્ય ઉપર મોટો ઉપ-

કાર છે. અપભ્રંશભાષાનું પ્રથમ વ્યાકરણ તેઓએ જ આપ્યું. તે પૂર્વેનાં વ્યાકરણોમાં સ્વતન્ત્ર રીતે અપભ્રંશનો ઉલ્લેખ આકાશકુસુમવત્ હતો. સિદ્ધહૈમ વ્યાકરણના ૭ અધ્યાયમાં સંસ્કૃત અભિનવ વ્યાકરણ અને છેલ્લા ૮મા અધ્યાયમાં મહારાષ્ટ્રી ( **અર્ધમાગધી—હેમચન્દ્રાચાર્યના મતે આર્ષ** પ્રાકૃતનાં ઉદાહરણોસાથે ), શૌરસેની, માગધી, પૈશાચ, ચૂલિકાપૈશાચી અને અપભ્રંશ એ છયે પ્રાકૃતભાષાઓનો સમાવેશ કર્યો. હેમચન્દ્રાચાર્યના શિષ્યમણ્ડળે પણ સાહિત્યમાં બ્હોળો વધારો કર્યો.

વિભાગ ૪થાથી અપભ્રંશ ભાષાસાહિત્યના ઉદય ઉપર લેખકે સારો પ્રકાશ પાડયો છે. સંસ્કૃત અને અર્ધમાગધીમાં તો ( અથવા સૂત્રો પછીની ભાષાને **જૈન પ્રાકૃત** એવું નામ આપિયે તો તેમાં ) સાહિત્ય ખેડાયે જતું હતું. પરન્તુ આ યુગમાં તે ઉપરાંત પશ્ચિમ હિંદુસ્તાનની તો ખાસ પ્રચલિત ભાષા **અપભ્રંશ**માં પણ જૈન સાહિત્ય વિકાસ પામવા લાગ્યું. **અપભ્રંશ** એટલે **જૂની ગૂજરાતી.** અપભ્રંશના અન્ત સાથે **મધ્યકાલીન ગૂજરાતી**નો આરમ્ભ. પાટણના સુપ્રસિદ્ધ અમાત્યબન્ધુઓ વસ્તુપાલ–તેજપાલના સમયમાં જૈનધર્મનો ઉદય પૂર્ણ ચઢતી ઊપર હતો. તેઓએ સાહિત્ય તેમ જ શિલ્પ એ બન્નેનો જબ્બર વિકાસ સધાવ્યો. વાઘેલા વંશના અસ્ત સાથે રાજ્યાશ્રય ઢીલો પડી ગયો છતાં વિદ્વાન મુનિયોયે જૈનધર્મનો ફેલાવ કરવામાં કદી કચાશ ન બતાવી.

વિભાગ ૫ મેથી **સોમસુન્દર યુગ** શરૂ થાય છે. મુનિ સોમસુન્દર અને તે પછીના સાધુઓયે બ્હોળા પ્રમાણમાં ભાષાસાહિત્ય સાથે સંસ્કૃત ભાષાસાહિત્ય પણ ખેડયું. અપભ્રંશ ઉપરાંત તત્કાલીન ગૂજરાતી ભાષામાં આ યુગમાં લખાયેલું બ્હોળું સાહિત્ય ઉપલબ્ધ છે.

વિભાગ ૬ઠ્ઠામાં અકબરના સમકાલીન – પ્રસિદ્ધ હીરવિજયસૂરિની જૈનધર્મના ફેલાવની પ્રવૃત્તિ અને સાહિત્યસેવાનો ઉલ્લેખ છે.

વિભાગ ૭મામાં યશોવિજયયુગના વિદ્વાનોની સેવાનો ઉલ્લેખ છે.

ચોથા વિભાગથી પ્રાયઃ દરેક પ્રકરણને અન્તે લેખકે સાહિત્ય-પ્રવૃત્તિ એટલે ગ્રન્થોની ટીપો આપી છે. સાથે જ્યાં જ્યાં જરૂર જણાઇ છે ત્યાં ક્વચિત્ ભાષાના નમૂનાઓ પણ આપ્યા છે.

વિભાગ ૮મામાં અર્વાચીન સ્થિતિનું વર્ણન અને પાશ્ચાત્ય-વિદ્વાનો વેબર, યાકોબી, બ્યુલર, પિટર્સન વગેરેની જૈન ગ્રન્થોને પ્રસિદ્ધિમાં લાવનારાઓની હકીકત અને છેલ્લા શતકના જૈન વિદ્વાનોની હકીકતો સમાવવામાં આવી છે.

ખાસ કરી ગ્રન્થોને અન્તે લગભગ ૨૫૦ પાનામાં પરિશિષ્ટો આપી ગ્રન્થની ઉપયોગિતામાં ઑર વધારો કર્યો છે.

રા દેશાઇ જેવા સમર્થ સંશોધક અને પુરાતત્ત્વવેત્તાને સૂચના દેવી, એ મારા જેવા સામાન્ય માણસને માટે વધૂ પડતું ગણાય, તેમ છતાં આપવા સાહસ કરૂં છૂં. પૃ. ૧૮૫ ઉપર તેમ જ અન્યત્ર સ્થળોયે તેમણે ગુપ્ત સંવ્વતનો ઉલ્લેખ કર્યો છે. સિદ્ધર્ષિસૂરિ ક્યારે થયા ? ઉપમિતિ ભવપ્રપઞ્ચ અને તેના ઉપર ચન્દ્રકેવલિચરિત્ર આ બે ગ્રન્થ રચાયા છે. પ્રથમ ગ્રન્થને માટે તેઓશ્રીયે સં. ૯૬૨ નો ઉલ્લેખ કર્યો છે, જ્યારે ચન્દ્રકેવલિચરિત્રમાં ૫૯૮મા વર્ષનો ઉલ્લેખ કરેલ છે. પ્રથમ ગ્રન્થ ઉપરથી બીજો ગ્રન્થ લખવામાં આવ્યો છે, તે નિર્વિવાદ છે. ૫૯૮ એ ગુપ્ત સંવ્વત અને તેની સાથે મેળ ખાતો સં. ૯૭૪ બતાવી ૧૨ વર્ષ પછી આ ગ્રન્થનૂં રચન સમ્ભવે. ચન્દ્ર-ગુપ્ત વિક્રમાદિત્ય ૧ લાના સમયથી વિક્રમ સંવ્વત પ્રચારમાં આવ્યો છે, અને ગુપ્ત સંવ્વત તે તે જ વિક્રમ સંવ્વત છે, એમ કેટલાક પૂરાવાઓથી સિદ્ધ થઇ શકે તેમ છે (જુવો – સને ૧૯૩૫ના બુદ્ધિ-પ્રકાશના પ્હેલા અંકમાં **માલવિકાગ્નિમિત્રનૂં** અવલોકન – મારા તરફથી આપેલૂં.) આવી સ્થિતિમાં સં. ૫૯૮ એ ગુપ્ત સંવ્વત તરીકે સ્વીકારી શકાય તેમ નથી. ડૉ. ફ્લીટ વીગેરે આ સ્થળે ધા ખાઇ ગયા છે, વસ્તુસ્થિતિયે ડૉ. ફ્લીટ વગેરે જેને ગુપ્ત સંવ્વત કહે છે તે વલ્લભી સંવ્વત છે. ગુપ્ત અને વિક્રમ એક જ અને વલ્લભી

તેનાથી ૩૭૬ વર્ષ મોડો. ગુપ્ત સંવ્વતનો આવો ખુલાસો સ્વીકારવાથી ઘણી તકલીફ ઓછી થઈ જશે.

વલ્લભીનો ભઙ્ગ વિ. સં. ૮૪૫ એટલે વલ્લભી સંવ્વત ૪૯૯માં થયો. વલ્લભી–રાજાઓનો રાજ્યધર્મ જૈનધર્મ થઇ ચૂકેલો એટલે એક મુનિ પોતાના ગ્રન્થમાં વલ્લભી વર્ષ સ્વીકારે તો તેમાં કાંઈ સંશય નથી.

આ દિશા માત્ર સૂચવું છું, અને રા. દેશાઇને વીનતી કરૂં છું કે નવેસરથી આ વિષયને ઘૂંટી જવા તકલીફ લેવી, તો જરૂર વિક્રમ–ગુપ્ત – વલ્લભી એ વગેરે સંવ્વતના વિષયમાં પાશ્ચાત્યોએ ખરાબે ચઢાવેલા વ્હાણને ઉદ્ધારવાનૂં પુણ્ય હાંસલ કરી શકાશે. આ ગ્રન્થની ઉપયોગિતા માટે કોઇથી સ્હેજ પણ શંકા ઉઠાવી શકાય તેમ નથી. લેખકના ઊંડા પુરાતત્ત્વજ્ઞાનને માટે આપણે ગૂજરાતીયોયે ખાસ માન લેવા જેવૂં ગણાય.

૧૯. સુપ્રસિદ્ધ અંગ્રેજી માસિક '*Modern Review*'ના પુ. ૫૭ નં. ૫. સમસ્ત નં. ૩૪૧–મે સને ૧૯૩૫ના અંકમાં પૃ. ૫૭૬ પર K. M. J. એટલે દિ. બ. **કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી** M. A. LL. B. :—

This short history of Jain literature, which is a chronological sketch of Jain Shwetambar Literature from Lord Mahavir's time to Samvat year 1960, though called short is not so. It is written in great detail and it took the author 12 years to write it. So far as present available materials go, it can be said to be complete, because it may be acknowledged that Mr. Desai has neither spared time, money nor energy in collecting, and sifting the very large number of MSS. to be found in Gujarat and outside to make his work as comprehensive as possible. This book, along with the two other large volumes on Gurjar Jain poets also from Mr. Desai's pen,

makes up a complete picture of the activities of Jain writers in the field of Gujarati literature from the earliest to the present times. The pictures add to rhe attractiveness and utility of the present volume. The subject has been divided into eight periods or sections and the treatment of each writer comprised in the section is fine and scholarly. The one fact that dominates the mind of the reader is the fact that the Jain writers and ascetics have furnished the largest number of composers of prose and poetical works of old Gujarati and that therefore any review as to the activities of the literature of that period would always remain imperfect if it did not take stock of that phase. We think that for a considerable time to come this work will stand alone for its compre-hensiveness and wideness.

**K. M. J.**

—આ જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ કે જે શ્રી મહાવીર પ્રભુના સમયથી સં. ૧૯૬૦ સુધીના શ્વેતાંબર જૈન શ્વેતામ્બર સાહિત્યનું કાલક્રમબદ્ધ દિગ્દર્શન છે તે જો કે સંક્ષિપ્ત કહેવામાં આવ્યો છે પણ તેમ નથી. ઘણી વિગતથી તે લખાયો છે અને તે લખવાને કર્તાને ૧૨ વર્ષો લાગ્યાં છે. હાલ ઉપલબ્ધ સાધનો જોતાં તે સંપૂર્ણ કહી શકાય, કારણ કે એ સ્વીકારવું જ જોઇએ કે મિ. દેશાઇએ પોતાના ગ્રંથને જેટલો વ્યાપક બનાવી શકાય તેટલો કરવા અર્થે ગૂજરાત અને તેની બહાર મળતાં હસ્તલિખિત પુસ્તકોનો મોટો સંગ્રહ એકત્રિત કરવામાં, સંશોધવામાં અને તેની ચાળણી કરવામાં સમયનો, ધનનો કે પરિશ્રમનો સંકોચ-બચાવ કર્યો નથી. મિ. દેશાઇની કલમથીજ લખાયેલાં ગૂર્જર જૈન કવિઓ પરનાં બે મોટાં પુસ્તકો સહિત આ ગ્રંથ ગૂજરાતી સાહિત્યના ક્ષેત્રમાં જૂનામાં જૂના કાલથી આધુનિક કાલસુધી જૈન લેખકોએ કરેલા ઉદ્યોગોનું સંપૂર્ણ ચિત્ર આલેખી આપે છે.

આમાં આપેલાં ચિત્રો પ્રસ્તુત ગ્રંથની આકર્ષણીયતા અને મહત્તામાં વૃદ્ધિ કરે છે. વિષયને આઠ વિભાગોમાં વિભક્ત કર્યો છે અને તે વિભાગમાં દરેક ગ્રંથકાર સંબંધી નિરૂપણ સુંદર અને વિદ્વત્તામય છે. જે એક હકીકત પ્રજ્ઞાનપણે વાચકના મન સમીપ તરી આવે છે તે એ વસ્તુસ્થિતિ છે કે જૈન લેખકો અને સાધુઓએ જૂની ગૂજરાતીની ગદ્ય અને પદ્ય કૃતિઓના રચનારા અત્યંત મોટી સંખ્યામાં પૂરા પાડ્યા છે અને તેથી તે સમયની સાહિત્ય પ્રવૃત્તિઓનું કોઈ પણ નિદર્શન જો ઉક્ત વસ્તુસ્થિતિનો નિધિ ધ્યાનમાં લેશે નહિ તો તે હમેશાં અપૂર્ણજ રહેશે. અમે ધારીએ છીએ કે હવે પછીના ગણનાપાત્ર કાલ સુધી આ ગ્રંથ તેની વ્યાપકતા અને વિશાલતા માટે એકલો—અવિચલ રહેશે.

૨૦. શ્રી **અમીચંદ કાલીદાસ:** પ્રાંત વકીલ જેતપુર (હાલ સ્વ.)

'જૈન સાહિત્યના સંક્ષિપ્ત ઇતિહાસ'નું પુસ્તક આપે મારા તરફ એક વર્ષ ઉપર મોકલેલું તે થોડે થોડે વાંચવાનો દૃઢ નિશ્ચય કર્યાથી તે પુસ્તક આજરોજ પુરેપુરૂં વંચાઇ રહેલું છે. આપના આ ભગીરથ પ્રયત્ન અને મેહેનત માટે ધન્યવાદ આપવા જેવા શબ્દો મારા જેવા અજ્ઞાનીને મળતા નથી. મહાન ભગીરથ મેહેનત કરી જૈન સાહિત્યના ગ્રંથો મેળવી તેને જે ક્રમ અને સ્વરૂપમાં ગોઠવી અમૂલ્ય રત્ન તરીકે જૈન સમાજ તથા જૈનેતર સમાજ આગળ ધરેલું છે તેને માટે દરેક આપના રૂણી ગણાશે અને શ્રી શ્વેતાંબર જૈન કૉન્ફરન્સે તેને ઉત્તેજન આપી પ્રસિદ્ધિ આપી છે તેને માટે કૉન્ફરન્સ દેવીનો પણ ઉપકાર માનું છઉં. તા. ૨–૫–૩૫ ગુરૂવાર.

૨૧. **જન્મભૂમિ** તા. ૯–૫–૧૯૩૫માં **કલમ અને કિતાબ**ના વિદ્વાન સંપાદક શ્રી **ઝવેરચંદ મેઘાણી 'કારાગારમાંથી ડોકીયાં'** એ મથાળા નીચે:—

ભારતીય સંસ્કૃતિના પ્રવાહો વેરણ છેરણ થયા હતા, તે પાછા આજે પોતપોતાની એકલતાનાં ને સંકીર્ણતાનાં પડો ભેદીને બહાર

નીકળી રહ્યા છે. તે બધા હવે પરસ્પર સંગમ માગે છે, એ સંગમની અંદરથી ઉદાર રાષ્ટ્રસંસ્કારનો સાગર રચાય છે.

**ધાર્મિક ઝનુન**-રાષ્ટ્રસંસ્કૃતિના છેદનમાં ધાર્મિક અસહિષ્ણુતાએ ભારી ઝનુનીભાગ ભજવ્યો છે. એનું એક કરૂણ દૃષ્ટાંત આ રહ્યું. જૈનધર્મ ભારતવર્ષનો ભૂમિજાત ધર્મ: એના ઉપાસકોએ તત્વશોધનમાં, દર્શનમાં, ઇતિહાસમાં, વાઙ્મયમાં, કલા ને કારીગીરીમાં અણમોલ હીસ્સા રજુ કર્યા. પણ ધાર્મિક વૈરવૃત્તિએ રાષ્ટ્રના ખોળામાં એ તમામનો મુક્ત સ્વીકાર ન થવા દીધો. એ વૃત્તિના પ્રત્યાઘાતે જૈનોમાં પણ સાંકડી અતિસંરક્ષક સંપ્રદાય-વૃત્તિ જન્માવી. પરિણામે એનાં શાસ્ત્રો, સાહિત્ય, વગેરે બધાં એના પુસ્તકભંડારોના પટારામાં બંદીવાન બન્યાં.

**અવગણના પામેલ**—એ કારાગૃહને ભેદવાનો યશ નવયુગની રાષ્ટ્રદ્રષ્ટિને જાય છે. એ યશનો મોટો હીસ્સો આ પુસ્તકના પ્રયોજકને મળશે. કેમકે એમણે સંપ્રદાયવૃત્તિની બણુગાંખોરીથી વેગળા રહી, કેવલ એ સંસ્કૃતિપૂજક તરીકે, આ અવગણના પામેલા જૈન સાહિત્યનો સવા બે હજાર વર્ષોનો ફાલ આપણા ધ્યાન પર આણ્યો છે.

**બાવીસ સૈકાઓ**—આશરે અગીઆરસો પાનાંનો આ ગ્રન્થ ઉપર ટપકે જોવા જતાં પણ દિવસો લાગે. મહાવીર સ્વામીના મુખબોલ વિ. સં. પૂર્વે કેટલાંય વર્ષો પર ઝીલાઈ લિપિબદ્ધ બન્યા, ત્યાંથી માંડીને વિ. સં. ૧૯૫૭માં છેલ્લા જૈન કવિ-ચિંતક શ્રીમદ્ રાજચંદ્રના અવસાન સુધીની કાવ્યરચના: વચ્ચેના વીસથી યે વધુ સેંકડાઓમાં જૈનોએ કેટલું કેટલું સાહિત્ય રચ્યું તેનો આ ઇતિહાસ પ્રમાણભૂત ને માહીતી-ભરપૂર છે.

**ગુજરાત પર ઋણ**—ગુજરાતી સાહિત્ય ઉપર આ ગ્રંથનું મોટું રૂણ ચડે છે. કેમકે જૈનોનું બુલન્દ મથક સૌરાષ્ટ્ર-ગુજરાત. પ્રાચીન અને મધ્યકાલીન જૈન જાહોજલાલી સૌરાષ્ટને પારણે હીંચકેલી છે. જૈન સાધુ-ઓના વાંચ્મયપ્રેમ કે ઇતિહાસપ્રેમ, અને કડક ત્યાગનિયમના પાલનની વચ્ચે રહ્યે રહ્યે પણ તેઓએ રચેલું બહુરંગી સાહિત્ય, તેઓએ માગધી-

માંથી ઘડેલી ને ઘાટઘુટ પાડેલી પ્રાચીન ગુજરાતી ભાષા, તેઓના લહીયાઓએ આપેલો લિપિ-મરોડ, તેઓએ ગાયેલાં મહાકાવ્યો, રાસો-ઋતુગીતો: તેઓએ રચેલાં વ્યાકરણો, સંસ્કૃત કાવ્યો, અલંકાર-શાસ્ત્રો; આ તમામ ઉપર અનિવાર્યપણે બેશક સાંપ્રદાયિકતાના રંગો ચઢેલા હતા તે છતાંય તેમાં અંકિત થએલ રસની, વિદ્યાની, ને કલાની સાર્વજનિકતાને ઉવેખી શકાય તેમ નથી.

**યોજનાની જરૂર**—પરંતુ આ તો હજુ કેવળ નિર્દેશ છે. માહિતીની ટીપ છે. મૂળ કૃતિઓનાં મૂલ તો એનાં પ્રકાશનો થયે જ મુલવી શકાશે. કેટલું ચિરંજીવ ને કેટલું ભૂતકાલને કાયમી હવાલે કરી દેવા જેવું, તે નિર્ણય ભવિષ્યની પેઢીઓ કરશે. આજે તો એટલું જ કહીએ કે આંહી ચીંધવામાં આવેલી પ્રચુર સામગ્રીમાંથી વિવેકપૂર્વક તારવણી કરીને ગુજરાતીમાં કેટલીક કૃતિઓનાં પ્રકાશન કરો. ને એવા પ્રકાશન માટે તો આ ગ્રંથકર્તાના નેતૃત્વ નીચે એક મોટી યોજના રચીને અભ્યાસીઓનું એક આખું મંડલ બેસારી દેવું જોઇએ.

**મોકળી કલમ**—સાહિત્યની જોડે સંબંધ ન ધરાવતું એવું કેટલુંક ઇતિહાસદર્શન, અન્ય કેટલીક ચર્ચાઓ, શિલ્પાદિક વિષેનું વિવરણ, ઇત્યાદિ વાતોને બાદ રાખતાં ને શુદ્ધ સાહિત્ય-ઇતિહાસનીજ સીધી રેખા પર એકાગ્ર થતાં આ ગ્રંથને હજુ સારી પેઠે ટુંકાવી શકાયો હોત. પરંતુ જૈનોના સાંપ્રદાયિક ઇતિહાસનો આપણે ત્યાં સર્વથા અભાવ હોઇ, જૈન ધર્મ ને જૈન પ્રજા સંબંધે બહુધા અજ્ઞાન વર્તતું હોઇ, કર્તાએ મોકળી કલમે આખા પ્રદેશમાં ધુમાધુમ કરી છે, તે એક રીતે ઠીક થયું છે. કર્તાના આખા પ્રયાસ ઉપર પ્રો. કેશવલાલ કામદારની પ્રસ્તાવના સુંદર આલોચના કરે છે.

**૨૨. શ્રી પોપટલાલ પુંજાભાઈ શાહ B. A. વાંકાનેર :—**

"જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ" એક મોટું પુસ્તક છે; અને છતાં તેમાં સંક્ષિપ્ત ઇતિહાસ રૂપેજ જૈન સાહિત્યની હકીકત અપાઈ છે.

ઇતિહાસ એટલે માત્ર વિગતોનો ખડકલોજ નહિ, માત્ર મહાપુરુષોનાં જીવનોજ નહિ, પણ તેનો સુંદર સમન્વય અને તેમાંથી નીપજતાં તત્કાલીન અને દૂરગામી પરિણામોનું દર્શન અને તેની ભૂતકાળનું ખૂન ન કરે તેવા પ્રકારની છતાં વર્ત્તમાનમાં ઉપયોગી થઇને ભાવિને ઘડવામાં કામ લાગે તેવી ગવેષણા. આમ ઇતિહાસ એટલે જીવનનું વ્યવહારૂ તત્ત્વજ્ઞાન–History is a practical philosophy of life.

આ દૃષ્ટિને અને તેટલી લક્ષ્યમાં રાખીને શ્રી મોહનભાઈએ "જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ" આલેખ્યો છે. ચિત્રો, ચિત્ર પરિચય, હકીકતોની પ્રમાણભૂત નોંધ અને તેની તટસ્થ છણાવટ તેમજ પ્રસિદ્ધ સાહિત્યકારોનાં જીવનની રસિક વિગત, એ સર્વ વાંચતાં એમ લાગે છે કે ઉક્ત ગ્રંથ એ નથી કોઇ હકીકતોનો નર્યો ખડકલો, કે નથી કોઇ સાંપ્રદાયિક પ્રશસ્તિનું મોટું પુરાણ કે નથી કોઈ તત્ત્વચર્ચાથી ભરેલી આછી ઇતિહાસસામગ્રીનો અધૂરો શબ્દાડંબર.

પણ એમાં લેખકશ્રીનો તલસ્પર્શી અભ્યાસ, તેનો ઉપયોગ કરવાની વિદ્વત્તા ભરી શક્તિ, અને તુલનાત્મક તારવણી તેમજ હકીકતની સળંગ મીલાવટને સાંકળવાની ભારોભાર મહેનત, પાને પાને જણાઈ આવે છે.

છતાં આમાં ઘણી ખરી કૃતિઓનો અને તેના કર્તાનો નામનિર્દેશ કરીનેજ સંતોષ માનવામાં આવ્યો છે. વળી જૈન સાહિત્યમાં–ખાસ કરીને આગમ સાહિત્યમાં–થયેલા વિકારનું દર્શન પણ દેખાતું નથી. તેનું કારણ એ છે કે લેખક પોતે સંક્ષિપ્તતામાંજ બધું પતાવી દેવા માગે છે, અને તેથી તેવી વિવેચનાને સ્થાન રહેતું નથી. સવિસ્તર હકીકત અને વિવેચના માગી લે તેવો ઇતિહાસ તો કદાચ આવા પાંચ સાત ગ્રંથો કે તેથી વધારે પણ ભરી દે.

પણ ઇતિહાસમાં પરમ આવશ્યક સંશોધનનો ભગીરથ પ્રયત્ન તો આમાં હરકોઈ વાચકને આંખે ઉડીને વળગે તેવો દેખાશે. છેલ્લે

છેલ્લે લેખકશ્રી પોતાના શુભ મનોરથો–ઇતિહાસનો ભાવિ ઉપયોગ–સુંદર રીતે રજુ કરે છે, અને તે પણ અવશ્ય હરકોઈ જૈન જૈનેતરને વાંચવા અને મનન કરવા યોગ્ય છે.

લેખકશ્રીના આવા ધન્ય પરિશ્રમ માટે હાર્દિક ધન્યવાદ સિવાય બીજું શું કહી શકાય?

**૨૩. શ્રી મોહનલાલ ભગવાનદાસ ઝવેરી** B. A. LL. B. Solicitor. **મુંબઈ.**

શ્રીયુત મોહનલાલ દલીચંદ દેશાઈ કૃત જૈન સાહિત્યના સંક્ષિપ્ત ઇતિહાસનું પ્રકાશન શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સના પ્રારંભમાંજ કંઈપણ અભિપ્રાય મારે આપવો એ કદાચ સુરૂચિ કે ઔચિત્યનો ભંગ ગણાય એથીજ મેં આપેલો નહિ. આજે એ ગ્રંથ પ્રસિદ્ધ થયાને લગભગ આઠ વર્ષ થયાં છે એટલે તે સંબંધી હું મારો અભિપ્રાય વિના સંકોચ આપી શકું. જૈન સાહિત્યના કે પશ્ચિમ હિંદના સાહિત્યના સંસ્કૃત પ્રાકૃત અપભ્રંશ પ્રાચીન કે અર્વાચીન ગુજરાતી ભાષાના ભવિષ્યના ઇતિહાસલેખકને આ ગ્રંથ વગર પગલું ભરવું પણ ચાલે એમ નથી કારણકે તે તે ઇતિહાસનાં મૂળો અને ઉપયોગી સાધનો કયા કયા રૂપમાં અને કયે કયે સ્થળે છે તે માહિતી આ ગ્રંથ પૂરી પાડે છે. આ ગ્રંથની સહાય લીધા સિવાય તેવી માહિતી મેળવતાં તેવા લેખકોને ઘણા લાંબા સમય અને શ્રમનો ભોગ આપવો પડે. એવા સમય શ્રમ અને શક્તિના વ્યર્થ વ્યયમાંથી ભવિષ્યના સાહિત્યવીરો અને ઇતિહાસકારોને બચાવી શ્રીયુત દેશાઈએ સાહિત્યની સંસ્કૃતિની અનુપમ સેવા કરી છે. શ્રીયુત દેશાઈ મ્હારા પરમ મિત્ર છે અને મને અંગત માહિતી છે કે તેઓએ પોતાના વકીલાતના ધંધામાંથી કિંમતી સમય બચાવી સાહિત્ય સેવા કરી છે. પોતાની ઑફિસમાં, કોર્ટની લાઇબ્રેરીમાં તેમજ કોર્ટની લૉબીમાં પણ એક સરખા અક્ષરે ત્વરાથી લખતાં કે પ્રૂફ વાંચતાં તમે કોઇને કલ્પો તો તે શ્રીયુત દેશાઈ હોઈ શકે. આ ગ્રંથ કે તેવાજ અન્ય

ગ્રંથોનાં લખાણો કે પ્રૂફો વિગેરેનું બંડલ તો તેમની સાથેજ હોય. કોર્ટમાં પડતી નાની કે મોટી દરેક વેકેશનોમાં તેઓ અવિશ્રાંતપણે ગામેગામ અને શહેરે શહેર પર્યટન કરતા હોય અને અવિરતપણે ભંડારો જોતા હોય; વળી પોતાની કે પોતાના મિત્રોની લાગવગનો ઉપયોગ કરી સંઘની કે પંચની માલિકીના તેમજ ખાનગી માલિકીના ભંડારો જોવા માટે તેમના પ્રયાસો હંમેશ ચાલુજ હોય. ટૂંકમાં કહીએ તો લેખન એમના જીવનમાં એક વ્યસનજ થઈ પડયું છે. તેમનાં કાર્યોમાં ભાગ્યેજ કોઇ કલાર્ક, પ્રુફ રીડર, અનુક્રમણિકા આદિ રચનારની મદદ હોય. કેવળ mechanical મીકેનીકલ (યાંત્રિક) ઢબે થઈ શકે એવાં કાર્ય પણ તેમને જાતેજ કરતાં મેં જોયા છે. તે વખતે તેમનો જવાબ એકજ હોય કે પ્રકાશન–સંસ્થા ઉપર વ્યર્થ બોજો શું કામ નાંખવો અને તેવા કુશળ કે સમજદાર સહાયકો પણ કયાંથી મેળવવા ? આ ગ્રંથની પાછળ એકજ માણસનો કેવો ભગીરથ શ્રમ છે તે દેખાડવા અર્થેજ આટલું દર્શાવ્યું છે.

આ ગ્રંથની ઉત્પત્તિ અને વિકાસ સંબંધી ગ્રંથ કર્તાએ પોતાના નિવેદનમાં વિગતે ઉલ્લેખ કર્યો છે. "સંક્ષિપ્ત ઇતિહાસ" એ નામ જોઇ આ ગ્રંથ હાથમાં લેનાર ઘણી વખત કહે છે કે દરેક વિષયની એટલી બધી વિગતમાં ગ્રંથકાર ઉતરે છે કે અલ્પ સમયમાં જૈન સાહિત્યનો ઇતિહાસ જાણવાની અભિલાષા રાખનારને નિરાશજ થવું પડે. આ ટીકા ગર્ભિત રીતે ગ્રંથની પ્રશંસાજ છે. આ ગ્રંથ સામાન્ય વાંચકો માટેનોજ નહિ, પણ ગ્રંથકર્તાઓ સાહિત્યકારો ને ઇતિહાસકારો માટેનો ગ્રંથ છે. તેમની પ્રચંડ ક્ષુધાને યોગ્ય આહાર આવાજ ગ્રંથ સમર્પે. જરૂર એક દૃષ્ટિકોણ એવો હોઇ શકે કે જૈન સાહિત્યના જ્યોતિર્ધરોનોજ –મુખ્યપણે તેમના ગ્રંથરાશિની વિસ્તૃત સમાલોચના અને તે દ્વારા ભિન્નભિન્ન કાળની સંસ્કૃતિ, લોકોની રહેણી કરણી અને સર્વ પ્રકારના વિકાસ ને પ્રગતિનો–ઇતિહાસ આલેખવામાં આવે તો સામાન્ય વાંચકને યોગ્ય અને વિશ્વસનીય અને રૂચિકર ઇતિહાસ પૂરો પાડી શકાય.

(આવા ઇતિહાસ માટે તો આવાં અનેક વૉલ્યુમો જોઇએ–અને તે ભવિષ્યમાં કોઇ વિરલો પાકે ને પૂરાં પાડે ત્યારે જોઇશું.) આતો માત્ર કાર્યપદ્ધતિને અંગેનો મતભેદ ગણી શકાય. વિવિધ દૃષ્ટિબિંદુવાળા સર્વ કોઇને એક સરખી રીતે રૂચિકર થાય એવી રચના કરવાનો પ્રમાણિકપણે કોઈપણ દાવો કરી શકે નહિ. એકજ વસ્તુની રજુઆત એક ચિત્રકાર એક રીતે કરે અને બીજો બીજી રીતે પરંતુ તેમાં ગ્રહણ કરવા યોગ્ય તો તેમની કળાજ હોઈ શકે; એજ પ્રમાણે આ ગ્રંથની રચનામાં શ્રીયુત દેશાઈના ભગીરથ શ્રમ, અવિરત ઉદ્યમ, માહિતીની શક્ય ચોકસાઈ અને અગમ્ય સ્થળેથી અને અકલ્પ્ય રીતે માહિતી મેળવી સરસ સંયોજના કરી રૂચિકર સંગ્રહ કરવાની કળા તરી આવે છે.

---

## જૈન ગૂર્જર કવિઓ–બીજો ભાગ
### અભિપ્રાયો

['જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' પ્રકટ થયો તેમાં અંતે પૃ. ૧૦૬૦ થી ૧૦૭૯માં 'જૈન ગૂર્જર કવિઓ બીજો ભાગ' સંબંધી બાવીસ અભિપ્રાયો સમાવેશ પામ્યા છે. પછીના ત્રણ અભિપ્રાયો નીચે અપાયા છેઃ]

૨૩. ખરતરગચ્છના પૂ. મુનિશ્રી ગણાધીશ **હરિસાગર** (હાલના **જિનહરિસાગર સૂરિ**):—

**धर्मलाभपूर्वक मालूम हो कि आपके प्रयाशसे जो "गुर्जर जैन कविओं" नामक पुस्तकका दुसरा भाग मैंने देखा देखके बडी प्रशन्नता हुई । आपका यह प्रयाश अनुमोदनीय है आपने जो गवेषणा की है वह अत्युत्तम है। मुझे लिखते हुए अत्यंत हर्ष होता है कि हमारी जैन समाजमें आप जैसे उत्साही सज्जन मौजूद हैं । आप जैसे उत्साहियोंसे ही हमारी समाजका मुख सदैव अन्य समाजोंके सामने**

समुज्ज्वल हो रहा है अन्यथा इस समाजका नाम सायत ही साहित्यसेवियोंमे रहता ।

महानुभाव! जैन समाजमें इतिहासके विषयको जाननेवाले बहुत कम हैं उसमें भी उनसे परीचित होनेवाले बहुत ही कम है क्योंकि यह विषय सामान्य जनता के विषयका नहीं है पंडितोके विषयका है । पंडितो में भी कितनेक पेसे हैं कि छानविन होनेसे कहीं अपनी पोल न खूल जाय इसी डरसे चूपचाप अपनी तूंती बजाते रहते है यह तो आप जैसे पुरुष ही कमर कस कर बाहर आ सकते है और पुर्व पुरुषोंकी अमूल्य किम्मत अन्य समाजमें करा सकते है इस लिए आपको सतशः धन्यवाद समर्पित करता हूँ स्वीकारें । दिल्ली श्रावन शुदि १५ शुक्र १९८८.

૨૪. 'ગુજરાતી' અઠવાડિક તા. ૩-૧૨-૧૯૩૩ ના અંકના પૃ. ૧૭૩૮ માં 'સ્વીકાર અને સમાલોચના'ના મથાળા નીચે શ્રી. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી:—

રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઇએ જૈન ગુર્જર કવિઓ પ્હેલો ભાગ વિ. સં. ૧૯૮૨ માં બહાર પાડેલો. એ ભાગ સાથે તેમણે ૩૨૦ પાનાનો 'જૂની ગૂજરાતીનો ઇતિહાસ' એ નામનો ઉપયુક્ત નિબંધ પ્રસ્તાવના તરીકે પ્રકટ કર્યો છે. અને મૂળમાં વિક્રમના તેરમાથી સત્તરમા સૈકા સુધીના કવિઓની અને તેઓની કૃતિઓની નોંધ લીધી છે. પછી સં. ૧૯૮૭ માં આ બીજો ભાગ બહાર પાડ્યો છે, જેમાં સં. ૧૭૦૧ થી ૧૮૦૦ સુધીના જૈન કવિઓની અને તેઓની કૃતિઓની નોંધ આ ગ્રંથનાં પૃ. ૫૮૯ સુધીમાં આપી છે. મતલબ કે આ બીજો ભાગ વિક્રમના અઢારમા શતકના કવિઓ અને તેઓની કૃતિઓની નોંધ માત્રથી પૂરો થતો નથી, જો કે આ નોંધમાં બેય ભાગમાં મળીને કુલ ૪૬૬ કવિઓની ૯૪૩ કૃતિઓની આદિ અંતના ઉતારા સાથે નોંધ કરવામાં આવી છે, તેમાંથી પ્હેલા

ભાગમાં ૨૮૭ કવિઓની ૫૪૧ કૃતિઓની નોંધ છે, અને બાકીની આ બીજા ભાગમાં છે. મતલબ કે વિક્રમના અઢારમા સૈકાના ગ્રંથોની સંખ્યા ઘણી મોટી છે. નજીકના સમયના ગ્રંથો વધારે જળવાઈ રહ્યા હોય અને જૂના કાળના ઘણા નાશ પામ્યા હોય, એ કુદરતી છે.

૯૪૩ જેટલા ગ્રંથોની જુદા જુદા ભંડારોના ગ્રંથોની પ્હેલાં થયેલી નોંધો જોઇને તથા જુદાં જુદાં સ્થળોએ ફરી તે તે સ્થળના ભંડારો તપાસી તેમાંથી નોંધો કરી આવો સંગ્રહ તૈયાર કરવામાં કેટલી મહેનત શ્રી. મો. દ. દેશાઇને પડી હશે, એ તો એવું કામ કરનાર જ સમજી શકે.

ગુજરાતી ભાષાના અભ્યાસ માટે ખાસ કરીને પ્રાચીન ગુજરાતીના અભ્યાસ માટે આ બેય ગ્રંથો ઘણા ઉપયોગી છે, પ્હેલો ભાગ બ્હાર પડયો ત્યારેજ ગુજરાતના વિદ્વાનોએ એ ગ્રંથની ઉપયોગીતા મુક્ત કંઠે સ્વીકારી છે. એટલે એ વિષે કાંઈ વધુ કહેવાની જરૂર નથી. પણ જેમ પ્હેલા ભાગમાં પ્રસ્તાવના રૂપે જૂની ગુજરાતીનો ઇતિહાસ લખ્યો હતો તેમ આ બીજા ભાગમાં પરિશિષ્ટ રૂપે ઘણું સાહિત્ય આપ્યું છે. પૃ. ૫૯૦ થી ૫૯૪ માં ૧૮મી સદીની ગદ્યકૃતિઓની ટુંકી નોંધ છે. પછી પૃ. ૬૧૦ સુધીમાં અઢારમી સદીના કવિઓની અકારાદિ અનુક્રમણિકા છે. પૃ. ૬૧૧ થી ૬૩૮ સુધીમાં સંવત્ક્રમમાં એજ કવિઓની અનુક્રમણિકા છે. પછી પૃ. ૬૩૯ થી ૮૨૨ સુધીમાં પાંચ પરિશિષ્ટો છે, જેમાંનું છેલ્લું તો જૈન ગુર્જર કવિઓ પ્રથમ ભાગ સંબંધી અભિપ્રાયો છે. પણ બાકીનાં ચાર પરિશિષ્ટો ઘણાં ઉપયોગી છે.

પ્હેલા પરિશિષ્ટમાં જૈન કથાનામ કોષ છે. આમાં જૈન કથાનાયકોનાં અકારાદિ અનુક્રમે નામો આપી તેની સામે આત્મપ્રબોધ, ઋષિમંડલવૃત્તિ વગેરે જૈન કથાઓના સંગ્રહગ્રંથોના ઉલ્લેખો આપ્યા છે. આ રીતે વાસ્તવિક જૈન કથા કોષ માટે આ સારી પ્રાથમિક તૈયારી છે.

પરિશિષ્ટ બીજામાં જૈન ગચ્છોની ગુરુપટ્ટાવલીઓ આપી છે. જૈન ઇતિહાસના તથા ગુજરાતના સામાન્ય ઇતિહાસના સંશોધન કાર્યમાં આ પટ્ટાવલીઓ બહુ ઉપયોગી છે. કારણકે એમાં અનુક્રમ સાથે વર્ષો પણ આપ્યાં છે. અને ગુજરાતના સોલંકી કાળ માટે તો ઘણી સંવતવાળી નોંધો મળે છે અને તે મોટે ભાગે વિશ્વાસપાત્ર છે. આ પરિશિષ્ટમાં ખરતર ગચ્છ અને તપા ગચ્છની પટ્ટાવલીઓ માટે ડા. કલાટે (klatt). ઇન્ડિયન એન્ટીકવેરી પુ. ૧૧ પૃ. ૨૪૫ થી ૨૫૬ માં છપાયેલા લેખનો મુખ્યત્વે ઉપયોગ કરવામાં આવ્યો છે પણ તે ઉપરાંત બીજાં સાધનોમાંથી ટિપ્પણીઓમાં વિગતો ઉતારવામાં આવી છે.

પરિશિષ્ટ ત્રીજામાં વિધિ પક્ષ ગચ્છ—અંચલ ગચ્છની પટ્ટાવલી આપી છે. અને ચોથા પરિશિષ્ટમાં રાજાવલી આપેલ છે. જે ગુજરાતના ઇતિહાસનું એક ઉપયોગી સાધન છે.

આ બીજા ભાગ સાથે 'જૈનો અને તેનું સાહિત્ય' એ સંબંધી એક વિસ્તૃત નિબંધ જોડવાનો શ્રી. મો. દ. દેશાઇનો વિચાર હતો, પણ લખતાં લખતાં એ નિબંધ મોટા પુસ્તક જેવડો થઇ ગયો એટલે હવે જુદા પુસ્તક રૂપે છપાય છે. અને આપણે ઇચ્છીશું કે એ પુસ્તક પણ હવે આપણા હાથમાં જલદી આવે.

---

## જૈન ગૂર્જર કવિઓ પ્રથમ અને બીજો ભાગ

૧ પ્રસિદ્ધ ભાષાશાસ્ત્રી શ્રી **કેશવરામ કાશીરામ શાસ્ત્રી** પોતાના '**કવિચરિત**' ભાગ ૧ (પ્ર૦ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ) ના આરંભના નિવેદનમાં:—

'શ્રી **મોહનલાલ** દલીચંદ દેસાઇએ "જૈન ગૂર્જર કવિઓ" ના બે ભાગ લખી આપણને ગૂજરાતી ભાષાના સળંગ સાહિત્યસર્જનની એક પ્રધાન શાખાના સાહિત્યકારોનો આવશ્યક પરિચય મેળવવાની સુવિધા કરી આપી છે. ૧૭૬૪ પાનાંના બે ગ્રંથોમાં લગભગ વિક્રમની

૯ મી શતાબ્દીથી શરૂ થતા, જેને હું પ્રાચીન ગૂજરાતી ગણું છું. સ્વ. દી. બ. કેશવલાલ ધ્રુવે પણ જેને પ્રાચીન ગૂજરાતી માનેલી, અને પં. બેચરદાસ દોશી જેને ઊગતી ગૂજરાતી કહે છે, તે અપભ્રંશ ભાષાના કવિઓથી શરૂ કરી ઉપોદ્ઘાતમાં અપભ્રંશ ભાષા વિષયક માહિતી આપી, પછી મુખ્ય ગ્રંથમાં વિક્રમની ૧૩ મી સદીથી જેને "જૂની ગૂજરાતી" કહેવામાં તો જરાયે સંકોચ નથી, તેવી ભાષામાં કાવ્ય કરનારા કવિઓની મળતી વીગત અને સાહિત્યકૃતિઓના પ્રાપ્ય આદિ-અંત વર્ષવાર આપવાનો શ્રી. દેસાઇએ પ્રયત્ન કર્યો છે. આવો મહાન પ્રયત્ન ગૂજરાતી ભાષામાં કરવામાં જે શ્રમ લેખકને પડયો છે તે માત્ર તે વિષયના જાણકારોજ સમજી શકે. કોઇ મોટી પુસ્તકશાળાનાં કબાટોને શોભાવતા એ ગ્રંથો નથી, પણ અનેક જ્ઞાન ભંડારોમાં અત્રતત્ર વેરાયેલી હાથપ્રતોમાં એ ગ્રંથો દટાયેલા પડયા છે, ત્યાં ત્યાં જઇ તેમણે મહામુશ્કેલીએ હાથપ્રતો મેળવી તેમાંથી ઉપયોગી માહિતી એકઠી કરી તે તે કવિના વિષયમાં પણ પ્રકાશ પાડવાનો પ્રયત્ન કર્યો છે. ગૂજરાતી કવિતાની એક શાખાની સળંગ કૃતિઓનો ઇતિહાસ મેળવવામાં આ પ્રમાણે સરળતા થઇ છે.

× × જૈનેતર કવિઓ પ્રાપ્ત થાય છે, તેના કરતાંએ મોટી સંખ્યામાં જૈન કવિઓ થઇ ગયા છે. ગૂજરાતી ભાષાનો સમગ્ર અભ્યાસ આ ઉભય (જૈન અને જૈનેતર) શાખાના પરિચય વિના અસંભવિત છે. ગૂજરાતી સાહિત્યનો જેને ઇતિહાસ જોઇયે છે, તેને પ્રત્યેક યુગમાં થયેલા જૈન કે જૈનેતર કવિને કવિતાવિકાસની દૃષ્ટિએ જોવાની અનિવાર્યતા છે. આવો સંકલિત પ્રયત્ન વિશદ અને અભ્યાસપૂર્ણ દૃષ્ટિએ હજી થવો બાકી છે.

× × પ્રત્યેક કવિને માટે વિસ્તારથી જેને જોઇતું હોય તેને તો આ **"કવિચરિત"** ઉપયોગી થશે, જેની વસ્તુસ્થિતિએ તો શ્રી મોહનલાલ દ. દેસાઇના "જૈન ગૂર્જર કવિઓ"ના બંને ગ્રંથોની સાથોસાથજ વાંચવાથી ઉપયોગિતા છે, તે સત્ય વસ્તુને અહીં કોઇ રીતે ઢાંકી ન શકાય. × ×

૨ શ્રી **ઝવેરચંદ મેઘાણી** જન્મભૂમિના ૬–૭–૧૯૪૦ના અંકમાં પોતાના 'કલમ અને કિતાબ' માં ઉપર્યુક્ત 'કવિચરિત' ની સમાલોચનામાં:—

શ્રી મોહનલાલ દલીચંદ દેસાઇએ 'જૈન ગૂર્જર કવિઓ' ના બે દળદાર ખંડો લખીને વિક્રમની ૯મી સદીથી શરૂ થતા પ્રાચીન અપભ્રંશ અને ઉગતી ગુજરાતી કવિતાના ખેડણહાર જૈન કવિઓના જીવન કવનની યશસ્વી દિશા અજવાળી આપી છે.

---

## શ્રી જૈન શ્વે૦ કૉન્ફરન્સ ઑફિસથી પ્રકાશિત મળતાં પુસ્તકો

૧ **જૈન ગ્રંથાવલી**—૪૮૦ પૃષ્ઠનો દળદાર રૉયલ ઑકટેવો ગ્રંથ પાકું પૂંઠું. પંચાંગી સહિત આગમ, ન્યાય, ફિલોસૉફી, ઉપદેશ, આદિ વિષયો સંબંધી પૂર્વાચાર્યો રચિત પુસ્તકોની તેના પ્રાપ્તિસ્થાન–ભંડારના નિર્દેશ સહિત–રચના સંવત્ વગેરેની માહિતીવાળો પ્રથમ માર્ગદર્શક સૂચી ગ્રંથ. મુદ્રિત સં. ૧૯૬૫ મૂળ કિં. રૂ. ૩ ઘટાડીને રૂ. ૧–૮–૦.

૨ **જૈન શ્વે૦ મંદિરાવલી**—મૂળ કિં. રૂ. દોઢ ઘટાડીને રૂ. ૦–૮–૦.

## પ્રસિદ્ધ લેખક શ્રી મોહનલાલ દલીચંદ દેશાઈ

## કૃત જૈનસાહિત્યના અમૂલ્ય ગ્રંથો

૩ **જૈન ગૂર્જર કવિઓ ભાગ ૧ લો**—જૂની ગૂજરાતી ભાષાના ઇતિહાસ સંબંધી ૩૨૦ પૃષ્ઠની પ્રસ્તાવના અને વિસ્તૃત અનુક્રમણિકા સહિત કુલ પૃ. ૧૦૦૦. મૂલ કિં. રૂ. પાંચ--ઘટાડીને રૂ. ૧–૮–૦.

૪ **જૈન ગૂર્જર કવિઓ ભાગ ૨ જો**—ઉપયોગી પરિશિષ્ટો અને વિસ્તૃત અનુક્રમણિકાઓ સહિત કુલ પૃ. ૮૫૦ મૂલ કિં. રૂ. ત્રણ ઘટાડીને રૂ. ૧–૦–૦.

**૫ જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ.** શ્રી મહાવીર સ્વામીના સમયથી સં. ૧૯૬૦ સુધીના શ્વેતામ્બર જૈનોના સાહિત્યનું ક્રમબદ્ધ દિગ્દર્શન–આગમ–પંચાંગી, સંસ્કૃત પ્રાકૃત અપભ્રંશ ગૂજરાતી સાહિત્યનો, તેના રચનાર ગ્રંથકારોનો, સમયસંયોગનો પરિચય આપનાર સર્વસંગ્રહ જેવો મહાન્ સચિત્ર ગ્રંથ કુલ પૃ. ૧૨૫૦ થી વધુ. મૂલ કિં. રૂ. ૭ ઘટાડીને રૂ. ૩–૦–૦.

**નોંધ**—ઉપરનાં ૩ થી ૫ નંબરનાં **મો. દ. દેશાઇકૃત** પુસ્તકો એક સાથે લેનારને રૂ. ચારમાં મળી શકશે. સર્વની ઘટાડેલી કિંમત થોડા સમય સુધી સમજવાની છે.

લખોઃ–**શ્રી જૈન શ્વે૦ કૉન્ફરન્સ** ૨૦, પાયધુની, **મુંબઈ ૩.**

---

**શ્રી જૈન શ્વે૦ એજ્યુકેશન બૉર્ડથી પ્રકાશિત પુસ્તકો.**

**શ્રી સામાયિક સૂત્ર**—મૂલ અર્થ ભાવાર્થવાળું ચૈત્યવંદન સ્તુતિ સ્વાધ્યાય ને તેના અર્થ સહિત વિદ્યાર્થી આવૃત્તિ. લેખક શ્રી મોહનલાલ દ. દેશાઈ. રૂ. ૦–૨–૦.

**Sammati Tarka (સમ્મતિ–તર્ક)**—પં. સુખલાલ અને પં. બહેચરદાસે લખેલી વિદ્વત્તાપૂર્ણ પ્રસ્તાવના અને ટીકા સહિતનું મૂલનું અંગ્રેજી ભાષાંતર. કિંમત રૂ. ૧–૨–૦.

લખોઃ–**જૈન શ્વે૦ એજ્યુકેશન બૉર્ડ,** ૨૦ પાયધુની, **મુંબઈ ૩.**